# નવાં પુસ્તકો

# નિવેદન

દેશદેશની ભાષાઓના સાહિત્યમાંથી સુંદર વાર્તાઓનો આ સંગ્રહ પ્રગટ કરતાં અમને આનંદ થાય છે.

હવે પછી, અમારી યોજના આપણા પ્રાંતપ્રાંતની ભાષાઓના–ભગિની ભાષાઓના સાહિત્યમાંથી ભાષાવાર શ્રેષ્ઠ વાર્તાઓને સંગ્રહતાં પુસ્તકો પ્રગટ કરવાની છે. પાડાશીહક્કના દાવે ને સમગ્ર હિંદમાં પ્રવર્તતી આપણી સાંસ્કૃતિક ભૂમિકાની ઐક્યતાના દાવે આપણા દેશની પ્રાંતીય ભાષાઓનો આપણા પર વધુ હક્ક છે એ આજના તબક્કે સૌ કોઈ સ્વીકારશે. આવાં ભાષાવાર શ્રેષ્ઠ નવલિકા સંગ્રહોનાં પુસ્તકો 'મરાઠીની શ્રેષ્ઠ નવલિકાઓ', 'કન્નડની શ્રેષ્ઠ નવલિકાઓ', 'મલયાલમની શ્રેષ્ઠ નવલિકાઓ', 'તેલુગુની શ્રેષ્ઠ નવલિકાઓ', 'તામિલની શ્રેષ્ઠ નવલિકાઓ', 'બંગાળીની શ્રેષ્ઠ નવલિકાઓ', 'ઊડિયાની શ્રેષ્ઠ નવલિકાઓ', ઇ. નામે પ્રગટ થશે.

ગૂજરાત અમારી આ યોજનાને સત્કારશે, એવી આશા છે.

# વાર્તાઓનો ક્રમ

<u>જાપાન</u>

# પૂજારણ

## લેખક : લાફ્કાડિયો હર્ન

**ઘણાં** વર્ષો પહેલાંની વાત છે. એક જુવાન જાપાની ચિત્રકાર ક્યોતો નગરથી યેદો ચાલતો જતો હતો. રસ્તો વેરાન અને ઉજ્જડ હતો. આખો રસ્તો પર્વતમાળાથી ઘેરાયેલો હતો. તે વખતની મુસાફરી કઠણ અને મુસીબતોથી ભરેલી હતી. પણ, આવા ભ્રમણોથી શીખવાનું–જાણવાનું ઘણું મળતું. એથી જ જાપાનમાં એક કહેવત પ્રચલિત હતી કે, માનીતા દીકરાને શિક્ષિત બનાવવો હોય તો ભ્રમણ કરવા મોકલો. ભલે તે વખતના રસ્તા ગમે તેવા હોય, પણ દેશની સ્થિતિ તો આજના જેવી હતી. ત્યારે ય 'સિડાર', 'ગાં[illegible]' અને વાંસના મોટાં-મોટાં જંગલો હતાં. ઘાસથી છવાયેલાં નાનાંનાનાં ઝૂપડાં હતાં. અને, માથે ઘાસની ટોપીઓ પહેરી ખેડૂતો ડાંગરના ખેતરોમાં કામ કરતા હતા. રસ્તાની આજુબાજુના જંગલોમાં આજના જેવી મોટી પ્રશાંત, સ્મિતયુક્ત ભગવાન બુદ્ધની મૂર્તિઓ ઊભી હતી, અને નદીકિનારે ગામનાં નગ્ન બાળકો રમતાં હતાં.

આ ચિત્રકાર કોઈનો લાડકો બાળક નહોતો, તમ જ લાડ લડાવી કોઈએ તેને બગાડી મૂક્યો પણ નહોતો. તેણે આટલી નાની ઉમ્મરમાં કેટલાય દેશોમાં ભ્રમણ કર્યું હતું. અને દૂરદૂરની પગપાળા મુસાફરીના કષ્ટોથી તે સારી રીતે અભ્યસ્ત હતો. પણ, આ વખતની સફરમાં સાંજે તે એવા એક સ્થળે આવી ચડ્યો, જ્યાં તેના રાતનાં વાળુ કે આશ્રય માટે સ્થાન દેખાતું નહોતું. જંગલ ખૂબ ગાઢું

હતું, વસ્તીનું ક્યાંય નામનિશાન નહોતું. યુવક સમજી ગયો કે, ટૂંકો રસ્તો પકડવા જતાં તે પોતે ખોટે રસ્તે ચઢી ગયો હતો.

રાત અંધારી હતી. ચારે બાજુના ચીડના જંગલે અંધકારને વધુ ઘેરો બનાવ્યો હતો. જંગલમાં પવનના મર્મર ધ્વનિ સિવાય બધું શાંત હતું. ચિત્રકાર ક્લાન્ત દેહે, પણ 'કદાચ આગળ કોઈ નદી આવશે, અને નદીના કિનારે કિનારે કોઈ ગામ આવશે એ આશાએ,' આગળ વધી રહ્યો હતો. રસ્તામાં તેણે એક નાની નદી જોઈ, પણ આગળ જતાં તે એક ઝરણું બની, એક પહાડ પરથી નીચે પડતી હતી. નાછૂટકે યુવક પાછો વળ્યો. ચારે તરફ જોઈ શકાય, અને વસ્તીની કંઈ ભાળ મેળવી શકાય એ આશાએ તે પહાડ પર ચઢ્યો. પણ, ચારે બાજુ ઊંચા ઊંચા પર્વતો સિવાય તેને બીજું કશું ન દેખાયું.

તેને લાગ્યું કે, આજની રાત ખુલ્લા આકાશ નીચે જ ગાળવી પડશે. પણ, બીજી જ પળે પહાડની એક ધારે, નીચેની બાજુએ તેને ક્ષીણ પ્રકાશ જેવું દેખાયું. કોઈની ઝૂંપડીમાંથી તે પ્રકાશ આવતો હશે, એમ વિચારી તે તરત તે બાજુ ઊતરવા લાગ્યો. થોડુંક ચાલ્યા પછી તે એક નાની ઝૂંપડી સામે આવી ઊભો રહ્યો. ઝૂંપડીનું દ્વાર બંધ હતું. તેની તડમાંથી થોડોક પ્રકાશ બહાર આવતો હતો તેણે ધીમેથી બારણું ખખડાવ્યું.

પહેલી વખત ખખડાવ્યાથી કોઈએ જવાબ ન આપ્યો. યુવકે ચાકીને બૂમ પાડી બારણું ખખડાવ્યું. છેવટે, અંદરથી કોઈ સ્ત્રીનો સાદ સંભળાયો, 'એ કોણ હશે? અને અત્યારે શું કામ છે?'

સ્વર ઘણો મીઠો અને સુરીલો હતો. યુવક તે સ્ત્રીને શુદ્ધ નાગરિક ભાષામાં બોલતી સાંભળી આશ્ચર્ય પામ્યો. તેણે જવાબ આપ્યો, 'હું કલાર્થી છું, ડુંગરામાં ભૂલો પડ્યો છું. રાત્રિ પૂરતો અહીં આશરો મળી શકશે? જો તે ન બને તેમ હોય તો નજીકના ગામનો રસ્તો બતાવશો? મારી પાસે પૈસા છે. કોઈ ભોમિયાને

મારી સાથે માર્ગ બતાવવા મોકલશો તો હું એને મહેનતાણું આપીશ.'

અંદરથી તે સ્ત્રીએ તેને કેટલા ય પ્રશ્નો પૂછયા. સ્ત્રીને આશ્ચર્ય થતું હતું કે, આવા નિર્જન સ્થળમાં કોઈ પ્રવાસી શી રીતે આવી શકે. યુવકનો સરળ જવાબ સાંભળી તેને વિશ્વાસ બેઠો, એની શંકાનું સમાધાન થયું. તેણે કહ્યું, 'ખમો, હું દ્વાર ખોલું છું. આવી અંધારી રાતે તમને બીજું સ્થળ મળવું મુશ્કેલ છે.'

થોડીક વારમાં બારણું ખુલ્યું, અને હાથમાં કાગળનું ફાનસ લઈ એક સ્ત્રી દ્વાર પાસે આવી ઊભી. તેણે ફાનસ એવી રીતે પકડયું હતું કે, તેનો બધો પ્રકાશ યુવકના મુખ પર જ પડે, અને પોતાનો ચહેરો અંધારામાં જ રહે. થોડી વાર યુવકના મોં સામે તે મૂગી મૂગી જોઈ રહી. પછી બોલી, 'જરા રહો, હું હમણાં જ પાણી લઈને આવું છું.' તરત જ તે ઘરમાંથી પાણીનો લોટો અને ટુવાલ લઈ આવી, યુવકને તેના પગ ધોવા માટે કહ્યું. યુવક જોડા ઊતારી, પગ ધોઈ ઝૂંપડીમાં સ્ત્રીની પાછળ દાખલ થયો. ઝૂંપડીમાં એક જ ઓરડો હતો, અને પાછળની તરફ એક નાનું રસોડું હતું. યુવતીએ તેને બેસવા આસન બિછાવી દીધું, અને તાપવા માટે સગડી લઈ આવી.

હવે ચિત્રકારે સ્ત્રીને ધ્યાનથી જોઈ. તેનું અથાક રૂપ જોઈ તે ચકિત થઈ ગયો. યુવતી તેનાથી બેચાર વર્ષે જ મોટી દેખાતી હતી. તે પૂર્ણયૌવના હતી. તેને જોતાં જ સહેજે સમજી શકાય એમ હતું કે, તે ગ્રામ્યવનિતા નથી. યુવતીએ ખૂબ જ મધુર સ્વરે કહ્યું, 'હું અહીં એકલી જ રહું છું, અને કોઈનું આતિથ્ય કરતી નથી. પણ, આ અંધારી રાત્રે મુસાફરી કરવામાં જોખમ છે. અહીંથી થોડેક દૂર થોડાક ખેડૂતોનાં ઘર છે, પણ કોઈના બતાવ્યા સિવાય, ત્યાં જવાય એવું નથી. સવાર સુધી તમે અહીં રોકાઈ જાઓ તમને

સૂવા ગાદલું મળશે, અને થોડુંક ભોજન પણ મળશે. કદાચ, તમને ખૂબ ભૂખ લાગી હશે. પણ, મારી પાસે ચોખા અને થોડીક ભાજી સિવાય બીજું કશું ય નથી. આપ ખોટું ન લગાડશો.'

પ્રવાસી યુવક ભૂખથી વ્યાકુળ હતો. જે મળે તેનાથી તેને સંતોષ થાય એમ હતું. યુવતીએ રસોડામાં જઈ ચૂલો સળગાવ્યો; અને ભાત તથા શાક બનાવી લાવી. ખૂબ આગ્રહથી પીરસી તેને જમાડયો. યુવક જમ્યો ત્યાં સુધી તે ચૂપ જ બેસી રહી. યુવક પોતાના સવાલોના જવાબ 'હા' અને 'ના'માં સાંભળી આખરે ચૂપ થઈ ગયો.

બેઠા બેઠા તે ચારે બાજુ જોવા લાગ્યો. ઘર નાનું પણ અતિ સ્વચ્છ અને સુઘડ હતું. જમવાના વાસણો એકદમ સ્વચ્છ અને ચકચકિત હતાં. ઓરડામાંનો કોઈ સામાન કિંમતી નહોતો; પણ જે બેચાર વસ્તુઓ હતી તે બહુ સુંદર હતી. દિવાલ પર કપડાં તથા વસ્તુઓ રાખવાની જે છાજલીઓ હતી, અને બારિયા ઉપર કાગળના જે ચાકળા હતા તેમાં વાસંતીલતા, સાગરતરંગ, ગિરિમાળા, મેઘરાજ અને ગગનવિહારી તારાનાં ચિત્રો અંકિત હતા. ઓરડાના એક ખૂણામાં વેદી હતી. તેમાં લાખના નકશીદાર બે નાનાં દ્વાર ખુલ્લાં હતાં. અંદર એક સ્મૃતિચિહ્ન હતું. એની બન્ને બાજુ ફૂલના ગુચ્છા ધરાવેલા હતા. સામે એક દીવો જલાવેલો હતો. તે વેદીની પાછળની ભીંત પર એક અપૂર્વ–સુંદર ચિત્ર લટકતું હતું. તે ચિત્ર 'દયાદેવી'નું હતું. તેમના મસ્તક પર ચંદ્રકલા મુકુટ માફક શોભાયમાન હતી.

યુવકના જમીને કોગળા કરી રહ્યા પછી તે યુવતી બોલી, 'મારી પાસે બહુ સારી પથારી નથી, અને મચ્છરદાની પણ કાગળની જ છે; તમે તેમાં આરામ કરો. એ પથારી મારી જ છે, પણ, આજ રાતે મારે ઘણું કામ છે, તેથી મને સૂવાનો સમય જ નહીં મળે.'

યુવકને થયું કે, આ અપૂર્વ સુંદરી કોઈ અજ્ઞાત કારણથી જ આ જંગલમાં એકલી રહે છે. તે અતિથિને સત્કારવા માટે જ પોતાની પથારી આપી રહી છે, અને કામનું તો માત્ર બહાનું જ છે. યુવકે પોતાની અનિચ્છા બતાવી કહ્યું કે, તેમણે તેના માટે આવું કષ્ટ ભોગવવાની જરૂર નથી. તેના માટે તો જમીન ઉપર એક ચટાઈ પણ પૂરતી છે, અને બેચાર મચ્છર કરડવાથી તેને કશી ય હાનિ નહિ પહોંચે. પણ, યુવતી મોટી બેનની અદાથી જીદ કરવા લાગી કે. તેણે તેની વાત માનવી જ પડશે. ખરેખર, તેને રાત્રે કામ છે, અને તેથી જ તે બધું જલદી આટોપી રાત્રિના કામ માટે ફુરસદ મેળવવા માંગે છે. આખરે યુવક તેનો આગ્રહ ટાળી ન શક્યો. ઓરડો એક જ હતો. યુવતીએ પલંગ પર પથારી પાથરી, મચ્છરદાની બાંધી દીધી, અને પાતળા લાકડાનો એક પડદો દેવસ્થાન અને પલંગ વચ્ચે મૂકી આડ બનાવી દીધી. યુવક સમજી ગયો કે, યુવતી હવે એકાંત ઇચ્છે છે. અનિચ્છાએ પણ તેને સૂવા જવું પડ્યું.

પ્રવાસી યુવક બહુ થાકેલો હતો, તેથી પથારીમાં પડતાં જ તે ઊંઘી ગયો. પણ કેટલાક કલાક પછી કંઈક અદ્ભુત અવાજ સાંભળી તે એકદમ ચમકીને જાગી ગયો. તે મનુષ્યના પગનો અવાજ હતો. હરવાફરવાથી જે જાતનો અવાજ થાય છે તેવો નહોતો, પણ ઉત્તેજિત થઈ જાણે કોઈ પગ પછાડતું હોય એના જેવો તે અવાજ હતો. યુવકને શંકા પડી કે, કદાચ કોઈ ચોર તો નહિ હોય. તેની પાસે ચોરને ચોરી જવા જેવું કશું ય ન હતું. પણ તેને તે દયાળુ યુવતી માટે ચિંતા થવા લાગી. મચ્છરદાનીની બે ય બાજુ બે જાળિયાં હતાં. યુવકે તેમાંથી જોવા પ્રયત્ન કર્યો, પણ વચમાં લાકડાનો પડદો હોવાથી એની પેલી બાજુ શું થાય છે તે જોઈ શકાય એમ નહોતું. તેને બૂમ પાડવાનો વિચાર આવ્યો, પણ શું છે તે જાણ્યા વગર બૂમ પાડવી એ તેને ઉચિત ન લાગ્યું. અવાજ પૂર્વવત્ત ચાલુ જ હતો, અને વધુ રહસ્યમય થતો જતો હતો. યુવક તે યુવતીની રક્ષા માટે પોતાની

જાતની ય પરવા નહીં કરવાનો નિશ્ચય કરી, મચ્છરદાની ઉઠાવી, પલંગ-માંથી નીચે ઊતર્યો, અને ધીમે ધીમે આગળ વધી, પડદા પાછળ રહી તે બીજી બાજુ જોવા લાગ્યો. તેણે જે દૃષ્ય જોયું તેનાથી તે ખૂબ જ ચકિત થઈ ગયો.

વેદીના સામે જ તે યુવતી ભભકદાર કિંમતી પોશાક પહેરી એકલી નૃત્ય કરતી હતી. તેનો પોશાક મંદિરની નર્તકી જેવો હતો. યુવકે કોઈ નર્તકીને કદિ ય આવો કિંમતી પોશાક પહેરતી જોઈ નહોતી. આવા કિંમતી પોશાકથી સજ્જિત યુવતી તેને કોઈ અલૌકિક સૌન્દર્યવાળી અપ્સરા સમ લાગી. સૌન્દર્ય કરતાં ય તેના નૃત્યે તેને વધુ વિહ્વળ બનાવ્યો. પહેલાં થોડાક વખત તો તેને મનમાં ભય લાગવા માંડયો, 'આ યુવતી કોણ હશે? કોઈ ભૂતપ્રેત તો નહિ હોય?' પણ, આ તો દયાદેવીના ચિત્ર અને બુદ્ધની પૂજાવેદી સામે નૃત્ય કરતી હતી! આ બન્ને વાતથી તેનો સંદેહ નાશ પામ્યો. આવો ખોટો તર્ક કરવા માટે તે મનમાં શરમાવા લાગ્યો. પોતાનું નૃત્ય કોઈ જુએ તેમ યુવતી ઇચ્છતી નથી એ યુવક સમજી ગયો. યુવતીનો એ અતિથિ હતો, તેણે તુરત જ મચ્છરદાનીમાં પાછા ચાલ્યા જવું જોઈતું હતું, પણ તે એટલો બધો મુગ્ધ થઈ ગયો હતો કે, તેનું તેને ભાન જ ન રહ્યું. આવું અપૂર્વ નૃત્ય તેણે જીવનમાં કદિ ય જોયું નહોતું. યુવતીની નૃત્યકલા તેને અતિ ઉત્તમ અને આકર્ષક લાગી. યુવતીનું નૃત્ય એકાએક પૂર્ણ થયું, અને પોશાક ઉતારવા પાછી ફરતાં યુવકને જોઈ ને ચમકી ગઈ.

યુવક પોતાની ભૂલ માટે ક્ષમા માગવા લાગ્યો. તેણે જણાવ્યું કે, 'હું પદધ્વનિથી એકાએક જાગી ગયો. અવાજ ધીમો હોવાથી મને શંકા થઈ કે, કોઈ ચોર તો ઘરમાં પેઠો નહિ હોય. મને મારી ચિંતા ન હતી. પણ મારે અવશ્ય તમારું રક્ષણ કરવું જોઈએ. એથી હું પલંગ પરથી નીચે ઊતરી આગળ વધ્યો. હું મારાં આ કૃત્ય બદલ ઘણો દિલગીર છું. પણ, મારા કુતૂહલ માટે મને માફ

કરો! આજના તમારા વર્તન પરથી તમે કોણ છો, અને આવું અપૂર્વ નૃત્ય તમે ક્યાંથી શીખ્યાં એ જાણવાની મારી આતુરતા હું દબાવી શકું એમ નથી. મેં પાટનગરની તમામ પ્રખ્યાત નર્તકીઓના નૃત્ય જોયાં છે; પણ, તેઓ તમારા જેવું સુંદર નૃત્ય કરી શકતી નથી. તમારું નૃત્ય જોઈ હું એટલો બધો મુગ્ધ થઈ ગયો કે, સારા-નરસાનો વિવેક હું ભૂલી ગયો હતો!'

પહેલાં તો યુવતી બહુ ક્રોધે ભરાઈ ગઈ હતી. પણ, યુવકની વિવેકમય વાતો સાંભળી તેના ચહેરા પરથી ક્રોધના ભાવો વિલીન થઈ ગયા. આછા સ્મિત સાથે તે યુવકની સામે જ બેઠી અને બોલી, 'હું તમારા પર નારાજ કે ગુસ્સે નથી થઈ, પણ તમે મારું નૃત્ય જોઈ ગયા એથી મને દુઃખ થાય છે. મને એકલીને આ રીતે નૃત્ય કરતી જોઈ તમે મને ગાંડી જ ધારી લીધી હશે. તમારો આગ્રહ જોઈ હું મારી કથની કહું છું.'

યુવતીએ પોતાની કથની શરૂ કરી. યુવકને હવે યાદ આવ્યું કે, તેણે બાળપણમાં આ યુવતીનું નામ સાંભળ્યું હતું. તે પાટનગરની એક સર્વશ્રેષ્ઠ નર્તકી હતી. રાજલક્ષ્મી તેના પગમાં આળોટતી હતી. તેનું સૌંદર્ય અજોડ હતું. પરંતુ, એકાએક એક દિવસ બધાની મમતા ત્યાગી તે ક્યાંક અદૃશ્ય થઈ ગઈ. કોઈને ય તેનો પત્તો ન લાગ્યો. તેની સાથે એક યુવક પણ ગૂમ થઈ ગયો હતો. તે તેનો પ્રેમી હતો. યુવક સાવ નિર્ધન હતો. પણ, યુવતી પાસે જે હતું તેમાંથી જ બન્ને સંતોષ માની ડુંગરાઓમાં એક કુટિર બનાવી સુખેથી રહેવા લાગ્યાં. તેઓ એક બીજામાં લીન હતાં. યુવક યુવતીને અનહદ પ્રેમ કરતો હતો. તેનું નૃત્ય જોવું તે જ તેના જીવ-નનો મહદ્ આનંદ હતો. સંધ્યા થતાં જ તે પોતાનો પ્રિય રાગ બજાવતો, અને યુવતી તેના તાલ પર નૃત્ય કરતી. પણ, શિયાળાની ઋતુમાં તે એકાએક માંદો પડી અવસાન પામ્યો. તેની પ્રેમિકાની તનમનની સેવા પણ તેને બચાવી ન શકી. ત્યારથી યુવતી તેની

સ્મૃતિની પૂજા કરે છે. દિવસના તે તેના સ્મૃતિચિહ્નને ફૂલદીપથી શણગારે છે, અને રાત્રિએ પહેલાંની માફક જ તેની સમક્ષ નૃત્ય કરે છે. થાક્યાપાક્યા ઊંઘેલા અતિથિની નિદ્રા ભંગ કરવાની તેની જરા ય ઇચ્છા ન હતી. પણ, પ્રેમી આગળ નૃત્યનૈવેદ્ય ધરાવ્યા વગર એનું મન કેમ માને ? એટલે, ખૂબ ધીમા પગલે નૃત્ય કરવા લાગી.

યુવતી ચા લઈ આવી. યુવકે તેની સાથે બેસી ચા પીધી, અને યુવતીના આગ્રહને વશ થઈ તે પાછો પથારીમાં જઈ સૂઈ ગયો. સવારમાં જાગ્યો ત્યારે તેને ભૂખ લાગી હતી. યુવતીએ તેના માટે ભોજન તૈયાર કરી રાખ્યું હતું. ભોજન રાત્રિના જેવું જ સાધારણ અને સાદું જ હતું. યુવતીએ પોતાના માટે કશું રાખ્યું નહિ હોય એમ તેને લાગવાથી તેને ભૂખ હોવા છતાં તે પેટ ભરીને જમ્યો નહિ. જતી વખતે તે યુવતીને ભોજનખર્ચના થોડાક પૈસા આપવા લાગ્યો. પણ, તેણે તે ન લેતાં કહ્યું, ‘ મેં તો તમને સાધારણ સાદું ભોજન જ આપ્યું છે, તેનું મૂલ્ય હોય નહિ. અને, દ્રવ્યની ઇચ્છાથી તો મેં તમને જમાડયા નથી. મેં અતિથિસત્કારની ભાવનાથી જ તમને જમાડયા છે. આપને અગવડ તો ઘણી પડી હશે. એ બદ્દલ હું આપની ક્ષમા યાચું છું, અને મારી આ અલ્પ સેવાનું સ્નેહસંભારણું રાખશો તો હું મારી જાતને ધન્ય માનીશ. ’

યુવકે પૈસા આપવા ફરી એકવાર આગ્રહ કર્યો, પણ પોતાના આગ્રહથી યુવતીને દુઃખ થાય છે તે જોઈ નમ્ર શબ્દોમાં પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરી તે ચાલી નીકળ્યો.

તેનું ધ્યાન જાણે અહીં જ ચોંટી ગયું હતું. તેના પગ આગળ વધવાની ના પાડતા હતા. યુવતીના શીલ અને સૌંદર્યથી તે ખૂબ પ્રભાન્વિત થઈ ગયો હતો. યુવતીના સૌંદર્ય અને સદ્ભાવથી વિસ્મિત થયેલો એ પ્રવાસી એનો આભાર માનીને ચાલતો થયો. યુવતીએ ચીંધેલ કેડીએ ચઢી ગયો.

યુવતી એ દેખાયો ત્યાંસુધી તેની પાછળ જોતી જોતી ઝૂંપડીના દ્વારમાં ઊભી રહી. કલાકેક ચાલ્યા પછી યુવક પોતાના પરિચિત માર્ગ પર પાછો આવી ગયો. પોતાનું નામ યુવતીને કહેવાનું ભૂલી જવા બદલ તેને ગ્લાનિ ઊપજી. પણ, કહ્યાથી ફાયદો ય શો હતો? જીવનભરનો હું તો નિર્ધન છું, અને નિર્ધન જ રહીશ! મારાથી એને મદદ થઈ શકે એમ નથી એમ વિચારી એણે મનને વાળ્યું.

[ ૨ ]

કેટલાં ય વર્ષો વહી ગયાં, કેટલાં ય પરિવર્તનો થઈ ગયાં. ચિત્રકાર પણ હવે વૃદ્ધ થઈ ગયો છે. કેવળ તે વયમાં જ વધ્યો નથી, તેની યશ અને લક્ષ્મી પણ વધી ગઈ છે. તેના આશ્ચર્યજનક ચિત્રલેખનથી ઘણા ય કલાપ્રેમી શ્રીમંતોએ તેને અખૂટ ધન આપ્યું છે. હવે તે પોતે પણ એક શ્રીમંત છે, ને પાટનગરમાં એક સુંદર ભવનમાં રહે છે. જાપાનના દૂરદૂરના પ્રાંતોમાંથી કેટલા ય વિદ્યાર્થીઓ તેની પાસે વિદ્યા શીખવા આવે છે. તેઓ તેની પાસે જ રહી, તેની સેવા કરી, વિદ્યા શીખે છે. ચિત્રકાર ખૂબ પ્રસિદ્ધ થઈ ગયો છે.

એક દિવસ એક વૃદ્ધા તેના ભવન પાસે આવી, અને ચિત્રકારને મળવાની પોતાની ઇચ્છા પ્રગટ કરી. નોકરચાકરોએ તેના દીનહીન વેશથી તેને કોઈ ભિખારણ ધારી લીધી, અને મળવાનું કારણ તોછડાઈથી પૂછ્યું. વૃદ્ધાએ જવાબ આપ્યો, 'હું શું કરવા આવી છું તે ફક્ત હું તમારા શેઠને જ કહીશ.' નોકરોએ તેને ગાંડી ધારી લીધી, અને તેથી 'ચિત્રકાર ઘરમાં નથી, અને પાછા ક્યારે આવશે તે કંઈ નક્કી નથી,' એમ કહી તેને પાછી કાઢી.

પણ, વૃદ્ધા તો હમેશાં આવવા લાગી. અઠવાડિયા પછી અઠવાડિયાં વીતી ગયાં, છતાં પણ તે રોજ નિયમિત રીતે આંટા મારતી જ રહી. નોકરો તેને રોજ કંઈ ને કંઈ બહાનું બતાવી પાછી કાઢતા.

'આજ શેઠની તબિયત સારી નથી' 'આજ શેઠ પાર્ટીમાં ગયા છે' વગેરે. છતાં ય, વૃદ્ધાએ તો પોતાની ફાટેલ લૂગડાંમાં બાંધેલી પોટલી સહિત રોજ આવવાનું ચાલુ જ રાખ્યું.'

આખરે ચિત્રકારના નોકરોને લાગ્યું કે, આ ડોશી રોજ આવે છે તો ચિત્રકારને ખબર તો આપીએ. તેમણે શેઠને જઈને કહ્યું, 'બહાર એક ડોશી આવી છે. દેખાવ પરથી તો ભિખારણ જેવી લાગે છે, પણ લગભગ બે મહિનાથી રોજ આવે છે, અને આવવાનું કારણ આપના સિવાય બીજા કોઈને કહેવા ઇચ્છતી નથી. પહેલાં અમને તે ગાંડી લાગી, તેથી અમે તેને રોજ પાછી કાઢતા. પણ, છતાં તે રોજ નિયમિત રીતે આવે છે. તેથી અમને લાગ્યું કે, આપને આની ખબર આપવી જોઈએ.'

ચિત્રકારે જરા ગરમ અવાજે કહ્યું, 'તમે લોકોએ મને અત્યારસુધી કેમ ન જણાવ્યું?' અને તરત જ તે પોતે બહાર ગયો, અને વૃદ્ધાનું સ્વાગત કર્યું. તે પોતે ય એક વખત ગરીબ હતો તે વાત તે ભૂલ્યો નહોતો. તેણે વૃદ્ધાને પૂછ્યું કે, તેમને શું કામ છે.

વૃદ્ધાએ કહ્યું, 'હું ધનધાન્યની આશાએ આવી નથી, પણ તમને એક જ પ્રાર્થના કરવા આવી છું. તમે એક ચિત્ર દોરી આપવા મારા પર મહેરબાની કરશો.' ચિત્રકાર આથી આશ્ચર્ય પામ્યો. તેણે વૃદ્ધાને અંદર આવવા કહ્યું. વૃદ્ધા અંદર ગઈ, અને અંદર ઓરડામાં એક બાજુ નીચે બેસી પોતાની પોટલી છોડવા લાગી. પોટલીમાં એક જૂનો નર્તકીનો પોશાક હતો. તે ઠેકઠેકાણેથી જરી ગયો હતો, અને લાંબા કાળને લીધે તેનો રંગ પણ ઊડી ગયો હતો. છતાં પણ પહેલાં તે ઘણો સુંદર, આકર્ષક અને કિંમતી હશે એમ લાગતું હતું.

જ્યારે વૃદ્ધા ધીમેધીમે પોશાકને સરખો કરી રહી હતી ત્યારે ચિત્રકાર વિચારવમળે ચઢ્યો હતો. તે કશુંક યાદ કરવા પ્રયત્ન કરતો હતો, પણ તેને કશું ય યાદ આવતું નહોતું. એકાએક તેને

બધું યાદ આવી ગયું. તેના માનસચક્ષુ સામે પર્વત પરની કુટિર તરી આવી, જ્યાં તેનો આદરસત્કાર થયો હતો. નાની કુટિર, કાગળની મચ્છરદાની, પૂજાની વેદી, મધ્યરાત્રિએ પેલી યુવતીનું એકાંત નૃત્ય એ બધું તેના સ્મરણપટ પર સજીવ થઈ ઊઠ્યું. તેણે ચકિત થઈ વૃદ્ધાને સાષ્ટાંગ પ્રણામ કરી કહ્યું, 'મને માફ કરો! હું તમને ભૂલી ગયો હતો. આપણે આજથી ચાળીસ વર્ષ પહેલાં મળ્યાં હતાં. આપે મને આપના ઘરમાં બહુ જ આદરથી એ અંધારી રાત્રે આવકાર્યો હતો. આપે મને આપની પથારી પાથરી દીધી હતી. મેં આપનું નૃત્ય પડદા પાછળથી જોયું હતું. અને આપે આપનો ઇતિહાસ પણ મને સંભળાવ્યો હતો. હું આપનું નામ હજી પણ ભૂલ્યો નથી.'

તેની વાતથી વૃદ્ધા આશ્ચર્યથી સંકોચાઈ: અને ગરીબાઈથી તેની સ્મરણશક્તિ ક્ષીણ થઈ ગઈ હતી, તેથી પહેલાં તો તે વૃદ્ધા કશોય જવાબ આપી ન શકી. પણ, ચિત્રકારના નમ્ર સ્વરે કરેલા તેના નિવાસસ્થાનના વર્ણને તેને તેના પાછલા દિવસોની યાદ તાજી થઈ ગઈ. તેણે સજળ નેત્રે કહ્યું, 'પ્રભુ જ મને અહીં દોરી લાવ્યો છે. જ્યારે આપની પવિત્ર પદધૂલિથી મારી ઝૂંપડી પાવન થઈ હતી તે વખતના અને અત્યારના મારા દેખાવમાં ભારે પરિવર્તન થયું છે. ભગવાન બુદ્ધની મહદ્ કૃપાથી જ આપ મને ઓળખી શક્યા.'

પછી તેણે પોતાની વિતકકથા સવિસ્તાર કહી. ચિત્રકારના ગયા પછી તેની સ્થિતિ કફોડી થઈ ગઈ હતી, અને નાછૂટકે પોતાની કુટિર છોડી તેને પાટનગરમાં પાછા આવવું પડ્યું હતું. પાટનગરમાં તેનું નામ પણ ભૂલાઈ ગયું હતું. પોતાની કુટિર છોડતાં તેને ઘણું દુઃખ થયું હતું. અને, જ્યારે વૃદ્ધત્વ અને અશક્તિથી તેણે વેદી સમક્ષ નૃત્ય કરવાની ક્ષમતા ખોઈ ત્યારે તેનું મન માનસિક વેદનાથી ભરાઈ ગયું. જાણે તેના પ્રિયતમના આત્માથી તેનો ફરીને વિચ્છેદ થઈ ગયો ન હોય. હવે તે નર્તકીના પોશાકમાં નૃત્યના હાવભાવવાળું પોતાનું

એક ચિત્ર બનાવડાવવા ઇચ્છે છે, અને તેને તે વેદીના સામે ટાંગી રાખશે. પોતાની આ ઇચ્છા પૂરી કરવા તે પ્રાર્થના કરે છે. તે બીજા કોઈ સાધારણ ચિત્રકાર પાસે જવાને બદલે તે તેના જેવા રાજચિત્રકાર પાસે એટલા માટે આવી છે, જેથી તેનું ચિત્ર સુંદર બને. અને, ચિત્ર તૈયાર કરતાં કામ આવે તે ઉદ્દેશથી નૃત્યનો પોશાક પણ પોતે સાથે લાવી છે.

ચિત્રકારે તેની વાત સાંભળી રહ્યા પછી આછા સ્મિત સાથે કહ્યું, 'આપ જેવું ચિત્ર માંગો છો તેવું જ ચિત્ર હું આપને બનાવી આપીશ. પણ, આજે હું જરા કામમાં રોકાયેલો છું. જો આપ કાલે આવો તો હું મારા બનતા પ્રયત્ને તેને ચિતરવાનું શરૂ કરી દઈશ.'

વૃદ્ધાએ કહ્યું, 'પરન્તુ, મારે એક અગત્યની વાત આપને કહેવાની છે, પણ કહેતાં મને સંકોચ થાય છે. હું આપને ચિત્રના મહેનતના બદલામાં કશુંય આપી શકું તેમ નથી. મારી પાસે આ નૃત્યના પોશાક સિવાય બીજું કશુંય નથી. હું આપને કેવળ તે જ આપીશ. અત્યારે તો તે જીર્ણ અને ઝાંખા છે, પણ એક દિવસ તે ઘણો કિંમતી હતો. છતાં ય એક પ્રાચીન વસ્તુ તરીકે તેની કિંમત આંકી આપ કૃપા કરી તેનો સ્વીકાર કરશો એવી હું આશા રાખું છું. આજકાલ નર્તકીઓ આવો પોશાક પહેરતી નથી.'

ચિત્રકારે જવાબ આપ્યો, 'આપ તેના માટે જરા ય ચિંતા ન કરશો. આપનું ઋણ ચૂકવવાની મને તક મળી એથી મને ઘણો આનંદ થાય છે. કાલથી જ હું આપનું ચિત્ર બનાવવાનું શરૂ કરી દઈશ.'

વૃદ્ધાએ ત્રણ વખત નમન કરી પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરી કહ્યું, 'મને માફ કરશો. મારે આપને થોડી વિનંતી કરવાની કે, આપ આજ મને જેવી જુઓ છો તેવી ચિત્રમાં મને અંકિત કરો તેમ હું નથી ઇચ્છતી. તમે મને પ્રથમ જોઈ તે વખતે મારું જે રૂપ

હતું તે જ રૂપમાં હું મારું ચિત્ર બનાવડાવવા માગું છું.'

ચિત્રકારે જવાબ આપ્યો, 'હા, આપનું એ વખતનું અપાર્થિવ રૂપ મને બરાબર યાદ છે.'

વૃદ્ધા ધન્યવાદના રૂપમાં ફરી વાર તેને નમન કરી બોલી, 'આપને મારો પહેલાંનો ચહેરો યાદ છે, તો કૃપા કરી આપ મારું ચિત્ર તે મુજબ જ બનાવજો. મારું રૂપયૌવન આપ કૃપા કરી મને પાછું લાવી આપો, જેથી હું મારા પરલોકવાસી પ્રિયાત્માને એનું નૈવેદ્ય ધરી શકું. મારા નૃત્યમાં જે ત્રુટિ પડી છે તે આ ચિત્ર જોઈને મને એ માફ કરે.'

ચિત્રકારે તેને આશ્વાસન આપતાં કહ્યું, 'આપ નિશ્ચિંત રહો. કાલે આવજો. હું આપને સુંદર નર્તકીના રૂપમાં જ ચિતરી આપીશ. એક સર્વશ્રેષ્ઠ શ્રીમંતનું ચિત્ર તૈયાર કરવામાં હું જેટલું ધ્યાન આપું છું અને મહેનત લઉં છું, તેનાથી ય અધિક ધ્યાન અને મહેનતથી હું આ ચિત્ર આપને બનાવી આપીશ. આપ જરૂર કાલે આવજો.'

[ 3 ]

વૃદ્ધા બીજા દિવસે નિયત કરેલા સમયે આવી. ચિત્રકારે એક શ્વેત, કોમળ રેશમ ઉપર તેનું ચિત્ર અંકિત કરવું શરૂ કર્યું. તેના શિષ્યો જે વૃદ્ધાને પોતાની સમક્ષ જોઈ રહ્યા હતા તે તે નહોતી. ચિત્રમાં તો એક મૃગનયની, લતા જેવી નાજુક દેહલતાવાળી, સોનેરી પોશાકમાં ઓપતી એક અપ્સરા હતી. ચિત્રકારની પીંછીના જાદુએ તેનું વિલુપ્ત સૌંદર્ય અને યૌવન પાછું આવી લાગ્યું હતું. ચિત્ર સમાપ્ત કરી ચિત્રકારે તેના પર પોતાનાં હસ્તાક્ષર કર્યા, અને એક-બીજા મોટા રેશમપટ ઉપર લગાડી, ઉપરનીચે સિડાર લાકડાની હાથીદાંત જડિત નકશીદાર પટ્ટી લગાડી આપી. તેને ટાંગવા માટે રેશમની એક દોરી બાંધવાનું પણ તે ન ભૂલ્યો. પછી તે ચિત્રને

સફેદ લાકડાના એક સુંદર બોકસમાં મૂકી, તે બોકસ તે વૃદ્ધાને ભેટ ધર્યું. તેની ઇચ્છા વૃદ્ધાને થોડુંક ધન આપવાની હતી, પણ તેના અતિ આગ્રહ છતાં વૃદ્ધાએ તે ન લીધું. તે સજળ નેત્રે બોલી, 'મને માફ કરો, મારે ધનની જરાય જરૂર નથી. કેવળ આ ચિત્ર માટે જ મેં ભગવાન તથાગતને કેટલીય પ્રાર્થના કરી હતી. મારી પ્રાર્થના ફળી છે. આ જીવનમાં હવે મારે બીજી કોઈ કામના રહી નથી. આ રીતે કેવળ નિષ્કામ ચિત્તે જ હું મરી શકું તો મને નિર્વાણ જરૂર મળશે. આપને આપવા આ જીર્ણ પોશાક સિવાય મારી પાસે બીજું કશુંય નથી તે વિચારથી મને દુઃખ થાય છે. કૃપા કરી આપ તેનો સ્વીકાર કરો. આપનું બાકીનું જીવન પણ સુખમાં પસાર થાય તે માટે હું ભગવાન તથાગતને પ્રાર્થના કરીશ. આપે મારા પર જે દયા કરી છે તે અમૂલ્ય અને અતુલનીય છે.'

ચિત્રકારે સસ્મિત કહ્યું, 'મેં દયા જેવું કશુંય નથી કર્યું. આપનો પોશાક સ્વીકારવાથી આપને જો સન્તોષ થતો હોય તો હું તેનો સ્વીકાર કરું છું. તેનાથી મારી પાછલી મધુર સ્મૃતિઓ તાજી થશે. આપ ક્યાં રહો છો તે મને કહો. ચિત્ર ટાંગ્યા પછી હું તેનું ફરી એકવાર દર્શન કરવા આવીશ.'

આ પ્રશ્ન પૂછવા પાછળ ચિત્રકારનો એક ઉદ્દેશ હતો. વૃદ્ધાનું ઠેકાણું જાણ્યા પછી તે તેને મદદ કરી શકે.

પણ, વૃદ્ધાએ તેને કોઈ રીતે પોતાનું સરનામું ન આપ્યું. તેણે ઘણા નમ્ર અને પ્રાર્થનામય સ્વરે જણાવ્યું કે, તેનું ઘર ઘણું જ દીન અને હીન છે. ચિત્રકાર જેવી લબ્ધપ્રતિષ્ઠ વ્યક્તિને જવાયોગ્ય તે સ્થળ નથી. તેને ઘણા ઘણા ધન્યવાદ આપી, ચિત્ર લઈ એ ચાલી ગઈ.

ચિત્રકારે પોતાના એક શિષ્યને બોલાવી કહ્યું, 'તું તેની પાછળ પાછળ જઈને તે ક્યાં રહે છે તે જોઈ આવ. પણ, એવી રીતે જજે કે તેને ખબર ન પડે!'

શિષ્ય તરતજ તેની પાછળ રવાના થયો. બહુ વારે પાછા આવી ચિત્રકારને તેણે કહ્યું, 'હું તેની પાછળ પાછળ શહેરની બહાર નદીકિનારા સુધી ગયો. જ્યાં અપરાધીઓનું વધસ્થાન છે તેની પાસે જ એક ખૂબ જીર્ણ અને બિસ્માર ઝૂંપડીમાં તે રહે છે. તે ઘણી ઉજ્જડ અને ગન્દી જગ્યા છે. ભૂતપ્રેતના નિવાસસ્થાન જેવું ભયાનક સ્થાન છે.'

ચિત્રકારે કહ્યું, 'ગમે તેવું ભયાનક સ્થળ હોય તો ય મને કાલે તું ત્યાં લઈ જજે. મારાં જીવતાં મારે તેને અન્નવસ્ત્રની ખોટ ન પડવા દેવી જોઈએ. મારે તેની સંભાળ રાખવી જોઈએ.'

બધાને આશ્ચર્ય પામતા જોઈ ચિત્રકારે યુવાન નર્તકી નીકથની બધાને કહી સંભળાવી. સાંભળ્યા પછી બધા અવાક થઈ ગયા, અને ચિત્રકારના વર્તનનું રહસ્ય બધાને સમજાઈ ગયું.

[ ૪ ]

બીજે દિવસે સૂર્યોદયથી સહેજ પહેલાં ચિત્રકાર પોતાના શિષ્યસમૂહ સાથે શહેર બહાર નદીકિનારે પેલા ભયાનક સ્થળે જઈ પહોંચ્યો. તે સમાજથી હડધૂત થયેલાઓનું નિવાસસ્થાન હતું.

ઝૂંપડીનું દ્વાર બંધ જોઈ, કેટલી ય વાર તેમણે તે ખખડાવ્યું. પણ, અંદરથી કંઈ જવાબ ન મળવાથી દ્વારને સહેજ ઠેલતાં જ તે ખૂલી ગયું. તેઓ અંદર દાખલ થયા; તે જ ક્ષણે ચિત્રકારના ચિત્તમાં વર્ષો પહેલાંની પેલા કુટિરપ્રવેશની યાદ તાજી થઈ આવી.

તેમણે અંદર પ્રવેશી જોયું તો વૃદ્ધાનો ચીંથરેહાલ કૃશ દેહ ભૂમિ પર પડયો છે. લાકડાના એક બાજઠ ઉપર ચિત્રકારે ચાળીસ વર્ષ પહેલાં જોયેલું સ્મૃતિચિન્હવાળું સિંહાસન પડ્યું છે. તેમાં પેલું સ્મૃતિચિન્હ હજી પણ પહેલાંની જેમ જ હયાત છે. પાસે જ દીપ જલી રહ્યો છે. પણ, તેની પાછળનું દયાદેવીનું ચિત્ર નથી, ત્યાં તેના બદલે ચિત્રકારદ્વારા ચિત્રિત નર્તકીનું ચિત્ર લટકી રહ્યું છે.

ઓરડામાં કેવળ એક ભિખ્ખુણીનું ચીવર, એક લાકડી અને એક ભિક્ષાપાત્ર સિવાય બીજું કશું જ નહોતું.

ચિત્રકારે તેનું નામ દઈ તેને બેત્રણ વાર બોલાવી, પણ કશો ય જવાબ ન મળ્યો. એથી તેણે નીચે નમી જોયું. વૃદ્ધા જીવિત ન હતી.

તેના ચહેરા પર પહેલાંનાં સૌંદર્ય અને યૌવનનો આભાસ અંકિત થયેલો હતો, અને ગરીબાઈ તથા વૃદ્ધત્વની રેખાઓ વિલુપ્ત થઈ ગઈ હતી. પોતાના કરતાં ય કોઈ મહાન ચિત્રકારની તુલિકા-દ્વારા અંકિત થયેલા આ ભાવો જોઈ, ચિત્રકારે પોતાનું મસ્તક નમાવી દીધું.

# માનવતા

લેખક : '**અજ્ઞાત**'

**તૂરિરી** બગદાદનો એક ધનવાન નાગરિક હતો. ગરીબોને માત્ર આર્થિક મદદ દઈને એટલેથી જ એ અટકતો નહિ, પણ તેમનામાં હળવાભળવા એ પ્રયત્ન કરતો; એમનાં સુખદુઃખ ધીરજથી નમ્રપણે સાંભળતો; એમને સાંત્વનનાં બે મીઠાં વેણ કહી આશ્વાસન દેતો. આટલું કર્યા પછી જ એ જે કંઈ બની શકે તે આર્થિક મદદ કરી છૂટતો. આર્થિક મદદ કરવામાં યે એની ભાવના ઉચ્ચ હતી. તે એ કે, એથી પોતાને વિલાસી જીવન ગાળવાની બહુ તક ન મળે, ને સાદા આચાર ને ઉચ્ચ વિચારમાં પોતાનું જીવન વ્યતીત થાય.

માનવી ઉપર નાનીમોટી આપત્તિઓ જીવનમાં આવી જાય છે. આવી આપત્તિઓને તૂરિરી હર્ષથી વધાવતો, ને સહન કરતો. એથી મૂંઝાતો નહિ. પોતે ખૂબ સહનશીલ હતો. મૂંડે મૂંડે જુદી મૂર્તિ ધરાવતા માનવીઓને જોઈ એને કદી ક્રોધ થતો નહિ. એ કહેતો, 'એ તો હોય. દુનિયા તો નદીનાવ સંજોગ છે.' આવી સમજણનો ગુણ લાવવો બહુ કઠણ છે, ને કોઈ વિરલા જ એને સાધ્ય કરી શકે છે. કેમકે, દરેક માણસ પોતાના મનથી પોતાને સૌથી વધારે મોટો ગણે છે. આવો માણસ કહે છે: 'એમાં શું? એ ય માણસ છે, ને આપણે માણસ છીએ. બધા મારા જેવા જ છે.'

તૂરિરીનું લગ્ન એક કજિયાળી ને કદરૂપી સ્ત્રી સાથે થયું હતું. પરંતુ, એ એનાથી કદી વિમુખ થયો નહિ. ને પત્નીના દુર્ગુણોને

હંમેશાં એ ક્ષમા કરતો જ રહેતો. પત્ની યુવાન અને ખૂબસુરત નથી એવું વાક્ય એના મોંમાંથી કદી નીકળ્યું નહોતું. એ લેખક અને કવિ હતો, છતાં લેખનક્ષેત્રમાં પણ એ પ્રતિસ્પર્ધીઓના વિજયની લેશ માત્ર ઈર્ષ્યા કરતો નહિ, ને એમની સાથે પ્રેમપૂર્ણ મૈત્રી છેક લગી ટકાવી રાખતો. સારાંશ કે, એનું સમગ્ર જીવન દયા, નમ્રતા, ભક્તિ અને સંતોષના સુમધુર સંમિશ્રણ સમું હતું. લોકોમાં એનું મહાત્મા અને ભદ્ર પુરુષ તરીકે સન્માન હતું.

પરંતુ, એની મુખાકૃતિ ઉપર સંસારથી વિરક્ત ત્યાગી સાધુ-મહાત્માઓના મુખ પર નજરે પડે છે તેવું ગાંભીર્ય વરતાતું નહોતું. એને પહેલી નજરે જોનાર તો કોઈ એમ જ કહે કે, આ માણસ ભારે ભોગવિલાસી ને ક્રોધી હશે. આંખમાં ઘણી વાર આત્માનું પ્રતિબિંબ જોઈ શકાય છે. પણ, પોતાની આંખો રખે કોઈ વાંચી જાય એ ભયે તૂરિરી ઘણી વાર પોતાની આંખો મીંચી દેતો. એના આમ કરવા તરફ કોઈનું ખાસ ધ્યાન જતું નહિ.

બગદાદની નજીકમાં જ મૈત્રેય નામનો એક સાધુ રહેતો હતો. મોટા મોટા ચમત્કારો કર્યાની વાતો એના નામે બોલાતી હતી. એના દર્શને દૂર દૂરથી યાત્રાળુઓ આવતા હતા. એ વારેવારે સમાધિમાં બેસી જતો, જે કેટલોય લાંબો કાળ ચાલતી. એક વાર એ આવી સમાધિમાં બેઠેલો, જે નવ્વાણું વરસ લગી ચાલેલી. સમાધિ દરમિયાન એના ખભા ઉપર પક્ષીઓએ માળા બાંધી દીધા હતા, અને એની દાઢી છેક કમર સુધી પહોંચી હતી,—ને આવી દાઢી ગાયના ભરાવદાર પૂંછડાનો ભાસ કરાવતી હતી. એનો દેહ આવી ઉગ્ર તપસ્યાથી સુકાયેલા ઝાડના ઠૂંઠા જેવો થઈ ગયો હતો. આમ, આ તપસ્વીનો જીવનમાર્ગ—જીવનસિદ્ધાંત જ—સાવ નિરાળો હતો.

એક દિવસે એના દર્શનાર્થે આવેલા એક યાત્રાળુના આવા બોલ એના કાને પડ્યા :

'ભાઈ, તૂરિરી તે તૂરિરી! તૂરિરીની વાત જ ન્યારી. એ તો અહુરમઝદ(જગન્નિયંતા)નો અવતાર જ જણાય છે. એનો સ્વભાવ ખૂબ નેક છે. અહુરમઝદ ઇચ્છે, ને એના જેવા નેક માણસને પોતાની ઇચ્છા મુજબ કરવાનું વરદાન મળી જાય તો સારી દુનિયાનું દુઃખ ટાળી દે, એવો એ છે.'

મૈત્રેયની મુખમુદ્રા વધુ ગંભીર બની ગઈ. એવું લાગતું હતું કે, અહુરમઝદની વધુ ને વધુ સામીપ્યમાં એ મનોમન જઈ રહ્યો હતો. કેટલીક ક્ષણ વિચાર કરી એણે યાત્રાળુને કહ્યું:

'યાત્રાળુ, હું અહુરમઝદ પાસેથી તુરિરીને એવી શક્તિ તો નથી અપાવી શકતો, જેથી એ એની સર્વ ઇચ્છા પાર પાડી શકે. હા, એવું વરદાન મળે તો તો એ ખરેખર દેવકોટિમાં જ જતો રહે. પરંતુ, અહુરમઝદ પાસેથી એના સારુ હું એવું વરદાન મેળવું છું, જેથી મહાત્મા તૂરિરીને જે વસ્તુ કરવાનો પ્રથમ ઉમંગ થશે, તે બનશે. અને, કાલ સવારથી જ એ કોઈ પણ બાબતમાં જે વસ્તુ કરવાની પ્રથમ ઇચ્છા કરશે તે આપોઆપ થઈને ઊભી રહેશે. તથાસ્તુ!'

યાત્રાળુએ કહ્યું: 'મહાત્મન્, આપનું ભલું થજો! બીજી ઇચ્છાઓની જેમ તૂરિરીની પ્રથમ ઇચ્છા કે એનો પ્રથમ ઉમંગ ઉદાર અને પરમાર્થપૂર્ણ જ હશે, એની મને ખાત્રી છે. પૂજ્ય મૈત્રેય, આપે મને એવી વાત કહી છે, જેથી માનવસમાજનું કલ્યાણ જ થશે. હું આપને એ સારુ ધન્યવાદ આપું છું.'

જો મૈત્રેયની દાઢી થોડીક ઓછી ભરાવદાર હોત તો યાત્રાળુ એના મુખ પર મલપતું મંદ મંદ સ્મિત અવશ્ય જોઈ શકત, પરંતુ તરત જ થોડી ક્ષણોમાં સાધુએ નયનો ઢાળી દીધાં, ને એ ધ્યાનમગ્ન થઈ ગયો.

યાત્રાળુ શહેરમાં પાછો વળી ગયો. આવતી કાલે તૂરિરીને એવી શક્તિ પ્રાપ્ત થશે, જેથી એ મહાન પરમાર્થનાં કાર્ય કરી શકશે. આ

વાતથી એનું ચિત્ત પ્રસન્નતા અનુભવતું હતું. કાલે તૂરિરીના ચમત્કારોની જાણ લોકોને થશે. એની શક્તિ જોઈને લોકો ચકિત થઈ જશે.

બીજે દિવસે સ્વાભાવિક રીતે જ તૂરિરી એની પત્નીથી વહેલાં પથારીમાં બેઠો થઈ ગયો. પાસે સૂતેલી પત્નીની તરફ એ થોડા સમય તાકી રહ્યો. ને, આજે એને પત્નીની નિત્યની નઠોરતાનો જ વિચાર આવ્યો: 'આવી પત્ની સાથે મારે પાનું ન પડયું હોત તો' એવી જ એને સૌ પ્રથમ ઇચ્છા થઈ! પત્ની તૂરિરીની ઇચ્છાશક્તિને જોરે એકાએક ઊભી થઈ ગઈ, ઊઠીને પરસાળના બારણા આગળ આવી. ને પરસાળનો ઊંબર ઓળંગીને એણે ચોકની ફરસના પત્થર પર માથું પટકવા માંડયું, ને તૂરિરી 'હાં, હાં' કહે એ પહેલાં એ તૂરિરીના પનારેથી સદા સારુ ચાલી દૂર ગઈ!

ઘરથી તૂરિરી બહાર નીકળ્યો. મારગમાં ભિખારીઓનું ટોળું મળ્યું. ને, એ ટોળું લાગલું જ તૂરિરી કને ભીખ માંગવા માંડયું. એણે ભિખારીઓને મોંમાંથી એકકે હકાર વેણ પણ ન કહ્યું. તૂરિરીએ ભિખારીઓને પૈસા આપવા સારુ ખિસ્સામાં હાથ નાંખ્યા તો ખરો. પણ આજે એના દિલમાં સૌ પ્રથમ સાહજિક ઇચ્છા આવી ઊગી: 'આ ભિખારીઓ જગત પરથી ક્યારે ટળશે!' ભિખારીઓને એ ભિક્ષા આપે એ પહેલાં તો એમનું આખું ય ટોળું ઢગલો થઈને ઢળી પડયું, રામશરણ થઈ ગયું!

થોડેક આગળ ચાલ્યા. ત્યાં મંદાકિની નામની નગરની નામચીન નર્તકી મળી. એ બહુ જ સુંદર હતી. ને આદર્શ ગુણકાના બધા ધર્મ બજાવતી હતી. એ તૂરિરીની પણ સ્નેહી હતી. એણે તૂરિરીને પોતાના ઘરે આવવા આગ્રહ કર્યો. તૂરિરી એના સ્નેહભીનો આગ્રહ ટાળી શકયો નહિ. આજે પોતાની જીવનકહાની સુણાવતાં મંદાકિનીએ પોતાનું હૈયું તૂરિરી આગળ ખોલ્યું હતું. પણ, કોણ જાણે કેમ, તૂરિરીના દિલમાં સૌ પ્રથમ વિચાર એ જ આવ્યો કે, 'ગમે તેમ,

પણ આવું જીવન ગાળવા કરતાં, દેહ વેચવા કરતાં, મરવું જ ઉત્તમ છે!' ને, મંદાકિનીનો એક હાથ હજુ તો તૂરિરીના હાથમાં છે, ને એ એમ ને એમ રહી ગઈ! તૂરિરી ફાટી આંખે આ કરુણ દૃશ્ય જોઈ રહ્યો.

મંદાકિનીના ઘરેથી નીકળી એ જ્યારે આગળ ચાલ્યો ત્યારે રસ્તો રોકીને ઘોડાગાડીઓની હાર ઊભેલી. ગાડીઓમાં કશું કસો-જ થયું હતું (બગડયું હતું). પણ, ગાડીવાળાઓ ગાડીના સમાર-કામમાં ધ્યાન આપવાને બદલે ટોળટપ્પા કર્યાં કરતા હતા. તૂરિરીને કોણ જાણે કેમ આજે મનમાં ક્રોધ ચડયો. આવી રીતે પહેલાં પણ ઘણી વાર ગાડીઓની હાર વચમાં ઊભેલી એને નડતી, પણ એ ભાગ્યે જ ક્રોધ કરતો. આજે એનાથી ક્રોધ થઈ ગયો, ને પ્રથમ જ એના મનમાં ઊગ્યું: 'આ ઘોડાગાડીઓ અને ગાડીવાળાઓ વચ્ચેથી ટળે તો નિરાંત!' આટલું બોલતામાં તો તમામ ઘોડાઓ ને ગાડી-વાળાઓ ત્યાં ને ત્યાં જમીન પર ઢળી પડ્યા, ને મરી ગયા!

એ જ દિવસે રાત્રિના સમયે એ નાટક જોવા ગયો. ત્યાં એને સરવિલકા નામના એક વિદ્વાન સાથે નાટકના એક ગીત સંબંધમાં ચર્ચા થઈ. સરવિલકા કહેતો હતો કે, એ ગીત નિઝામી રચિત છે, જ્યારે તૂરિરીને પૂરો વિશ્વાસ હતો કે, એ ગીત નિઝામીનું નહિ, પણ મહા-કવિ સાદીનું રચેલું છે. તૂરિરીને થયું: 'સાળું, આ સરવિલકાને શી રીતે સમજાવવો! મને પૂરી ખાત્રી છે કે, એ મહાકવિ સાદીનું જ છે. આવા ખોટી જક્ક પકડનાર વિદ્વાનો જગતમાં ક્યાં સુધી રહેશે?' લાગલો જ વિદ્વાન સરવિલકા જમીન પર પડી ગયો, ને એને લોહીની ઊલટી થઈ, ને ત્યાં ને ત્યાં એનું પ્રાણપંખેરુ ઊડી ગયું!

જે નાટક એ જોઈ રહ્યો હતો તેનો અંત સુખદ હતો. નાટકને સરસ સફળતા વરી હતી. પ્રેક્ષકોએ ઉલ્લાસમાં આવી જઈ તાળીઓ બજાવવી શરૂ કરી દીધી. તૂરિરીને પણ નાટકકારને સૌ સાથે અભિનંદન

આપવાનું મન જરૂર થયું; પણ, સાથે સાથે, એનો સાહિત્યકાર તરીકેનો ઉચ્ચ આત્મા એમ કહેતો હતો કે, આથી ઊંચા પ્રકારનાં નાટકો જરૂર રચી શકાય. હું પોતે પણ એવાં જરૂર રચી શકું. પણ, નાટકો લખવાનો ઇજારો આવા સાધારણ સાહિત્યકારોએ જ લઈ લીધો હોય ત્યાં સારા સાહિત્યકારોનો ક્યાં પત્તો ખાય? વચમાં મારગ કરીને ખસે તો ઊંચી કોટિના સાહિત્યકારો સારુ સ્થાન થાય ને! થયું. નાટકકાર સદા સારુ આ ફાની દુનિયા છોડી ચાલ્યો ગયો.

આવી કારમી કત્લેઆમથી માનવહૃદયથી ધબકતા તૂરિરીના આત્માએ અપાર વ્યથા અનુભવી. એ ખૂબ ઉદાસ દિલે ઘરે પાછો ફર્યો. આ બધું શી રીતે બનવા પામ્યું એમાંની કંઈ પણ વાત એના સમજવામાં આવી નહિ. એનો આત્મા બહુ ગુંગળાયો. છેવટે, એ કારમી ગુંગળામણથી છૂટવા એણે પેટમાં કટાર હુલાવીને પોતાના જીવનનો પણ અંત આણી દીધો.

સાધુ મૈત્રય પણ આ અરસામાં ગુજરી ગયો.

બંને એકીસાથે અહુરમઝદના દરબારમાં ખડા થયા. મૈત્રય સાધુ વિચાર કરતો હતો: 'તૂરિરી જેવા બનાવટી સાધુને જો કઠોર સજા કરવામાં આવે તો મને બહુ આનંદ થશે. એના ગુણો પર ઈરાનીઓ મુગ્ધ હતા. સદા એનાં વખાણ કર્યે જતા. એ બધાને એણે બેવકૂફ બનાવ્યા. એક દિવસ સારુ અહુરમઝદે એને ઇચ્છાશક્તિ પ્રદાન કરી. એ શક્તિને કલ્યાણમય કામોમાં એ જરૂર વાપરી શકત, ને પોતાના સદ્‌ગુણોનું પ્રદર્શન કરી શકત. ત્યારે, એ તો એક જ દિવસમાં અસંખ્ય પાપ ને હત્યાઓનો પોટલો માથે લઈને અહીં આવ્યો છે!'

પરંતુ, બુદ્ધિમાન અહુરમઝદે કહ્યું:

'સદ્‌ગુણી તૂરિરી, તું ખરેખર ભલો ને દયાળુ મનુષ્ય છે. તું મારો વિશ્વસનીય અને ઈમાનદાર સેવક છે. આવ, સદાને માટે મારા આ શાંતિનિકેતનમાં નિવાસ કર.'

સાધુ બોલ્યા: 'ખરેખર આ એની મોટી મજેદાર મશ્કરી છે.'

અહુરમઝદે ઉત્તર વાળ્યો :

'હું મારા જીવનમાં આથી વધારે ગંભીર કદી થયો નથી. તૂરિરી, તેં તારી પત્નીનો એટલા માટે નાશ ઇચ્છયો, કારણ કે એ દયાળુ અને રૂપવતી ન હતી. તેં ભિખારીઓનું મોત એટલા સારુ ઇચ્છયું, કારણ કે એ લોકો તને હેરાન કરતા હતા અને ભયંકર ચહેરા ભીખ માંગતા ન હતા, પણ ત્રાગું કરતા હતા. તેં તારી સ્નેહી મંદાકિની નર્તકીનું મૃત્યુ એટલા સારુ ઇચ્છયું, કારણ કે એ મૂર્ખ હતી, એનું જીવન એ વધુ સારી રીતે ગાળી શકી હોત. તેં ગાડી-વાન અને ઘોડાઓનો અંત એટલા સારુ ઇચ્છયો, કારણ કે જ્યારે તારે જવાની ઉતાવળ હતી ત્યારે રસ્તામાં એ ટોળટપ્પાં મારી તારો અને જનતાનો રસ્તો રોકી રહ્યા હતા. તેં વિદ્વાન સરવિલકાનું મૃત્યુ એટલા સારુ ઇચ્છયું, કારણ કે એ નાહક જક્ક કરતો હતો. તેં પેલા સુખાંત નાટકના લેખકનું મૃત્યુ એટલા સારુ ઇચ્છયું, કારણ કે મળવું જોઈએ એ કરતાં વધુ માન એ ખોટી રીતે ખાટી જતો હતો. તારી સર્વ ઇચ્છાઓ સાવ સ્વાભાવિક હતી. જે હત્યાઓ માટે મૈત્રેય તારી નિંદા કરે છે તે હત્યાઓ તારાથી અજાણપણે થઈ છે. આ બધું તારી પહેલી ઇચ્છાનું પરિણામ છે. કોઈ પણ માનવીની શક્તિ નથી કે એની પ્રથમ ઇચ્છા ને અથવા એના પ્રથમ ઉમળકાને રોકી શકે. જે વસ્તુ માનવીને વિઘ્નરૂપ લાગે છે તેનો એ તિરસ્કાર કરે છે, ને એનો એ અવશ્ય નાશ ઇચ્છે છે. આ મનુષ્યસ્વભાવ જ છે. માનવપ્રકૃતિ સ્વાર્થપૂર્ણ છે, ને સ્વાર્થનું નામ જ નાશ. સૌથી શ્રેષ્ઠ સદ્ગુણી મનુષ્ય પણ પહેલ-પ્રથમ તો આ પ્રમાણે જ ડગ આગળ ભરે છે. ને, મનુષ્યોના મનમાં ઊઠતી પહેલવહેલી ઇચ્છાઓ—એમના મનમાં ઊઠતા પહેલવહેલા ઉમળકાઓ – જો પૂરી કરવામાં આવે તો ખરેખર પૃથ્વી જળ વગરના રણમાં પરિવર્તન પામે એમાં જરા ય શક નથી. તૂરિરી, તારા દૃષ્ટાંતદ્વારા હું એ જ બતાવવા ચાહું છું. માનવીની પરીક્ષા એની પછીની ઇચ્છા પર થવી ઘટે છે, કેમકે એણે એ પૂરા વિચાર-

પૂર્વક, પોતાની શક્તિ પર નિર્ભર થઈને–કરી હોય છે. જો તને ગુપ્ત શક્તિ પ્રદાન કરવામાં આવી ન હોત, જેનું તને કંઈ પણ જ્ઞાન ન હતું તો તારું જીવન સદા સારુ ધાર્મિક અને પરોપકારી જ રહેત, ને તારા અંતરની ઊંડી ઇચ્છાની વિરુદ્ધ જે આ ખૂનખાર કત્લેઆમ થઈ ગઈ તે ન થવા પામત. મારે તારી પ્રકૃતિ જોવી નથી, પરંતુ તારી ઇચ્છાશક્તિને જોવી છે, જે સદા ભલી હતી. તે હંમેશાં તારી પ્રકૃતિમાં સુધારો આણતી હતી, ને આવી રીતે મારા અધૂરા કાર્યને પૂરું કરતી હતી. અને આ જ કારણથી, હે મારા વહાલા સહયોગી, હું તારા માટે વૈકુંઠના દરવાજા ખોલી નાંખું છું.'

મૈત્રય બોલ્યો : 'ભાઈ, વાહ! અને, આપે મારા માટે શું નિરધાર્યું છે. મારા ભાગ્યમાં શું લખ્યું છે હે જગન્નિયંતા?'

અહુરમઝદે જવાબ દીધો : 'તારા માટે પણ આવું જ નિર્માણ થયેલું છે. પરંતુ, એ વૈકુંઠ ભલીભાતે મેળવવાને તું હજી લગી અધિકારી નથી. તું સાધુ હતો, છતાં ઘમંડના આડે માનવતાનો અંશ પણ તારામાં રહ્યો ન હતો. તેં તારા દિલની પ્રથમ ઇચ્છા–સ્વાભાવિક ઇચ્છા–મારી નાંખવામાં સફળતા પ્રાપ્ત કરી છે. જો બધા ય માનવીઓ તારા જેવા થઈ જાય તો સમગ્ર ભૂમંડળની માનવજાત તૂરતમાં જ વિનાશ પામશે. અને, એ વિનાશ એટલી ઝડપથી થશે કે, એની તુલના જેથી તને અપાર દુઃખ થયું તે મારા ઇમાની સેવકે કરેલા વિનાશ સાથે કદાપિ નહિ થઈ શકે. કદાચ, બધા ય માનવીઓને આવી શકિત પ્રદાન કરવામાં આવે તો પણ તારા જેવું જીવન જીવવાથી થનાર વિનાશ એ લોકો નહિ સર્જી શકે. મારી ઇચ્છા તો દુનિયાનું કુશળ જોવાની છે; કેમકે એથી જ મારું મન રંજન થાય છે. સંસારના ભવ્ય સુખપ્રદ દશ્યો જોઈ મને બહુ આનંદ થાય છે. હે દુઃખી સાધુ, તારો પ્રયત્ન પણ સુંદર અને પ્રશંસાપાત્ર હતો. હું

તારી ભયંકર ભૂલો માટે તને ક્ષમા પ્રદાન કરું છું. અંતે, તૂરિરો સારુ વૈકુંઠના દ્વાર ખોલું છું. એને હૃદય સરસો ચાંપીને એનું સ્વાગત કરું છું; કેમકે હું ન્યાયી છું. મૈત્રેય, તને પણ હું વૈકુંઠવાસ આપું છું, કેમકે હું દયાળુ પણ છું.'

મૈત્રેયે કહ્યું: 'પરંતુ...'

અહુરમઝદે ગંભીર મુખમુદ્રા ધારણ કરીને કહ્યું: 'બસ હું કહી ચૂક્યો.'

તુર્કસ્તાન

# મોચીને પરણનાર શાહજાદી

લેખક : ' **અજ્ઞાત** '

**ઊતરતા** ઊનાળાના દિવસોની વાત છે. અસ્ત થતા સૂર્યનાં સોનેરી કિરણો ગજની શહેર ઉપર ઝગારા મારી રહ્યાં છે. સૂર્ય-તેજે ઝગમગતી શહેરની મસ્જિદ અને બીજી ઇમારતો ખૂબ સુંદર લાગતી હતી. આખા દિવસના થાક્યાપાક્યા, સાર્વજનિક કુવારાની આસપાસ બેસીને વિશ્રાંતિ લઈ રહેલા પરિશ્રમથી થાકેલા શ્રમજીવીઓ અને ભિસ્તીઓ પર નિકટવર્તી પ્રદેશના પુષ્પોનો શીત, મંદ ને સ્ફૂર્તિ-વર્ધક પરિમલભર્યો પવન વાતો હતો. આ સમીર એમને સ્ફૂર્તિપ્રદાન કરતો હતો. મસ્જિદમાં પોકારાયેલો મુઆઝિમની આજાનનો અવાજ બંધ થઈ ચૂક્યો હતો. નમાજ પઢીને સૌ લોકો પાછા ફરી ચૂક્યા હતા. સર્વત્ર શાંતિ પ્રસરી ચૂકી હતી. શહેર ઉપર કોઈ જાદુગરે જાદુઈ લાકડી ફેરવીને જાદુ ના કરી દીધું હોય, એવો ભાસ થતો હતો. ફલસ્વરૂપ સમગ્ર શહેરના નગરજનો, જાણે વિવશ થઈને, નિદ્રાદેવીની ગોદમાં શાંતિ અનુભવી રહ્યા હતા.

ધોરી માર્ગ પર આવેલી એક દુકાનમાં એક યુવાન દુકાનદાર પલાંઠી વાળીને બેઠો હતો. પૂર્વના પ્રદેશોમાં આવી રીતે પલાંઠી વાળીને બેસવાનો રિવાજ છે. યુવક હુક્કો પીતો હતો, ને ઉત્સુકતાથી કોઈ ગ્રાહક આવે એની વાટ જોતો હતો. એની શાનદાર અને સુંદર મુખમુદ્રાનો એના હલકા ધંધા સાથે જરા યે મેળ મળતો નહોતો. એ 'સૈયદ' નામે ઓળખાતો. સૈયદનો વ્યવસાય મોચીનો હતો. લોકો મજાકમાં એને ' નસીબદાર ' કહીને બોલાવતા

સૈયદની ચિત્તાકર્ષક મુખાકૃતિ, એનો સુંદર બાંધો ને એની શાંત પ્રકૃતિથી એવું માલૂમ પડતું હતું કે, એ કોઈ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો સદ્‌ગૃહસ્થ છોકરો છે. કાળચક્રના પ્રભાવથી એણે આ ધંધો લાચારીથી અપનાવ્યો છે. પૂર્વના દેશોમાં અચાનક જાગી ઊઠેલાં ક્રાન્તિ-પૂર્ણ બળવાઓના ફળસ્વરૂપ હંમેશાં આવું પરિવર્તન થયા કરે છે, જ્યારે રાજા રંક બની જાય છે, ને રંક રાજા. આવા ધક્કે ચઢી ગયેલા માનવીને પોતાની આજીવિકા માટે વ્યવસાયમાં પણ પરિવર્તન કરવાની આવશ્યકતા ઊભી થાય છે.

સૈયદને બાલ્યકાળમાં શિક્ષણ લેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એના પિતાએ એનો નાની ઉમરમાં ગજનીની એક પાઠશાળામાં ભણવા મૂક્યો હતો. એણે અહીં લખવાવાંચવાનું શીખી લીધું હતું. પૂર્વના પ્રદેશોમાં લખવાવાંચવા શીખવું એ કાંઈ એ કાળે નાનીસૂની વાત ન હતી.

જે દિવસની આપણે વાત કરી રહ્યા છે તે દિવસે ઢળતી સંધ્યાએ સૈયદ પોતાની દુકાન બંધ કરવા ઊઠવા વિચારતો હતો, એટલામાં એક અજાણ્યા સાંઈબાવા સામેથી આવતા નજરે પડયા. સાંઈ-બાવા પાસે આવ્યા. એમનું સૌજન્યપૂર્ણ સ્વરૂપ જોઈને સૈયદે એમનું સ્વાગત કર્યું. એણે સાંઈબાવાને આગ્રહભેર કહ્યું, ‘ લાવો, હું આપના જોડામાં જે ટાંકા તૂટી ગયા છે તે જરા ભરી લઉં. જોડા સરસ નવા જેવા થઈ જશે. ’

સાંઈબાવાએ કહ્યું : ‘ બેટા. તને લાખ લાખ ધન્યવાદ ! ખુદા-તાલાએ તને ઉદાર હૃદય આપ્યું છે. તારી દયાના બદલામાં તને એવો ઉપાય બતાવીશ, જેથી તારા નસીબનાં જે ટાંકા તૂટી ગયા છે તેને તું સાંધી શકીશ. ’

સૈયદે અજાણ્યા અતિથિને આદરપૂર્વક દુકાનની અંદર આસન પર બેસાડયો. એને ખાવા માટે ખાણું પીરસ્યું. ખાણું ખાઈ લીધા પછી એ બંને અડધી રાત સુધી વાતોચીતો કરતા બેસી રહ્યા.

"જો, લોકો તને સૈયદ કહે છે. પરંતુ, તારું મન હંમેશાં ઉદાસ રહે છે. તું તારી આ દરિદ્રાવસ્થાથી સંતુષ્ટ નથી. મારી વાત ધ્યાનથી સાંભળ, તું 'જિહાઁનુમા' અને 'અજાઇબ મખલૂકાત' નામની કિતાબો ભણ્યો છું ને? એણે તારામાં પરદેશના આશ્ચર્યજનક દશ્યો નજરે નિહાળવાની લાલસા કદીકદી ઉત્પન્ન નથી કરી? તો આમ, શું બેસી રહ્યો છે!

"આળસ ત્યાગીને ઊઠ, જાગ! કાલે જ તારો આ સામાન વેચી નાંખ. કાલથી જ તારી યાત્રાનો પ્રારંભ કરી દે. દુનિયાના આશ્ચર્યજનક દશ્યો જઈને નજરે નિહાળ. હું તને થોડીક શિખામણો આપું છું તેને સદા યાદ રાખજે. પહેલી વાત એ કે, થોડાક વિશ્વાસુ સાથીઓની સાથે જ યાત્રા કરવી, કેમકે પેગંબર સાહેબનું ફરમાન છે કે, પહેલાં સાથીની પસંદગી કરો, પછી ડગલું આગળ ભરો. બીજી વાત, પાણીનો–જળનો–કદાપિ વિશ્વાસ ન કરો: ને ત્રીજી વાત એ છે કે, રાત્રિના વખતે કોઈ પણ શહેરની અંદર જવું નહિ."

વળતે દિવસે સાંઈબાવા રસ્તે પડયા. સૈયદે પોતાનો સઘળો સામાન વેચી નાંખ્યો. એણે સોદાગરોના એક ટોળાની સાથે વિદેશયાત્રા કરવાનો નિશ્ચય કરી લીધો. સોદાગરોનો ટોળું તરતમાં જ વેપારઅર્થે દૂર દૂરના દેશોમાં જવાનું હતું. સોદાગરો મુસાફરીથી ટેવાયેલા હોય છે, એટલે એ લોકો મુસાફરીમાં સારા સોબતીઓ હોય છે, એ સૈયદ જાણતા હતો.

બધા ય મુસાફરોએ કેટલા યે દિવસો સુધી નિર્વિઘ્ને મુસાફરી કરી, એક દિવસ રાત્રે એ બધા એક શહેરની નજીક પહોંચ્યા. સોદાગરો શહેરની અંદર જવા માટે ઉતાવળ કરવા લાગ્યા. જેટલું વહેલું શહેરની અંદર પેસી જવાય એટલું સારું, નહિતર શહેરનો દરવાજો બંધ થઈ જશે ને આપણે વિવશ થઈને શહેર બહાર પડી રહેવું પડશે, એવી એ લોકની ગણત્રી હતી. શહેરથી થોડાક ગાઉ દૂર જ સૈયદને સાંઈબાવાની પેલી શિખામણ યાદ આવી કે, રાતના સમયે કોઈ

શહેરની અંદર દાખલ થવું નહિ. એણે સાથીદારોને કહ્યું કે, ' રાત હું શહેરની બહાર જ કાઢીશ. કાલે શહેરમાં આવીને હું તમારા બધાના ભેગો થઈ જઈશ.' પહેલાં તો એના સાથીદારોએ એને સૌનો સાથ ન છોડવા બહુ સમજાવ્યો; પરંતુ, જ્યારે એમણે જોયું કે, એનો નિશ્ચય દૃઢ છે, ને એને એકના બે કરવાના બધા પ્રયત્નો નિષ્ફળ જશે ત્યારે એને એ લોકો નદીના તટ ઉપર છોડીને જલદી જલદી શહેર ભણી ચાલી નીકળ્યા.

થોડી જ વારમાં ચારે બાજૂ અંધકાર છવાઈ ગયો. રાત ભેંકાર લાગવા માંડી. તારાઓનો ધૂંધળો પ્રકાશ ક્યાં ય ઉજાસ ફેલાવી શકતો ન હતો. એ નદીકિનારેથી ઊઠ્યો. એને સાંઇઆવાની શિખામણ યાદ આવી હતી કે, જળનો કદી વિશ્વાસ કરવો નહિ. એટલે નદીકિનારાથી એ દૂર ભાગ્યો.

ચાલતો ચાલતો એ છેક શહેરની નજીક આવી ગયો. એ ક્યાં રહ્યો છે એનું પણ એને ભાન ન હતું. ચાલતો ચાલતો એ શહેરના કબ્રસ્તાનની સમીપ આવી ચડ્યો. કબ્રસ્તાનમાં દાખલ થઈને એ બહુ વાર સુધી કબરોની આસપાસ ઘૂમવા લાગ્યો.

એ ત્યાં પહોંચ્યો ને થોડી વાર થઈ ન થઈ ત્યાં એકાએક જોરથી આંધી ચડી આવી. કેટલાક વખત પહેલાંથી જ આંધીના એંધાણીઓ નજરે પડતાં હતાં. આંધીએ મહા ભયંકર ને વિકરાળ રૂપ ધારણ કર્યું. આસમાનમાં વાદળાંઓની ભયાનક ગર્જનાઓ સંભળાવા માંડી. આંખોને આંજી દેતા વીજળીના કડાકાથી દિલ ધડકધડક થવા માંડયું. નદીમાં પુર આવ્યું હોય એમ લાગતું હતું. વિદ્યુતના પ્રકાશમાં કબરો પ્રકાશી ઊઠતી હતી. એ સમયે કબરોનું આશ્ચર્યજનક અને બિહામણું સ્વરૂપ ઊપજાવું પડતું હતું. આંધીથી બચવા માટે સૈયદ ઉપર છત્ર હતું એવી એક કબરની છતની નીચે બેસી ગયો. સાંઇઆવાની શિખામણ ધ્યાનમાં ન લઈને આગળ ચાલવા માટે એને પસ્તાવો થવા માંડ્યો.

ખેર, જરાક ખરપત વળતાં એ કબરની છત હેઠળથી બહાર નીકળી મેદાનમાં આવ્યો. એ જ્યાં આમ બહાર આવ્યો ત્યાં એણે શું જોયું? બે માણસો શહેરના કોટ ઉપરથી કોઈ વસ્તુ નીચે ઉતારતા હતા! એ આશ્ચર્યચકિત થઈ જોઈ રહ્યો. નજીકની કબરની આડમાં એ સંતાઈ ગયો. એણે એ બે માણસોને પોતાની બાજુ આવતા જોયા. જે વસ્તુ એ લોકો પોતાની સાથે લાવ્યા હતા તેને પેલી છતવાળી કબર કને જ, જ્યાં હમણાં સુધી એણે આશરો લીધો હતો ત્યાં, લઈ ગયા. સૈયદે આંખો મીંચી દીધી. ફરી આંખો ઉઘાડીને જોયું તો એ બે માણસો એની એકદમ નજીક થઈને જ પાછા ફર્યા, જાણે એને ઘસાઈને ના જતા હોય એટલા એ એની નજીક થઈને નીકળ્યા. પછી એ લોકો જલદી જલદી કબ્રસ્તાનની બહાર નીકળી ગયા.

સૈયદ એ કબર પાસે ગયો. એણે પોતાની પાસેની બત્તી જલાવી. એ માણસો જે બોજ ઊંચકી લાવ્યા હતા તેના ઉપર કફન ઓઢાડયું હતું. કફન પર લોહીના ડાઘા હતા. કફનની અંદરથી લોહી નીકળતું જણાતું હતું. સૈયદ કેટલાક સમય સુધી ગભરાટનો માર્યો ઊભો થઈ રહ્યો. એના શરીરના સઘળા અવયવો શિથિલ પડી ગયા. એનો ચહેરો ફિક્કોફસ થઈ ગયો.

કફન સળવળવા લાગ્યું. એ આ દૃશ્ય જોઈ વધુ ગભરાયો. હિંમત કરીને એની પાસે પહોંચ્યો. કુતૂહલના કારણે એની ગભરામણ થોડી ઓછી થઈ ગઈ. નિર્ભય બનીને એણે કફન દૂર કર્યું. દૂર કરતાં જ એની અંદરથી એક રૂપરૂપના અંબાર સમી યુવતી નજરે પડી. એને બાંધી દીધી હતી. એના ગૌરાંગ શરીર ઉપર જગ્યાએ જગ્યાએ લોહીના કેટલા યે ડાઘા હતા. યુવતી મરી ગઈ છે, એ વાતમાં સૈયદને જરા યે શંકા ન રહી. ત્યાં તો યુવતીના શબમાંથી ધીરેથી અસ્પષ્ટ અવાજ આવતો કાને પડયો: 'શું તમને ખુદાનો ડર નથી? મને આમ નાગીપૂગી શું કામ કરો છો?'

સૈયદને નક્કી થયું કે, યુવતી હજી મરી નથી, જીવતી છે. એણે ઉત્તર આપ્યો : ' બાઈ, તમને બહુ દર્દ થાય છે ? તમને આવી ભયંકર હાલતમાં જોઈ મને બહુ દુઃખ થાય છે. તમે મરી ગયાં છો એમ મેં તો માન્યું'તું. '

યુવતીએ તાણીને કહ્યું : ' તમે મને મદદ નહિ કરો ? તમારાથી બની શકે તો જલદી કરો. હું તમારી જિંદગીભરની ઓશિંગણ રહીશ. મારા ઘામાંથી એટલું બધું લોહી નીકળે છે કે, જો તે જલદી બંધ નહિ થાય તો પછી મને બચાવવાનો એક પણ ઉપાય પછી રહેશે નહિ.'

સૈયદે પોતાનું એક લૂગડું કાઢ્યું. એને ફાડીને યુવતીના દેહ પર જ્યાં જ્યાં ઘા હતા ત્યાં એના પાટા બાંધ્યા.

બીજે દિવસે સૂર્યોદય થતાં સૈયદ ઊઠ્યો. યુવતીને ખભે ઊંચકીને એ શહેરની અંદર દાખલ થયો. જે વખતે એ શહેરની અંદર આવ્યો ત્યારે મકાનની બહાર કોઈ ડોકાતું ન હતું. બધા લોકો ઘરની અંદર હતા. કોઈ સૂઈ રહ્યા હતા, તો કોઈ નિત્યકર્મ કરવામાં નિમગ્ન હતા. સૈયદ એક ધર્મશાળામાં પહોંચ્યો. ધર્મશાળાની એક ઓરડીમાં યુવતીને સૂવાડીને એણે ચોકીદારને કહ્યું: ' આ મારી બેન છે. અમે બે મુસાફરી કરતા આવતા હતા, ત્યાં રસ્તામાં લૂંટારાઓએ અમારા પર હલ્લો કર્યો. બેનને બહુ વાગ્યું છે, જ્યારે ખુદાની મહેરબાનીથી મને ખાસ ઈજા થઈ નથી. '

બહુ થોડા સમયમાં સૈયદની ભાવભીની માવજતથી યુવતીના બધા ઘા રુઝાઈ ગયા. એક દિવસ સ્નાન કર્યા પછી યુવતીએ સૈયદને બોલાવ્યો, ને એને ખડિયોકલમ ને કાગળ લાવવાનું કહ્યું. સૈયદ બધી લેખનસામગ્રી લાવ્યો. યુવતીએ એક પત્ર લખ્યો, ને તે સૈયદને આપ્યો. એ પત્રને લઈને એક સોદાગર પાસે જવાનું યુવતીએ કહ્યું. એ સોદાગરનું સઘળું વર્ણન એણે સૈયદને કરી દેખાડ્યું.

એણે કહ્યું, 'સોદાગર જે કંઈ તમને આપે તે લઈને તમે પાછા આવજો.'

સૈયદ પત્ર લઈને બજારમાં ગયો. એણે યુવતીના બતાવ્યા પ્રમાણે બેઠેલા સોદાગરને જોયો. જે સ્થાન યુવતીએ બતાવ્યું હતું તે જ સ્થાન ઉપર એ બેઠો હતો. યુવતીએ કરેલા વર્ણન સાથે હૂબહૂ મળતાં આવતા એ સોદાગરને જોઈને એ સમજી ગયો કે, આને જ મારે પત્ર આપવાનો છે.

સૈયદ સોદાગરની પાસે ગયો. એની સાથે અભિવાદન કર્યાં. પછી, એણે એને પેલો પત્ર આપ્યો.

સોદાગરે પત્ર લઈ લીધો. પૂર્વના પ્રદેશોની પ્રથા અનુસાર એણે એ પત્રને ચુંબન કર્યું, એને માથા પર ચડાવ્યો, ને પછી એને વાંચવા માંડયો. વાંચ્યા પછી તિજોરીમાંથી રૂપિયાની એક કોથળી કાઢી. એ કોથળી એણે સૈયદને આપી દીધી. યુવતીના આદેશાનુસાર, સૈયદ એ કોથળી લઈને ધર્મશાળાએ પાછો ફર્યો. એ તરત યુવતીની પાસે જઈ પહોંચ્યો.

યુવતીએ કહ્યું: 'આ રૂપિયા લઈને જાઓ, અને એમાંથી શહેરમાં એક સારા લત્તામાં મકાન વેચાતું રાખી લો. એ સિવાય તમારાં ને મારાં કપડાં પણ ખરીદજો. જાઓ, આ કામ આજ ને આજ થવું જોઈએ.'

સૈયદે યુવતીના આદેશાનુસાર મકાન ખરીદ્યું, કપડાં પણ લીધાં. ને, એ બંને જણાં એ નવા ખરીદેલા મકાનમાં રહેવા ગયા.

બંને જણ નવા મકાનમાં રહેવા લાગ્યા. યુવતીએ ફરી એક વાર પત્ર લખ્યો, ને એને સૈયદને આપતાં કહ્યું: 'એ જ સોદાગરની પાસે જાઓ, ને એને આ પત્ર આપજો.'

સૈયદ પહેલાંની જેમ જ ફરી સોદાગર પાસે ગયો. એણે પત્ર સોદાગરને આપ્યો. પત્ર વાંચીને સોદાગરે આ વખતે બે કોથળીઓ આપી. સૈયદ બે ય કોથળીઓ લઈને યુવતીની પાસે આવ્યો.

યુવતીએ કહ્યું: 'જુઓ, આ રૂપિયા વડે થોડાં કપડાં ને થોડા ગુલામો (ચાકર) ખરીદી લાવો.'

સૈયદે યુવતીના આદેશાનુસાર બધું કામ પતાવી નાંખ્યું. આ પછી યુવતીએ ફરી એક પત્ર લખ્યો, ને સયદને એ આપી એને સોદાગરની કને મોકલ્યો. સૈયદ પત્ર લઈને સોદાગરની પાસે આવ્યો. આ વખતે સોદાગરે ત્રણ કોથળીઓ આપી. આ થેલીઓમાં સોના-મહોરો ભરેલી હતી.

યુવતીએ કહ્યું: 'એક કોથળી લઈને તમે શહેરની અંદર જાઓ. ત્યાં તમને એક બીજો સોદાગર મળશે. એની દુકાનમાં જે જે માલ હોય તે બધો માલ બતાવવાનું એને કહો. એ એના માલની જેટલી કિંમત માગે તેટલી મોંમાગી આપીને એનો બધો માલ ખરીદી લેજો. એ લઈને આવજો.'

સૈયદ એ સોદાગરની દુકાને પહોંચ્યો, ને એનો બધો માલ ખરીદી લાવ્યો. પણ, યુવતી આમ કેમ કરતી હશે એ કશી વાત એ બિચારાની સમજમાં આવતી નહિ!

થોડાક દિવસ પછી, યુવતીએ બીજી સોનામહોરની કોથળી એને આપી. ને કહ્યું કે ફલાણા સોદાગરનો કેટલોક માલ ખરીદી લાવો. એ એના માલની જે કંઈ કિંમત માંગે તે, કશી ય આનાકાની કર્યા વગર, આપજો.

સૈયદ એ સોદાગરની પાસે ગયો. એણે માલ જોયો, અને કેટલી યે જાતની ભાતભાતની ચીજો બતાવવામાં આવી. સૌથી વધુ કિંમતી માલ એણે ખરીદ્યો, ને એનાં મોંમાગ્યાં દામ ચૂકવ્યાં.

સોદાગર આવો ગ્રાહક જોઈ ખુશખુશ થઈ ગયો. સોદાગરે ગ્રાહકને બીજા દિવસે સાંજે પોતાના ઘેર જમવાનું નોતરું આપ્યું!

સૈયદ યુવતીની પાસે ગયો. એણે એને બનેલી બધી હકીકત વિગતવાર કહી.

યુવતીએ કહ્યું: 'કાલ ત્યાં જરૂર જાવ. એક વાતનો ખ્યાલ રાખજો. સીધી જ નજર રાખવી, આજુબાજુ કંઈજ જોવું નહિ.'

બીજે દિવસે સાંજે સૈયદ સોદાગરના ઘરે ગયો. સોદાગરે એનું સારું સ્વાગત કર્યું. એને ભાતભાતના કિંમતી ને સ્વાદિષ્ટ ભોજન જમાડયાં. બંનેનો સમય બહુ આનંદમાં વીત્યો. એ બહુ સાવધાનીથી હંમેશાં સામે જ નજર રાખતો હતો. એણે આજુબાજુ કયાં ય પોતાની નજર ન ફેરવી.

આવીને યુવતીને બધા હાલ કહી સંભળાવ્યા. યુવતીએ કહ્યું:

'કાલે એને ત્યાં જજો, ને એને આપણે ત્યાં જમવાનું નોતરું દઈ આવજો.'

બીજે દિવસે સવારે સૈયદ સોદાગરને ત્યાં ગયો. 'સાંજે જમવાનું ને આનંદપ્રમોદ કરવાનાં આપણે ઘેર,' એવું ભાવભીનુ નિમંત્રણ આપી આવ્યો. સોદાગરે કહ્યું: 'ભલે, બિસમિલ્લાહ! હું જરૂર આવીશ.'

સૈયદે આવીને સોદાગર સાથે થયેલી બધી વાતો યુવતીને કહી સંભળાવી. યુવતીએ ઘરને ભલીભાતે શણગાર્યું. એણે કિસમ કિસમના શરાબ અને સ્વાદિષ્ટ ફળો ને માંસને મસાલા નાખીને તૈયાર કર્યાં. એણે સંગીતનો પણ પ્રબંધ કર્યો.

સન્ધ્યાસમયે સોદાગર એમના મકાને આવ્યો. સોદાગર અને એ બેઉ જણાં અડધી રાત સુધી ભોજન જમતાં ને શરાબ પીતાં રહ્યાં.

અન્તે, સોદાગર ઊઠયો. એ એના ઘરે જવા તૈયાર થયો. પરંતુ, યુવતીએ સૈયદને પહેલેથી ભણાવી રાખ્યું હતું કે, સોદાગરને રાતના સારુ રોકવો, અને એને રાત અહીં ગાળવા ખાસ આગ્રહ કરવો. સૈયદે એ મતલબની વિનંતિ કરી. 'હવે બહુ મોડું થયું છે. તો કાલે સવારે જ જાવ તો?' સૈયદે કહ્યું. સૈયદે સોદાગર સારુ મુલાયમ પથારી બિછાવડાવી. સોદાગર સૈયદના આવા આગ્રહને

ટાળી શકયો નહિ. એ રાતના અહીં જ વિશ્રામ લેવા સહમત થયો. સૈયદની પાસે જ સોદાગર પથારીમાં લેટી પડયો.

મધરાત્રીને સમયે, જ્યારે સોદાગર ગાઢ નિદ્રામાં પડી ગયો હતો ત્યારે, યુવતી દીવાનખાનામાં આવી. એના આભૂષણોનો ઝંકાર સાંભળીને સૈયદ ઊઠીને બેઠો થઈ ગયો, ને યુવતી શું કરે છે એ સાવધાનીથી જોવા લાગ્યો. એ સોદાગરની પાસે આવી. એના નિદ્રા લઈ રહેલા દેહ પાસે બેસીને એણે એક કટાર કાઢી, ને પછી સોદાગરના પેટમાં એ કટાર ખોસી દીધી! એક અસ્પષ્ટ ' આહ!' ના અવાજની સાથે સોદાગરનું પ્રાણપંખેરું ઊડી ગયું. અંતઘડીએ એ ન તો એક શબ્દ બોલી શકયો, ન બૂમ પાડી શકયો.

યુવતીએ પાછા ફરીને જોયું. સૈયદ જાગતો જ બેઠો હતો! એણે સૈયદને કહ્યું:

' જુઓ, મારી આત્મકહાની તમને કહેવાનો સમય હવે પાકી ગયો છે. તમને મારાં કાર્યો જોઈને આશ્ચર્ય તો થતું જ હશે, ખરું ને નવજવાન! મારી સઘળી વાતો સાંભળી લો. એ પછી જ મારાં કૃત્યોનું સારાનરસાપણું તમે તોળજો.

' હું આ શહેરના બાદશાહની શાહજાદી છું. મારા પૂર્વજોએ આ રાજ્ય ઉપર પ્રાચીન કાળથી રાજ્ય કર્યું છે. જે દુષ્ટ માણસને તમે તમારી સામે મરેલો જુઓ છો તે આ જ શહેરના એક કસાઈનો દીકરો છે.

' એક દિવસ, જ્યારે હું સ્નાન કરવા ગઈ હતી ત્યારે, મેં એને જોયો હતો. એની ખૂબસૂરતી ઉપર હું મુગ્ધ થઈ ગઈ. ઉપરથી એ જેટલો સુંદર દેખાતો હતો તેટલો જ અંતરમાં એ કાળો દુષ્ટ હતો. હું એના પર પ્રેમ કરવા લાગી. એને મારા આ પ્રેમની તરત ખબર પડી. અમારા વચ્ચે પત્રવ્યવહાર થવા લાગ્યો. એક દિવસ એક છોકરીનો દરવેશ પહેરીને એ મારી પાસે આવ્યો. હું પણ વેશ બદલીને એની પાસે જવા લાગી. મેં એને રૂપિયા આપ્યા. મારા

નાણાંથી એ સોદાગર બનીને સુખી જીવન ગાળવા લાગ્યો. ધીરેધીરે એ શહેરનો સૌથી વધુ ધનવાન સોદાગર થઈ ગયો.

'એક દિન અચાનક હું એના ઘેર ગઈ. કંઈ કહ્યાકારવ્યા સિવાય હું એના ઓરડાની અંદર જઈ પહોંચી. ત્યાં મેં એને એક સ્ત્રીની સાથે પ્રેમગોષ્ઠિ કરતો દીઠો! એને આવા ઢંગમાં જોઈને હું તો મનમાં ને મનમાં બળીને ખાખ થઈ ગઈ. મેં એની ઉપર જે ઉપકાર કર્યા હતા તેનો એ સાળાએ મને આ બદલો આપ્યો હતો! એ સ્ત્રીની સાથે પ્રેમગોષ્ઠિમાં એટલો લીન હતો કે, કેટલીયે વાર સુધી હું ત્યાં ઊભી રહી છતાં એની પણ એને ખબર પડી નહિ! એની આવી બેઈમાની ને બેવફાઈ જોઈને મેં એને બહુ ઝાટક્યો. જે સ્ત્રીની સાથે એ પ્રેમગોષ્ઠિ કરી રહ્યો હતો તેને મેં બહુ પીટી. એ એક શબ્દ પણ ન બોલ્યો. એ પોતાના ઓરડાની બહાર ચાલી ગયો. તરત જ બે માણસને લઈને એ આવ્યો. એ લોકોએ મને પકડી, ને કટારથી એ લોકોએ મારા પર કેટલા યે ઘા કર્યા. એ પછી મારા પર એ લોકોએ કફન ઓઢાડ્યું. એ સમજ્યા કે, હું મરી ગઈ છું. મને કોટેકોટે થઈને એ શહેર બહાર લાવ્યા. ત્યાં કબ્રસ્તાનમાં લઈ જઈને એક કબરની આગળ મને છોડી દીધી. ત્યાં ખુદાએ તમને મને મદદ કરવા સારુ મોકલ્યા. હવે જલદી ઊઠો. તમે મારા પિતા પાસે જાઓ. એમને મારી ભાળની ખુશખબર કહો.'

જ્યારે પ્રાતઃકાળના સમયે રાજકુમારી એના બેવફા પ્રેમીની પાસે ગઈ હતી ત્યારે બાદશાહને જાણ થઈ કે, શાહજાદી મહેલમાં નથી. બાદશાહે શહેરભરમાં શાહજાદી માટે તપાસ કરાવી. શહેરની આજુબાજુ પણ તપાસ કરાવી. પણ, સઘળું વ્યર્થ. ક્યાં ય પત્તો ન ખાધો. છોકરી જાણીજોઈને નાસી ગઈ છે એ જાણીને બાદશાહને બહુ ગુસ્સો આવ્યો. એણે પ્રતિજ્ઞા કરી કે, જો હવે છોકરી ફરી હાથ આવે તો શિક્ષારૂપે એને કોઈ મોચી વેરે જ પરણાવું!

સૈયદ મહેલે પહોંચીને પહેલાં વજીરને મળ્યો. વજીરને શાહજા-

દીની નિર્દોષતાની ખાત્રી પડતાં બાદશાહને સઘળી વાત કરી. બાદશાહે શાહજાદીને વિના સંકોચે બોલાવી લીધી. બાદશાહે એની બંને આંખોને ચૂમી. એના રાજમહેલમાં ફરી આવવા બદલ એનું સ્વાગત કર્યું; પણ, બાદશાહે શાહજાદીને ક્રોધમાં ને ક્રોધમાં મોચી વેરે પરણાવી મારવાની જે પ્રતિજ્ઞા લીધી હતી એનું શું થાય ?

બાદશાહનું વચન કંઈ ફોક જાય ?

એટલે, બાદશાહનો આનંદનો પ્રથમ ઉછાળો શાંત થતાં જ એના મુખ પર ઉદાસીનતા છવાઈ ગઈ. ઉદાસ મુખે—ભારે હૈયે—એ એના ભવિષ્યના કર્તવ્ય પર વિચાર કરવા લાગ્યો.

વજીર બાદશાહની ઉદાસીનતા કળી ગયો. એણે બાદશાહને આવી ઉદાસીનતાનું કારણ પૂછ્યું. બાદશાહે મનનું કારણ કહી બતાવ્યું. વજીર સાંભળીને આનંદ પામ્યો. એણે સૈયદનું પૂર્વ જીવન પહેલેથી જાણી લીધું હતું. એ બોલ્યો, ‘નામવર, અલ્લાહની આપણા ઉપર રહેમ નજર લાગે છે, ને અલ્લાહની મરજી પણ શાહજાદીની શાદી એક મોચીની સાથે જ કરાવવાની લાગે છે. આપ શાહજાદીની શાદી આ સૈયદની સાથે જ કરી દો. સૈયદ પહેલાં ગજનીની અંદર મોચીનો જ ધંધો કરતો હતો !’

આ સાંભળીને બાદશાહની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ. એણે સૈયદની સાથે શાહજાદીની શાદી કરી. દહેજમાં ખૂબ ધનદોલત આપ્યાં; એટલું જ નહિ, પણ સૈયદની રાજ્યના એક પ્રાન્તના સૂબા તરીકે નિમણૂંક કરી.

આ રીતે, સૈયદ બાદશાહનો જમાઈ બની ગયો.

સાંઈબાબા પ્રત્યે ભલું વર્તન અને અને સાંઈબાવાની શિખામણ માથે ચડાવ્યાનું એને આવું ફળ મળ્યું.

ચીન

# મિઙ્ગ-ઈ

લેખક : **અજ્ઞાત**

**એક** હજાર વર્ષ પહેલાંની વાત છે. સમગ્ર ચીનમાં એ કાળે સમ્રાટ હોઆઙ્ગ-ઓનું સામ્રાજ્ય પ્રર્વતતું હતું. એ સામ્રાજ્યના જેનીઆઈ નગરમાં તિયેન-પિલો નામનો એક પ્રખર વિદ્વાન રહેતો હતો. એને એક ખૂબસુરત દીકરો હતો. એ જ્ઞાનપિપાસામાં, શારીરિક સૌંદર્યમાં, નમ્રતામાં અને વહેવારકુશળતામાં અજોડ હતો. એનું નામ હતું મિઙ્ગ-ઈ.

મિઙ્ગ-ઈ અઢાર વર્ષનો થયો તે વખતે એના પિતા તિયેન-પિલોની ચિઙ્ગ-તો નગરમાં શિક્ષણખાતામાં એક ઇન્સ્પેકટર તરીકે નિમણૂંક થઈ. મિઙ્ગ-ઈ એના પિતા સાથે એ નગરમાં રહેવા ગયો. ચિઙ્ગ-તો નગરથી થોડાક માઈલ દૂર શ્રીયુત ચાઙ્ગ નામે એક મોટા સરકારી અમલદાર રહેતા હતા. એમને પોતાના બાળકો સારુ એક ગૃહશિક્ષકની જરૂર હતી. આથી એ શિક્ષણખાતાના નવા ઇન્સ્પેકટરના આગમનના સમાચાર સાંભળી, કદાચ ઇન્સ્પેકટર પોતાને કોઈ એક સારો ગૃહશિક્ષક મેળવી આપવામાં સહાયભૂત થાય એ આશાએ, તેને મળવા ગયા. ત્યાં એમને ઇન્સ્પેકટરના દીકરા મિઙ્ગ-ઈ સાથે વાતો કરવાની તક મળી. શ્રીયુત ચાઙ્ગ મિઙ્ગ-ઈના સૌજન્ય પર વારી ગયા, અને એને પોતાનાં બાળકો સારુ ગૃહશિક્ષક તરીકે રોકી લીધો. શ્રીયુત ચાઙ્ગનું ભવન નગરથી ઠીક ઠીક દૂર આવેલું હોવાથી, મિઙ્ગ-ઈએ શ્રીમાન ચાઙ્ગના ઘેર જ રહેવું એમ નક્કી કરવામાં આવ્યું. જરૂરી સામાન બાંધી એ જવા સારુ તૈયાર થયો. વિદાય વેળાએ માતાપિતાએ એને ઘણી

આશિષો આપી, ઘણી શિખામણો દીધી. શિખામણમાં મોટા મોટા જ્ઞાનીઓના વચનો કહ્યાં, ને છેવટે મહર્ષિ લાઓત્સેનું એક સોનેરી સુવાક્ય કહ્યું, ' સુંદર મુખડું મોહ અને દુ:ખનું કારણ છે; એથી એનાથી આઘા રહેવું જોઈએ. પોતાના આત્માને કદી ઠગવો જોઈએ નહિ. દૂર પૂર્વમાંથી જો કોઈ રમણી આવતી દેખાય તો તું તારું મોં પશ્ચિમ તરફ ફેરવી નાંખજે. ને, જો કદાચ દૂર પશ્ચિમ તરફથી કોઈ રમણી આવતી હોય તો તારું મોં પૂર્વ તરફ ફેરવી નાખજે.'

મિઙ્ગ-ઈને આ ઉપદેશ કાંઈ મહત્ત્વનો ન લગ્યો. મહત્ત્વનો ન લાગવાનું કારણ એની યુવાની અને નવા નવા ઉમંગોમાં રાચતા એના મનની અસ્થિરતા હતી.

માતાપિતાની ચરણરજ મસ્તકે ચઢાવી એ શ્રીયુત ચાઙ્ગના ભવન તરફ જવાને નીકળી પડયો. નવા સ્થાનમાં, નવા લોકોના સહવાસમાં જોતજોતામાં શરદ્ અને હેમંત ઋતુઓ પસાર થઈ ગઈ.

* * *

વસંતઋતુના બીજા અજવાળિયામાં ચીના લોકોના 'હોવા-ચાઓ' નામના તહેવાર આવે છે. એ તહેવાર ' શત પુષ્પોના જન્મદિન ' તરીકે પણ ઓળખાય છે. આ 'હોવા-ચાઓ'ના તહેવારો નજીક આવ્યા, એટલે મિઙ્ગ-ઈ માતપિતાને મળવાને અધીરો થઈ ગયો. એણે પોતાની ઇચ્છા શ્રીયુત ચાઙ્ગ આગળ વ્યક્ત કરી. શ્રીયુત ચાઙ્ગે તેને સહર્ષ રજા આપી; એટલું જ નહિ, પણ એમણે એના હાથમાં પાંચ મહોરો આપી કહ્યું, "તમારા માતાપિતાને 'હોવા-ચાઓ'ના તહેવારની ભેટ તરીકે તમે આ આપજો." આ તહેવારમાં મિત્રો અને આત્મીય જનોને ભેટ આપવાનો રિવાજ ચીનાઓમાં પ્રચલિત છે.

તે દિવસનું આખું વાતાવરણ ફૂલોની સુગંધથી મઘમઘી રહ્યું હતું, અને મધમાખીઓના ગુંજનથી ગુંજી રહ્યું હતું. 'પોતે જે રસ્તે થઈ પસાર થઈ રહ્યો હતો તે રસ્તા પર થઈને આજ પહેલાં કોઈ પસાર થયું હશે ખરું ?' એવો વિચાર માર્ગ કાપતાં કાપતાં

મિઙ્ગ-ઈને આવ્યો. આખા રસ્તે મોટું ખડ ઊગ્યું હતું. બંને તરફ મોટાં મોટાં પ્રાચીન વૃક્ષો પોતાની ડાળીઓ નમાવીને જાણે એનું સ્વાગત કરતાં હતાં. એ વૃક્ષોની શીતળ ઘટાઓમાં બેસી પંખીઓ સ્વર્ગીય ગાન ગાઈ પોતાનો હર્ષ પ્રગટ કરી રહ્યાં હતાં. મિઙ્ગ-ઈનો આત્મા કોઈ અજ્ઞાત પુલકાવેગથી નૃત્ય કરવા લાગ્યો. એના આત્માએ પહેલાં કદી પણ આવા આનંદનો અનુભવ કર્યો નહોતો. મિઙ્ગ-ઈ નાચતો-કૂદતો, સડકની નજીકના જ એક ફૂલોના વનમાં જઈને બેઠો. ઉપર બદામી રંગનું આકાશ હતું, ને ચારે બાજુ ફૂલ, ફૂલ અને ફૂલ–સુગંધ, સુગંધ અને સુગંધ! આ મધુર એકાંત એને બહુ જ સુખદાયક થઈ પડયું. એટલામાં, એકાએક કોઈનો ધીમો પગરવ સાંભળી એણે આંખો એ તરફ ફેરવી, તો ફૂલોની આડમાં એક કુસુમ જેવી અતિસુંદર યુવતી એની નજરે પડી. એ યુવતીની સુંદર, મોહક આંખો, એનો આકર્ષક ગુલાબી ચહેરો ને હલકો ફૂલ જેવો એનો દેહ મિઙ્ગ-ઈના માનસપટમાં કાયમ માટે અંકાઈ ગયાં. રમણીય કુદરતી વાતાવરણ વચ્ચે રમણીય રમણી! એ રમણીના દર્શનથી મિઙ્ગ-ઈના ચિત્તે એક પ્રકારની ધ્રુજારી અનુભવી. એણે ગભરાઈને, બીજી બાજુ ઝટ નજર ફેરવી લઈ, ઊંધુ ઘાલીને ચાલવા માંડયું. ગભરાટમાં ને ગભરાટમાં એના ખિસ્સામાંથી મહોરો પડી ગઈ, એનું એને ભાન ન રહ્યું. થોડીક વાર ચાલ્યા પછી એને કોઈનો સાદ સાંભળ્યો. પાછળથી હળવા પગે દોડતું કોઈ આવતું હતું–એ એને જ સાદ દેતું હતું. એણે ચકિત થઈ, પાછળ દૃષ્ટિ કરી જોયું તો એક છોકરીને દોડતી આવતી જોઈ. એ એના તરફ દોડતી બૂમો પાડતી હતી, 'મહાશય! મારાં શેઠાણીએ આ મહોરો આપને આપવા માટે મને મોકલી છે. આ આપના ખિસ્સામાંથી પડી ગઈ હતી, ને મારી શેઠાણીના હાથમાં આવી હતી.' મિઙ્ગ-ઈએ એ છોકરીનો આભાર માન્યો, ને તેને કહ્યું, 'તારી શેઠાણીને મારા નમસ્કાર કહેજે.' પછી એ સુગંધીમય વાતાવરણમાં આગળ વધ્યો. જાણે કોઈ સ્વપ્નભૂમિમાં એ ન ચાલતો હોય, એમ એને ઘડીભર થઈ

ગયું. એના મનઃચક્ષુ સમક્ષ પેલી યુવતીનું કલ્પનાચિત્ર ખડું થઈ એના મનને અપાર આનંદ આપતું હતું. મિઙ્ગ-ઈનો આખો દેહ ક્ષણભર રોમાંચિત થઈ ગયો હતો.

*         *         *

માતાપિતાને ભેગો થઈને પાછા ફરતી વખતે અગાઉ જે સ્થળે પેલી અપૂર્વ સુંદરી તેણે જોઈ હતી તે સ્થળે મિઙ્ગ-ઈ આવી પહોંચ્યો. તે સ્થળથી થોડે દૂર ઝાડનાં વટામાં એક ભવ્ય કુટીર જોઈ તે આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો. પહેલાં એ આ રસ્તે થઈ એના માતાપિતાને મળવા ગયો હતો તે વખતે આ કુટીર તેની નજરે પડી ન હતી. એ જરા આગળ વધ્યો ત્યાં તો તે કુટીરની પડાળીમાં પોતાની કલ્પનાની રાણીને તે દિવસે જે છોકરી તેને મહોરો આપવા આવી હતી એની સાથે વાતો કરતાં જોઈ. મિઙ્ગ-ઈએ ધ્યાનથી એમની તરફ જોયું તો એ એની તરફ જોઈ વાતો કરતી હતી. અને, એની વાત કરવાની રીતભાત પણ એવી હતી કે, જાણે એઓ મિઙ્ગ-ઈની જ વાતો કરતાં હતાં એમ સહેજે સમજી શકાય. મિઙ્ગ-ઈ શરમાળ હતો, છતાં એણે એ યુવતીને નમસ્કાર કર્યા. આ જોઈ એ છોકરી એને આવવા માટે હાથ વડે ઇશારો કરતી પડાળી પરથી નીચે આવી. પીળાં ફૂલોથી આચ્છાદિત ઝાંપો એણે ઉઘાડયો. મિઙ્ગ-ઈ જરા આશ્ચર્ય પામ્યો, અને હર્ષાવેગથી ઝાંપા તરફ વળ્યો. એ જેવો ઝાંપા પાસે આવ્યો એવી જ એ યુવતી મકાનની અંદર જતી રહી. છોકરી બોલી, 'પધારો, મારાં બાઈ સમજે છે કે, જે મહોરો એમણે તમને પાછી આપી એ બદલ એમનો આભાર માનવા તમે આવ્યા છો. એમના વતી હું આપનું સ્વાગત કરું છું. પધારો! તમારા જેવા વિદ્વાન સાથે બે ઘડી વાતચીત કરવાનો અવસર પ્રાપ્ત થશે તો મારાં બાઈ પોતાની જાતને ધન્ય માનશે.'

લજ્જાથી નીચા નમેલા મસ્તકે, ધીમી ચાલે મિઙ્ગ-ઈ અંદર

કુટીરમાં ગયો. કુટીર કોઈ અમીરના ભવન જેવી સુશોભિત અને શણગારેલી હતી. ત્યાંની પ્રત્યેક વસ્તુમાંથી આવતી ઉગ્ર પણ મધુર સુગંધ ચિત્ત પર અદ્દભુત અસર કરતી હતી. એ અંદર જઈ ઊભો રહ્યો ત્યાં તો બીજા દ્વારમાંથી આવી એ યુવતીએ અત્યંત મધુર શબ્દોમાં એનું સ્વાગત કર્યું. મિઙ્ગ-ઈએ બે હાથ જોડી, મસ્તક નમાવી એને નમસ્કાર કર્યા. એના અનુમાન કરતાં એ યુવતી જરાક વધુ ઊંચી હતી. તેની દેહલતા કમળ જેવી કોમળ હતી, અને એના અંબોડામાં 'ચુ–શા–ક્રીહ' નામનાં અત્યંત સુંદર ફૂલની વેણી ગૂંથી હતી. 'ચુ–શા–ક્રીહ' ફૂલોથી ગૂંથેલા એના કાળા કેશ પીઠ પર લટકતા હતા. એનો પીળો પોષાક સહેજ હલનચલન પામતાં નવીન રંગ ધારણ કરતો હોય એમ દેખાતું હતું.

સ્વાગતનો વિધિ પૂરો કરી એ મિઙ્ગ-ઈ પાસે બેઠી, અને બોલી, 'મારા ધારવા મુજબ આપનું નામ મિઙ્ગ-ઈ જ ને! આપ મારા પરમ આત્મીય શ્રીયુત ચાઙ્ગના બાળકોના ગૃહશિક્ષક છો; બરાબર ને? શ્રીયુત ચાઙ્ગનો અને મારો સંબંધ ઘર જેવો છે, એટલે તમે કોઈ પરાયા નથી.'

જરા પણ ચકિત થયા વગર મિઙ્ગ-ઈએ પૂછ્યું, 'જો તમારે કોઈ જાતનો વાંધો ન હોય તો હું જાણી શકું છું કે, તમારા પિતાશ્રી કોણ છે, અને તમે મારા શેઠના શા સંબંધી થાવ છો?'

એ સુંદરીએ કહ્યું, 'પિઙ્ગ વંશમાં મારો જન્મ થયો છે. ચિઙ્ગ–તો નગરનો આ એક ઘણો પુરાણો વંશ છે. મારું નામ સોઈ છે; મારાં લગ્ન એક ઊંચા કુલીન કુળમાં થયાં હતાં. મારા પતિનું નામ ખાઙ્ગ હતું. આ લગ્નથી તમારા શેઠના કુટુંબ સાથે મારો સંબંધ થયો. મારા પતિ લગ્ન પછી થોડા દિવસોમાં દેવલોક પામ્યા ત્યારથી હું આ નિર્જન સ્થાનમાં આવી રહી છું.'

એના સ્વરમાં ચિત્તને ડોલાવે એવું અપૂર્વ સંગીત હતું.

મિઙ્ગ-ઈએ આવી સુંદર અને મધુર વાણી કદી સાંભળી ન હતી. એ ચકિત થયો; અને સાથે મૂંઝવણ પામ્યો. એ વિધવા હતી એથી વિના નિમંત્રણે એને ત્યાં વધુ-રોકાવું એને ઉચિત ન લાગ્યું. ચા પી એ જવા માટે ઊભો થયો, પણ શ્રીમતી સોઈ એને આટલો બધો જલદી જવા દેવા ઇચ્છતી ન હતી.

એ બોલી, 'નહિ મિત્રવર્ય, હજુ થોડી વાર બેસો. જો શ્રીયુત ચાઙ્ગ સાંભળે કે તમે મારે ત્યાં આવ્યા હતા, ને મેં તમારી સરભરા સારી રીતે કરી નહોતી તો તેઓ જરૂર મારા પર નારાજ થાય. ભોજન કર્યા પછી તમે જજો.'

મિઙ્ગ-ઈ મનમાં ઘણો જ આનંદિત થઈ ત્યાં રોકાઈ ગયો. સોઈના જેવી સુંદરી તેણે કદી જોઈ ન હતી.

એ બંનેએ ખૂબ વાતો કરી. ક્યારે દિવસનો પ્રકાશ અંધકા-રમાં વિલીન થઈ ગયો એની એમને ખબર પણ ન રહી. છોકરીએ આવી બત્તી કરી, ભોજન માટે આસન બિછાવ્યું, અને ભોજન પીરસ્યું. મિઙ્ગ-ઈ જમવા બેઠો, પણ એને ભોજનની રુચિ નહોતી. સામે બેઠેલી સુંદરી સાથે એનું મન રમતું હતું. એને કાંઈ પણ ન ખાતો જોઈ, સોઈ એને શરાબ પીવા આગ્રહ કરવા લાગી. એમો બંને કેટલાય પ્યાલા ગટગટાવી ગયાં. શરાબ લાલ રંગનો હતો, મીઠો અને ઘણો જ ઠંડો હતો; થોડી વારમાં જ એમના શરી-રમાં અદ્‌ભુત સ્ફૂર્તિ છવાઈ ગઈ. મિઙ્ગ-ઈની આંખો સામે બધી વસ્તુઓ ચમકતી દેખાવા લાગી; કુટીરની દિવાલો દૂર દૂર હટી ગઈ; છત ઉપર ચડી ગઈ; બત્તીઓ તારાની માફક ચમકતી જણાઈ; અને, સોઈનો કંઠસ્વર નિદ્રિત રજનીમાં દૂરથી આવતી સંગીત-લહરીની માફક તરતાં તરતાં એના કાનોમાં ગુંજવા લાગ્યો. એની છાતી ફૂલવા લાગી, એનો જીભ પરનો કાબૂ ઢીલો પડી ગયો, અને કહેવાનું સાહસ કદી ય ન કરી શકે એવી ઘણી ઘણી વાતો એ બોલી

ગયો. પણ, સોઈએ ન તો એને બોલતાં રોકયો કે ન તો એની વાતો સાંભળી મોં મચકોડયું. પ્રશંસાભરી વાતો સાંભળી એની મોટી અને ઉજ્જવળ આંખો આનંદે હસવા લાગી, અને એની દ્રષ્ટિમાંથી પ્રેમ વરસવા લાગ્યો.

એ બોલી, 'મેં સાંભળ્યું છે કે, સંગીત પર તમારો સારો કાબૂ છે. મને સાધારણ ગાતાં વગાડતાં આવડે છે. તમારા જેવા ઉસ્તાદ સાથે એક લયમાં ગાવા માટે મારું મન આતુર છે. મારો ગીતસંગ્રહ જોઈ તમે તમારો અભિપ્રાય આપશો તો હું તમારો આભાર માનીશ.'

મિઙ્ગ-ઈએ ઉત્સુક થઈ કહ્યું, 'તમારી આ યાચના બદલ હું તમારો અહેશાન માનું છું. હું સહર્ષ ગાઈશ. તમે તમારો ગીત-સંગ્રહ મને જરૂર બતાવો.'

ઘંટડી વગાડી છોકરીને બોલાવી. યુવતીએ ગીતસંગ્રહ લાવવા આજ્ઞા કરી. છોકરી ગીતસંગ્રહ આપી ચાલી ગઈ. મિઙ્ગ-ઈ તે લઈ ઉત્સુક વદને તેની પરીક્ષા કરવા લાગ્યો. પીળા કાગળ પર ઘણા જ સુંદર અક્ષરોમાં ગીત લખ્યાં હતાં. આવી સુંદર કાળી શાહી એણે કદી જોઈ નહોતી. તે ગીતોની નીચે બેન-ચીન, કાઓ-પીન, અને પો-મૌ જેવા ઘણા પ્રાચીન મહાકવિઓનાં ગીત જોઈ એ ચકિત થઈ ગયો. આવો અમૂલ્ય અને અપૂર્વ સંગ્રહ જોઈ આનંદથી એ ડોલી ઊઠયો. બોલ્યો: 'આવી પ્રાચીન પાંડુલિપિ કોઈની પાસે હોઈ શકે એ મારી કલ્પનામાં આવતું નહોતું.' આ સંગ્રહને એક પળ માટે હાથથી અળગો કરતાં એનો જીવ ચાલતો ન હતો.

એ આવેગમાં બોલી ઊઠયો, 'શ્રીમતીજી! આ એક સમ્રાટના ખજાનાથી પણ અધિક અમૂલ્ય છે. પાંચસો વર્ષ પહેલાંના અમર કવિઓના આ હસ્તાક્ષર છે એમાં કાંઈ સંદેહ નથી. અને, એની શાહી પણ કેટલી આશ્ચર્યજનક છે. પાંચસો વર્ષ થઈ ગયાં છતાં

એવીને એવી જ છે. અને, કવિસમ્રાટ કાઓ-પીનનું આ ગીત ! અરે ! કોઈ પણ આવી રચના રચી શક્યું નથી ! '

વિહ્વલ નેત્રાથી સોઈ બોલી, ' કાઓ-પીન ! મારા પ્યારા કાઓ-પીન ! કાઓ-પીન મારો સૌથી વધુ પ્રિય છે. ચાલો, મિઙ્ગ-ઈ આપણે બંને એનું ગીત સાથે ગાઈએ...'

સ્તબ્ધ, સુગંધિત, મધુર રાત્રિમાં એ બંનેની મધુર સ્વર-લહરી સ્વર્ગીય પક્ષીઓના કલરવની માફક વાયુમાં પ્રકંપિત થવા લાગી. પણ થોડી જ પળમાં મિઙ્ગ-ઈએ વિહ્વલ થઈ ગાવું બંધ કરી- પોતાની સંગિનીની તરફ એક ધ્યાનથી જોઈ રહી એનું ગાન સાંભળવા લાગ્યો. એનું કંઠમાધુર્ય અતિઉત્તમ હતું. એ ચેતનહીન થઈ ગયો, અને એના નેત્રોમાં આનંદાશ્રુ વહેવાં લાગ્યાં.

આ પ્રકારે રાત્રિ કાળની ગોદમાં વીતી રહી હતી, અને એ બંને વાતો કરતાં રહ્યાં, ઠંડો, લાલ શરાબ પીતાં રહ્યાં, અને પાંચસો સાલ પહેલાંના ગીતો ગાતાં રહ્યાં. રાત્રિ પૂરી થવા આવી. વચ્ચે વચ્ચે જાણે સ્વપ્નમાંથી જાગી મિઙ્ગ-ઈ વિદાય માંગવાનો વિચાર કરતો. પણ, પ્રત્યેક વેળાએ સોઈ પોતાના મધુર સ્વરેથી કોઈ એકાદ પુરાણા કવિની આશ્ચર્યજનક અને મનોહર પ્રેમકિસ્સાઓ સંભળાવવા શરૂ કરતી, અને એ મંત્રમુગ્ધશો બેસી સાંભળ્યા કરતો, અથવા એ કોઈ એવું સુંદર ગીત સંભળાવવા મંડી પડતી ત્યારે એના કાન સિવાય બીજી બધી ઇંદ્રિયો ચેતનહીન બની જતી... અંતે જ્યારે સોઈએ એક પ્યાલી ભરી એને શરાબ આપવા માંડી ત્યારે એનો પોતાનો એક હાથ એની ડોકમાં નાંખ્યા વગર રહી ન શક્યો; અને એને પોતાની પાસે ખેંચીને શરાબથી પણ વધુ લાલ એવા એના અધરો પર ચુંબન કર્યું. એમના હોઠ જુદા ન પડ્યા; રાત્રિ ક્યાં વીતી ગઈ, એની પણ એમને ખબર ન રહી.

* * *

પક્ષીઓ જાગીને કલરવ કરવા લાગ્યાં. ઉદીયમાન સૂર્યને જોઈ ફૂલોએ પોતાની કળીઓ વિકસાવી. છેવટે, મિઙ્ગ-ઈને આ જાદુગરણી પાસેથી વિદાય લેવી પડી. ઝાંપા સુધી સોઈ એની સાથે આવી. પ્રેમથી ચુંબન કરી, એને વિદાય આપતાં એ બોલી, 'પ્રિયતમ, જ્યારે અહીં આવવાનું મન થાય ત્યારે જરૂર આવજો. વારુ ! હું તમને એક વિનતી કરું છું કે, તમે આપણા બંને વચ્ચેની આ વાત કોઈને કરશો નહિ. આપણો પ્રેમ તારલિયા સિવાય બધાંથી ગુપ્ત રહેવો જોઈએ. હું જાણું છું પ્રિયતમ ! તમે સાચા બોલો અને વિશ્વાસુ છો, અને તમે આપણો આ પ્રેમ ગુપ્ત જ રાખશો... અને આપણી સુખપૂર્ણ રજનીની સ્મૃતિ તરીકે આ તુચ્છ ઉપહારનો સ્વીકાર કરો.'

અને, એણે એક ઘણી જ ઉમદા અને અદ્દભુત વસ્તુ એને આપી. તે એક પીળા પત્થરને કોતરીને બનાવેલું 'પેપર-વેઈટ' (Paper-weight) હતું. મિઙ્ગ-ઈએ ઘણા જ પ્રેમથી આ ઉપહારને અને એના સુંદર હાથને ચુંબન કર્યું. 'જો મારા કોઈ કાર્યથી હું તમને દુ:ખી કરું તો પરમાત્મા મને તેની સજા કરશે. વિદાય ! પ્રિયે !' કહી એ ચાલ્યો ગયો.

એ દિવસે સવારમાં શ્રીયુત ચાઙ્ગના ભવન પર આવી, મિઙ્ગ-ઈ પોતાના જીવનમાં પહેલી જ વાર જૂઠું બોલ્યો. મારી માતાએ મને દરરોજ રાત્રે ઘેર આવવાનું કહ્યું છે, ઘર દૂર છે; પણ મારે ખુલ્લી હવા અને પૂરતા વ્યાયામની જરૂર છે તે એથી મળી રહેશે.' મિઙ્ગ-ઈએ જે કાંઈ કહ્યું, તેના પર શ્રીયુત ચાઙ્ગે વિશ્વાસ મૂકયો, અને એને સ્વીકાર કરવામાં જરા ય આનાકાની ન કરી.

મિઙ્ગ-ઈ દરરોજ સંધ્યાસમયે સુંદરી સોઈની કુટીરે જતો, પ્રથમ મિલનરાત્રીની માફક એઓ આનંદમાં રાત્રિ વીતાવતાં, ખૂબ ગાતાં, શેતરંજ ખેલતાં, ફૂલ, વૃક્ષ, વાદળ અને પક્ષીઓ પર કવિતા રચતાં. આ દરેકમાં સોઈ પોતાના પ્રેમી કરતાં વધી જતી.

શેતરંજ રમતી વખતે મિઙ્ગ-ઈનો રાજા એ ઘેરી લેતી. સોઈનાં કાવ્યો મિઙ્ગ-ઈનાં કાવ્યો કરતાં વધુ મધુર અને અર્થઘન થતાં. એઓ ઘણા પ્રાચીન કવિઓ પર જ આલોચના કરતાં. પ્રાચીન ગીતો જ ગાતાં.

એ બંનેએ પ્રેમતરંગોમાં વહ્યાં કર્યું. જોતજોતામાં વસંત અને ગ્રીષ્મ ઋતુ વીતી ગઈ. વર્ષા આવી.

*          *          *

અચાનક એક દિવસે, નગરમાં મિઙ્ગ-ઈના પિતાનો ભેટો થતાં શ્રીયુત ચાઙ્ગે પૂછ્યું, ' હવે વર્ષાઋતુ બેસી ગઈ છે. આવી ખરાબ ઋતુમાં દરરોજ સાંજે શા માટે તમે તમારા પુત્રને ઘેર બોલાવો છો ? રસ્તો લાંબો છે. તે સવારે પાછો આવે છે ત્યારે ઘણો જ થાકેલો હોય છે. આવી ખરાબ ઋતુમાં તમે એને મારે ત્યાં રહેવાની રજા આપો તો સારું. '

મિઙ્ગ-ઈના પિતા ખૂબ જ વિસ્મય પામી બોલ્યા, 'મહાશય! આપ આ શું બોલો છો! અત્યાર સુધીમાં એક દિવસ પણ મિઙ્ગ-ઈ ઘેર આવ્યો નથી. મને ડર લાગે છે કે, કદાચ તે ખરાબ માર્ગે ચડેલા યુવકો સાથે જુગાર તો નહિ રમતો હોય, અથવા કદાચ શરાબ પી દુષ્ટ સ્ત્રીઓને ત્યાં રાત તો નહિ વીતાવતો હોય ! '

પણ શ્રીયુત ચાઙ્ગે કહ્યું, ' ના, ના. તમારો આ ડર અસ્થાને છે. આજ સુધી મેં એ છોકરામાં એક પણ એબ જોઈ નથી. તેમ જ મારા નિવાસ અને તેની આજુબાજુ ક્યાં ય વેશ્યાઓ નથી. કદાચ મિઙ્ગ-ઈને કોઈ યુવતી સાથે મિત્રતા થઈ હોય, અને એની સાથે રાત વીતાવતો હોય તો એની ના નહિ. કદાચ હું એને રજા ન આપું એ બીકે એ મારી પાસે જૂઠું બોલ્યો હશે. જ્યાંસુધી હું આ રહસ્યનો પત્તો ન મેળવું ત્યાંસુધી તમે તેને કાંઈ પણ ન કહેશો.

આજ સાંજે મારો નોકર એનો કેડો પકડશે, અને એ ક્યાં જાય છે તેની તપાસ કરી આવશે.'

મિઙ્ગ-ઈના પિતા તિયેન-પિલો આ વાત પર સહમત થયા, અને આવતી કાલે સવારે શ્રીયુત ચાઙ્ગના ભવન પર મળવા આવવાનું કબૂલ કર્યું.

સાંજે મિઙ્ગ-ઈ જેવો શ્રીયુત ચાઙ્ગના ભવનમાંથી નીકળ્યો તેવો જ એક નોકરે એનો ગુપ્ત રીતે પીછો પકડ્યો. પણ એક ત્રિભેટા પાસે મીઙ્ગ-ઈ જાણે અદૃશ્ય થઈ ગયો. જાણે પૃથ્વી એને ગળી ગઈ! નોકરે એની ખૂબ તપાસ કરી, પણ એ પત્તો ન લાગવાથી ગભરાયેલા ચહેરે પાછો આવી શ્રીયુત ચાઙ્ગને આ બધું કહ્યું. ચાઙ્ગે તાબડતોબ તિયેન-પિલોને આ ખબર મોકલાવી.

* * *

પોતાની પ્રેમિકાના ઓરડામાં જઈ મિઙ્ગ-ઈએ જોયું તો, એ રોતી હતી. આ જોઈ એ અચંબામાં પડી ગયો, અને એનું હૃદય દુઃખથી ભરાઈ ગયું.

મિઙ્ગ-ઈની ગરદનમાં હાથ નાંખી ડચકાં ભરતાં ભરતાં સોઈ બોલી, 'પ્રિયતમ! આપણે બંનેએ જુદાં પડવું પડશે. શા માટે એ હું કહી શકતી નથી. શરૂઆતથી જ હું જાણતી હતી કે, એક સમય એવો આવશે, કે જ્યારે આપણે છૂટા પડવું પડશે. એ સમય આવી પહોંચ્યો છે એ જોઈ મારા હૃદયના ટુકડેટુકડા થઈ રહ્યા છે. આ આપણી છેલ્લી રાત્રિ છે. હવે આપણે ફરીથી મળી શકીશું નહિ. પ્રિયતમ! હું જાણું છું કે, તમે મને આખા જીવનપર્યંત નહિ ભૂલો! તમે એક દિવસ એક મહાન વિદ્વાન થશો. તમારા પર માન અને ધનની વૃષ્ટિ થશે, અને કોઈ પ્રેમમયી રમણી મારો અભાવ પૂરશે. હું વધુ દુઃખની વાતો કરી તમને દુઃખી નહિ કરું. આવો, આપણે

આ અંતિમ રજની સુખમાં વિતાવીએ, જેથી તમને મારી સ્મૃતિ દુઃખદાયી ન નીવડે, અને તમે મારા હસમુખા ચહેરાનું જ સ્મરણ કાયમ કરી શકો.'

એણે પોતાના આંસુ લૂછી નાંખ્યા, અને શરાબ, ગીતસંગ્રહની ચોપડી અને સિતાર મંગાવ્યાં. એણે મિહ્ંગ-ઈને આ વિચ્છેદ વિષે એક પણ હરફ બોલવા ન દીધો. સ્વાર્થ, શોક અને ક્લાંતિના વાદળો ઘેરાય તે પહેલાં સ્થિર ચિત્તે એક પ્રાચીન ગીત ગાયું. થોડી જ પળમાં ગીત અને શરાબના આનંદમાં એ બંને દુઃખ વિસરી ગયાં, મિહ્ંગ-ઈને આ અંતિમ પળો પ્રથમ રાત્રી કરતાં પણ અધિક સુખદ અને સ્વર્ગીય જણાઈ.

પણ, પ્રભાતનું પીળું સૌંદર્ય ફેલાતાંની સાથે મિહ્ંગ-ઈના વદન પર પાછો વિષાદ છવાઈ ગયો. છેલ્લી વાર સોઈ પોતાના પ્રેમી સાથે ઝાંપા સુધી આવી, અને છેલ્લી વાર ચુંબન કરી, એના હાથમાં એક અતિસુંદર પ્રાચીન કવિઓનું પુસ્તક મૂક્યું. તે પુસ્તક કોઈ પણ એક મહાન કવિના મેજ પર રાખવા યોગ્ય હતું.

અને, એ રોતાં હૃદયે કાયમ માટે વિદાય થયો. એ માની જ ન શક્યો કે, આ એમનો ચિરવિચ્છેદ હતો. એ મનમાં વિચાર કરતો હતો, 'હા! હું કાલે એને મળીશ. એના સિવાય હું એક પળ પણ જીવી શકું એમ નથી. જો હું એની પાસે જાઉં અને એ મને ન મળે એ વાત સંભવિત નથી.' શ્રીયુત ચાહ્ંગના ભવન સુધી આખા રસ્તે આવા વિચારો એને આવ્યા કર્યા.

ભવનમાં આવી એણે જોયું તો, પડાળીમાં એના પિતા અને શેઠ એની રાહ જોતા ઊભા હતા. એને બોલવાનો મોકો આપ્યા વગર તિયેન-પિલોએ પૂછ્યું, 'તું રાતે ક્યાં રહે છે?'

પોતાની જૂઠી વાત પકડાઈ ગઈ છે એ જોઈ કાંઈ પણ ઉત્તર ન આપતાં, નીચા વદને, પિતાની સામે મિહ્ંગ-ઈ ઊભો રહ્યો. એને ચૂપ ઊભેલો જોઈ તિયેન-પિલોએ પોતાના હાથમાંની નેતરની સોટી

જોરથી એના ખરડામાં ફટકારી. કાંઈક પિતાના ડરથી અને કાંઈક કાયદાના* ડરથી એણે પોતાની આખી પ્રેમકહાણી કહી.

મિફ્રુગ-ઈની વાત સાંભળી શ્રીયુત ચાફ્રુગ ચકિત થઈ બોલ્યા, 'બેટા! પિફ્રુગ પરિવાર સાથે મારે કાંઈ સંબંધ નથી. એ વિશે તેમ જ જે સ્ત્રીની તું વાત કરે છે એની બાબતમાં પણ હું કાંઈ જાણતો નથી. પણ, તેં જે આ બધું કહ્યું તે હું ખરું માનું છું...આમાં કોઈ ઊંડું રહસ્ય છે.'

મિફ્રુગ-ઈએ સોઈએ આપેલા ઉપહાર-પેપરવેઈટ અને ગીત-સંગ્રહનું પેલું પુસ્તક-આ લોકોને બતાવ્યા. શ્રીયુત ચાફ્રુગ અને તિયેન-પિલો એ જોઈ વિસ્મયથી અવાક થઈ ગયા.

શ્રીયુત ચાફ્રુગે તિયેન-પિલોને કહ્યું, 'ચાલો, આપણે બધા મિફ્રુગ-ઈ સાથે જઈ આ બધી વસ્તુઓ ક્યાંથી મળી તે જોઈ આવીએ. એથી આપણને આ બધું રહસ્ય સમજાશે. મિફ્રુગ-ઈએ આ જે બધું કહ્યું તે ખરું છે; પણ, આ બધું મારી સમજમાં કાંઈ બેસતું નથી.'

તે જ પળે એ ત્રણે સોઈની કુટીર તરફ ચાલી નીકળ્યા.

* * *

એ ત્રણેએ ફૂલના વનમાં જેવો પ્રવેશ કર્યો તેવો જ એકાએક મિફ્રુગ-ઈ ઊભો રહી અસ્પષ્ટ અવાજે બૂમ પાડી ઊઠયો. જ્યાં સોઈની ભવ્ય કુટીર હતી ત્યાં કાંઈ જ ન હતું. ત્યાં એક નાની સમાધિ હતી. તે ઘણી જ જૂની અને ઠેરઠેરથી ભાંગેલી હતી. મિફ્રુગ-ઈએ પોતાની આંખો મસળી, શરીરે ચૂંટિયો ખણી. પોતે સ્વપ્નદશામાં છે કે શું, એમ એને થઈ ગયું. પણ સોઈની કુટીર ત્યાં ન હતી. એ ગભરાઈને શ્રીયુત ચાફ્રુગ તથા એના પિતા તરફ નિર્વાક અને ચકિત વદને જોઈ રહ્યો.

શ્રીયુત ચાફ્રુગે કહ્યું, 'હવે મારી સમજમાં આવ્યું! તમારા

* જો પુત્ર પિતાની આજ્ઞા ન માને તો એને સો ફટકા મારવાનો કાયદો ચીનમાં છે.

પુત્રને જે સુંદરીએ મુગ્ધ કર્યો હતો એની સમાધિ આપણે જોઈ રહ્યા છીએ! હા, હવે મને ખ્યાલ આવે છે. આ સોઈ-થાઓની સમાધિ છે. આ સુંદરી સોઈ-થાઓ માટે કેટલો મોટો અનર્થ થયો હતો! એ તે વખતના ગવર્નર અને મહાન કવિ કાઓ-પીનની પ્રેમિકા હતી. અને, કવિએ એને સ્વહસ્તે પાંડુલિપિમાં લખેલો ગીતસંગ્રહ ઉપાહાર તરીકે આપ્યો હતો! એનો આત્મા આ નિર્જન વનમાં હજુ સુધી વિચરણ કરતો હોવો જોઈએ.'

શ્રીયુત ચાઙ્ગ ચૂપ થઈ ગયા. એ ત્રણેના ચહેરા પર વિષાદ છવાઈ ગયો. પ્રાતઃકાળનું ગાઢ ધૂમસ ચારે તરફ ધૂંધળું વાતાવરણ ઉત્પન્ન કરી વનના ભૌતિક સૌંદર્યને ભયાનક બનાવી રહ્યું હતું. ફૂલોની તીવ્ર સુગંધવાળા પવનનો એક ઝપાટો આવ્યો, અને વૃક્ષનાં પાંદડાં હાલી ઊઠયાં: જાણે તે સ્તબ્ધતામાં પોકાર કરી રહ્યા હતા: 'સોઈ-થાઓ!'

* * *

તિયેન-પિસો આ બનાવથી એટલો બધો ડરી ગયો હતો કે, એણે પુત્રને કોઆઙ્ગચુ-ફુ નગરમાં મોકલી દીધો. થોડા જ વર્ષમાં પોતાની વિદ્યા અને બુદ્ધિ બળે કરીને મિડુગ-ઈએ ઊંચું પદ મેળવ્યું, અને એને બહુ કીર્તિ વરી. એનું લગ્ન ઊંચા ખાનદાન કુળની એક સુશીલ કન્યા સાથે થયું. મંગલ લગ્નના ફળ તરીકે એ સર્વગુણસંપન્ન સંતાનોનો પિતા થવા ભાગ્યશાળી થયો. છતાં, સોઈને એ અંતકાળ સુધી ભૂલ્યો નહિ. પણ, સોઈની વાત એણે કદી કોઈની આગળ કાઢી નહિ, હૃદયમાં જ સંઘરી.

નાર્વે

## પ્રલોભન

### લેખિકા : યોહાના ગુડ

'આજે સવારે મને મિ. ચાર્લ્સ રૉબર્ટનો મેળાપ થયો હતો. એણે તને નમસ્તે કહાવ્યા છે...'

ઇવાના પોતાના પતિને ચાનો પ્યાલો આપવા આવી તે વખતે એના પતિએ વર્તમાનપત્રમાંથી મોં ઊંચું કરી કહ્યું.

ઇવાનાએ ઉદાસ નજરે બંગલાના બગીચા તરફ જોયું—રંગબેરંગી ફૂલો પર આસ્માની સૂર્યનાં ગુલાબી કિરણોએ પથરાઈને એક અપૂર્વ ઇંદ્રજાળની સૃષ્ટિ ઉત્પન્ન કરી હતી...

'એમ! અત્યારે એ આ શહેરમાં છે?' એણે પૂછ્યું.

'એ તો અહીં ઘણા સમયથી છે. એ શહેરની પૂર્વ તરફ રહે છે. આખો વખત એ કામમાં ગુંથાયેલો હોવાથી કોક કોક વખત એની મુલાકાત કચેરીના 'બાર–પુસ્તકાલય'માં થાય છે. વાતવાતમાં મને આજે જ ખબર પડી કે, એનું ઘર ફ્રાન્જલેંડમાં છે, અને બચપણમાં તમારે બંનેને મિત્રતા હતી.'

'હા...હતી...અમારાં ઘર એક જ ગામમાં હતાં. એનો બાપ ગામનો પાદરી હતો. શું રૉબર્ટે લગ્ન કર્યાં છે?'

'ના, હજુ સુધી નથી કર્યાં; હજી ક્યાં એની લગ્ન કરવાની ઉમ્મર વીતી ગઈ છે? આટલી નાની ઉમ્મરમાં એને વકીલાતમાં સારી સફળતા મળી છે.'

'એ મારાથી બે વર્ષે મોટા છે.' ઇવાના યંત્રવત્ બોલી, એની ઉમ્મર અત્યારે ત્રીસથી ઓછી નહિ હોય.'

'હા, એટલી જ હશે. વારુ, હવે હું જાઉં છું. આજ રાત્રે કદાચ હું નહિ આવી શકું...'

*　　　　*　　　　*

'હવે હું જાઉં છું, રાત્રે હું પાછો નહિ આવી શકું...' ઇવાના આવી પ્રેમહીન, શુષ્ક વાતો વિવાહિત જીવનના દશ વર્ષના લાંબા ગાળાથી સાંભળતી આવી છે...

એના પ્રત્યેની પતિની આ ઉદાસીનતા હવે એને અસહ્ય થઈ પડી હતી...એ હવે પોતાના પતિને પ્રેમના જૂઠા અભિનયથી આકર્ષવા ઇચ્છતી નથી...

શોકના આવરણે એના હૃદયને ઘેરી લીધું...

*　　　　*　　　　*

એ બાળકો માટે ભોજનની વાનીઓ ગોઠવે છે—શૂન્યમનસ્કપણે...

ચંચળ, તેજ ગતિએ એની સ્મૃતિ પહોંચી જાય છે—દૂર, અતીત તરફ...

આજનો એ સફળ વકીલ રૉબર્ટ એક સમયે કદરૂપો, અસભ્ય અને ગામડિયો હતો...હરઘડી ઇવાનાની પાછળ ઘૂમતો હતો—પોતાનો પ્રેમ પ્રગટ કરી ઇવાનાને હેરાન હેરાન કરી મૂકતો હતો...

ઇવાના પોતાના આ અસભ્ય, અશિક્ષિત પ્રેમીનો વ્યવહાર જોઈ હસતી હતી...

'રૉબ' એને ગમતો હતો, છતાં એને પોતાનો પતિ બનાવવાની કલ્પના ઇવાનાએ કદી કરી નહોતી.

એટલે એના ભાવભર્યા શબ્દોના જવાબ એ તીખા તમતમતા શબ્દે આપતી હતી...

પછી, એકાએક એના જીવનમાં આવ્યું—એક મોટું પરિવર્તન...

રૉબર્ટ વિશ્વવિદ્યાલયમાં ભણવા ચાલ્યો ગયો, ઇવાનાનાં લગ્ન થઈ ગયાં; કિશોરજીવનનાં સ્મરણો વિસ્મૃતિના ગર્ભમાં સમાઈ ગયાં...

*　　　　*　　　　*

એના લગ્ન થયે દશ વર્ષ થઈ ગયાં છે, પરંતુ આ લાંબી દશ વર્ષની અવધિમાં એણે યથાર્થ પ્રેમનો સ્વાદ એક દિવસ પણ ચાખ્યો નથી...

બચપણના અનોખા, આનંદિત દિવસો...એ દિવસોની રમતોના સાથી રોબર્ટની આજે એને વારંવાર યાદ આવી રહી છે.

રોબર્ટ રમતમાં ઇવાના પાસે હાથે કરીને હાર ખાઈ, એની સામે વિષાદભરી આંખે જોઈ રહેતો હતો; એ આંખોમાં ગૂઢ વેદનાનો અંધકાર જણાતો હતો.

ગર્વિત, વિજયી ઇવાના વ્યંગભર્યાં તીખા હાસ્યથી એનો જવાબ આપતી હતી.

આજે ઇવાનાને પોતાની એ હૃદયહીનતાનું સ્મરણ થતાં એકદમ એનું હૃદય ભરાઈ આવ્યું.

બાળકોના આનંદકલ્લોલથી એની ચિંતાની માયાજાળના ટુકડે-ટુકડા થઈ જાય છે...

કલરવ કરતાં બાળકો ઓરડામાં પ્રવેશ કરે છે...

ટેડી અને એમા.

કોઈ માતાની ગોદમાં ચઢી બેસી જાય છે, કોઈ પીઠ પર વળગી પડી નાના નાના હાથ માતાની ગરદનમાં નાંખી દે છે...

ઇવાનાના આનંદહીન, શુષ્ક જીવનમાં સ્વર્ગની કમનીયતા આપે છે આ બાળકો.

તેઓ માની પાસે પોતાના પુસ્તકો લઈ બેસે છે—કોઈ પાઠ વાંચી સંભળાવે છે; કોઈ અર્થ પૂછે છે.

ઇવાનાના મનચક્ષુ સમક્ષ કુમારકાળનું ચિત્ર ધીરે ધીરે મ્લાન થઈ અંતે વિલુપ્ત થઈ જાય છે.

*  *  *

શિયાળાનું એક પ્રભાત...

શહેરના રાજમાર્ગ પર પ્રભાતના સૂર્યનો મીઠો તડકો પથરાયેલો છે...

એ તડકા તરફ પીઠ કરી ભિખારીઓ કરુણ સ્વરે ભીખ માંગી રહ્યા છે...

વર્તમાનપત્ર વેચનારા ફેરિયાઓ જોરથી બૂમો પાડી દેશપરદેશના સમાચારોની ઘોષણા કરે છે...

રાજમાર્ગની બંને બાજુની પગથી પર લોકોની ધીમે ધીમે અવરજવર વધી રહી છે.

એક સંબંધીને ઘેરથી ઇવાના પોતાના પતિ સાથે પાછી ફરી રહી છે...

થોડે દૂર આવી પતિએ કહ્યું, 'મારે એક વકીલનું જરૂરી કામ છે! તને એકલી ઘેર જવામાં કાંઈ હરકત તો નથી ને?'

'ના, કાંઈ હરકત નથી.'

બરાબર એ જ પળે સામેની પગથી પર લોકો ભેળા જતા એક પથિક પર ઇવાનાની નજર પડી.

સાથે એ જ પળે પથિકની અને ઇવાનાની નજર એક થઈ; અને બીજી જ પળે શરમાઈને ઇવાનાએ નજર નીચી ઢાળી દીધી...

પથિકે સડકની આ તરફ આવી, પોતાના માથા પરની ટોપી ઉતારી એનું સન્માન કર્યું. ઇવાનાએ એની તરફ જોઈ, માથું નમાવી, જવાબ આપ્યો.

પથિકની તીક્ષ્ણ દ્રષ્ટિ ઇવાનાના હૃદયમાં સોંસરી ઊતરી ગઈ...

એ વિષાદભરી, વેદનાથી ઘાયલ, શાંત આંખો ઇવાનાને સારી પેઠે યાદ છે!

એના પતિ સાથે થોડી વાર વાતો કરી, પથિક એક વાર ઇવાના તરફ નજર કરી ચાલ્યો ગયો.

'રૌબર્ટ ઘણો જ સજ્જન માણસ છે! વ્યવહાર તો એનો જ.' એના પતિએ કહ્યું.

અન્યમનસ્કપણે ઇવાનાએ જવાબ આપ્યો. એનો પતિ એના જવાબનો કાંઈ ખાસ અર્થ કરી શક્યો નહિ.

'મેં વર્તમાનપત્રમાં વાંચ્યું છે કે, રૉબર્ટ એક મોટા કેસ સારુ આમસ્ટર્ડામ જાય છે...વારુ, હું જાઉં છું.'

આમ કહી એનો પતિ એક ગલીમાં અદ્રશ્ય થઈ ગયો...

ઇવાના અન્યમનસ્કપણે ચાલે છે. એની એકેએક ઇન્દ્રિયો કોઈ એક અજાણ સ્વપ્નમાં મગ્ન થઈ ગઈ હતી...

...જો એનો મેળાપ થયો હોત તો ઇવાના એના સાથે ઘણી ઘણી વાતો કરત!...પોતાના ગામની વાતો...બચપણની વાતો... એ વખતના મિત્રો અને સાથીદારોની વાતો, અને એવી બીજી ઘણી ય વાતો!

ઇવાનાની ગતિ મંદ પડી ગઈ...

થોડી વારમાં ગલીના નાકા પર આવેલા પોતાના બંગલાના બગીચાનો ઝાંપો દેખાય છે...

એની પાછળ ઊભેલાં અર્ધખિલ્યાં 'ક્રાઈસેનથિમમ' ફૂલો પોતાના માથાં હલાવતાં હતાં...

એકાએક એક પરિચિત સ્વર સાંભળી ઇવાના ચમકી ઊઠે છે– એનું સ્વપ્ન તૂટી જાય છે!

નજર ઊંચી કરી ઇવાનાએ જોયું–સામે રૉબર્ટ ઊભો છે!

ઇવાનાના પગથી તે માથા સુધી વિજળી પસાર થઈ જાય છે– ચહેરો લાલ થઈ જાય છે–હૃદયનું લોહી જામી જાય છે!

પોતાની જાતને સંભાળી લઈ એ કહે છે, 'નમસ્તે! સારો છે ને રોબી.' ઇવાના બીજા કોઈ નામથી સંબોધન કરી જ શકતી નથી.

ઇવાનાનો જમણો હાથ રૉબર્ટના જમણા હાથની મુઠીમાં જઈ મળે છે.

એ હૂંફાળો શક્તિશાળી હાથ ઇવાનાનો કેટલો નિકટનો પરિચિત છે!

'હું આજે પણ તને ઇવા કહી બોલાવી શકું છું?' રૉબર્ટે કહ્યું.

'હા, બોલાવી શકે છે.' ઇવાનાએ હૃદયમાં એક તીક્ષ્ણ વેદના અનુભવી!

મરકમરક હાસ્યની પાછળ હૃદયનો ભાવ છુપાવી રૉબર્ટ બોલ્યો, 'એક વર્ષથી આ શહેરમાં હું રહું છું; આટલા દિવસો બાદ આજે તારો મેળાપ થયો.'

ઇવાનાએ ધીમા હાસ્યથી જવાબ આપ્યો, 'એ બધું ઠીક છે! તું મુકદ્દમા અને અસીલોને લીધે પૂર્વ તરફ રહે છે; અને હું મારા ગૃહસંસાર સાથે પશ્ચિમમાં રહું છું; એથી...'

હાસ્ય-વિનોદ સાથે વાર્તાલાપ સહજપણે આગળ ધપે છે.

ઇવાનાએ કહ્યું, 'પણ, પહેલાં તો હું તને ઓળખી જ શકી ન હતી. તું કેટલો બધો બદલાઈ ગયો છે!'

રૉબર્ટે ઇવાનાના મુખ તરફ તાકી રહી કહ્યું, 'ભલે મારા બાહ્ય દેખાવમાં ભારે પરિવર્તન થયું હોય; પણ, હૃદયમાં હજી સુધી કાંઈ પરિવર્તન થયું નથી, ઇવા!'

ઇવાના જમીન તરફ જોઈ રહી—

એનું સમસ્ત હૃદય જાણે એક અસ્પષ્ટ આનંદમાં ડૂબી જાય છે—વિજયનો આનંદ!

'સાંજે ક્યાંય ફરવા જાય છે?'

'હા, બાળકોની સાથે...'

'એમ! તારે કેટલાં બાળક છે!' રૉબર્ટના અવાજમાં વિસ્મયતાનો ભાવ છે.'

'એક છોકરો અને એક છોકરી...' જમીન તરફ મીટ માંડી ઇવાના જવાબ આપે છે.

ફરી બંને ચૂપ રહે છે...

ઘોડાગાડીઓ દોડતી ચાલી જાય છે. ફેરિયાઓ પોતાના માલની બૂમો પાડતા ચાલ્યા જાય છે. બાળકોનાં ટોળેટોળાં નિશાળે દોડયાં જાય છે...

પરંતુ, એ બંને સ્ત્રી અને પુરુષ કંપતા હૃદયે ચૂપચાપ ઊભા રહે છે—એમની દૃષ્ટિ પગ નીચેની જમીન તરફ જડાયેલી છે.

છેવટે, ઇવાના બોલી, 'મેં સાંભળ્યું છે કે તું પરદેશ જવાનો છે?'

'હજી પાકેપાયે થયું નથી. પહેલાં જવાનો વિચાર હતો. પરંતુ, હવે...જવાનો ઉત્સાહ પહેલા જેવો રહ્યો નથી, ઈવા!'

કોઈ ઉત્તર મળતો નથી.

'આજકાલ તું 'સ્કેઈટિંગ' કરવા નથી જતી?'

'કો'ક કો'ક વખત જાઉં છું.'

આગ્રહભર્યા સ્વરે રૉબર્ટે કહ્યું, 'આજ સાંજે તું આવીશ? આજે ત્યાં મોટો મેળો છે! ત્યાં આતશબાજી ફૂટશે; રોશની થશે, નૃત્ય થશે......આવીશ ને?'

ઇવાના નજર ઊંચી કરી શકતી નથી.

પુરુષોની આંખોની આહ્વાનભરી ઉજ્જવળ દૃષ્ટિની નારી પોતાના દુર્બળ હૃદયથી ઉપેક્ષા કરી શકતી નથી......

દુવિધા સાથે ઇવાના જવાબ આપે છે, 'નક્કી વાયદો કરી શકતી નથી. હું......'

'કેમ નહિ ઇવા?' રૉબર્ટે એનો કોમળ હાથ પોતાના હાથમાં લીધો, 'શું તું મારાથી ડરે છે? મારા પર અવિશ્વાસ છે?'

રૉબર્ટે એના કંપિત કોમળ હાથને ધીમેથી દબાવતાં કહ્યું, 'જરૂર આવજે; આજે સાંજે મને નિરાશ ન કરીશ, ઇવા...'

અને રૉબર્ટ ચાલ્યો જાય છે...

ઇવાનાના હૃદય પર દુર્દમ્ય પ્રભાવ છોડી જાય છે...એનું આકર્ષણ અદમ્ય છે !

*　　*　　*

ઓરડામાં એક મોટા દર્પણ સામે ઊભા રહીને ઇવાના શ્રૃંગાર સજી રહી છે.

એનું ઉદ્વિગ્ન હૃદય ઉત્તેજનાથી ભરાઈ ગયું છે...

એને પ્રતીતિ થાય છે–જાણે એની સામે એક જીવનનું દ્વાર ખુલી ગયું છે...

આટલા વર્ષો સુધી જીવનમાં એણે શું મેળવ્યું હતું?–અનાદર, અવહેલના અને ક્વિચત્ ઘૃણા!

એ પોતાના પતિના ગૃહસંસારની એક વિશ્વાસપાત્ર નોકરડી છે–એણે જીવનમાં એથી અધિક પ્રતિષ્ઠા ક્યારે મેળવી છે? એના જીવનમાં ભોગ નથી, આનંદ નથી, ચંચળતા નથી; છે કેવળ નીરસ અને કઠોર કર્તવ્ય...

ઇવાના દર્પણમાં ઉત્કૃષ્ટ યૌવનના ભારથી લચી રહેલા પોતાના સુંદર દેહને એકીટશે જોઈ રહે છે...

આજની સાંજ માટે એનું મન વ્યાકુળ બન્યું છે...

એ આજે જીવનનો ઉપભોગ કરશે ! એમાં પાપ કે દોષ શો છે...? બંને એકાંતમાં બેસી બે વાતો કરશે; થોડોક સમય નૃત્ય કરશે... એમાં પાપ કે દોષ શો છે? એમાં એવો કયો અપરાધ છે?

એ પોતાના આનંદહીન શુષ્ક જીવનમાં કવિતાનો થોડો રસ સીંચવા માંગતી હતી...

પોતાના ક્લિષ્ટ અસ્તિત્વમાં એ એક પળ માટે જ આનંદ-ધારા વહેવડાવવા માંગતી હતી...

ઓવરકોટ પહેરી, પીઠ પર પશમીનાનું 'સ્કાર્ફ' નાખી ઇવાના ફરી એક વાર વાળ સમા કરે છે...

પાવડરનું 'પફ્' ફરી એક વાર મોં પર ફેરવી લે છે...

રૂમાલમાં ફરી એક વાર સુગંધ નાંખે છે.

એકાએક ધડાકા સાથે દ્વાર ખૂલી જાય છે, અને નાચતા પગલે ટેડી ઓરડામાં પ્રવેશ કરે છે–ઇવાનાના જીવનનું પ્રથમ સ્વર્ગીય કિરણ!

'બા, તું અહીં છે! અરે; તું બહાર જાય છે?

'હા, ટેડી?'

ઇવાના એકીટસે એને જુએ છે–કેટલું સરળ, ઉજ્જવળ સૌંદર્ય બાળકના વદન પર છે!

'અત્યાર સુધી તું રમતો હતો?'

'હા; બા! આજે ફરી બધા છોકરાંઓ હેરીને ચીડવતા હતા; હેરીને તો તું ઓળખે છે ને? અરે, પેલા મહોલ્લામાં રહે છે એ!'

હા, ઇવાના એને ઓળખે છે. એની બાને પણ ઓળખતી હતી–એકાદ વરસ થયું એ પોતાના પતિ અને પુત્રને છોડી એક અપરિચિત સાથે એ ક્યાંક ચાલી ગઈ છે...

ટેડી કહે છે, 'આજે ફરી એ બધાં હેરીને, એની માને બદનામ કરી, બનાવી રહ્યાં હતાં...'

'એ બધાં છોકરાંઓ બદમાશ છે. તું તેમની સાથે રમ્યા ન કર!' ઇવાનાનો સ્વર કંપી જાય છે.

'પણ, એ બધાં તો મને કાંઈ પણ કહેતાં નથી, બા! તું તેમને ખાવા માટે ચટણી આપે છે એટલે એ બધા તને ચાહે છે!'

સહસા ઇવાના પુત્રને છાતી સાથે લગાડી દે છે–ચુંબનોથી એનું મોં ભરી દે છે.

એકાદ પળ પછી ટેડી બોલ્યો, 'તું ક્યાં જાય છે, બા?'

'ક્યાં ય નહિ જાઉં,' ઇવાના પોતાના શરીર પરથી ઓવરકોટ કાઢી નાંખે છે. એનો ચહેરો સફેદ થઈ ગયો છે; બંને પાતળા હોઠ એકબીજાને આબધ્ધ થઈ જાણે કોઈ એક મક્કમ નિર્ણય પ્રગટ કરી રહ્યા છે.

હૃદયમાં એક ભયાનક સંગ્રામ સમાપ્ત થઈ ધીરે ધીરે એના સારા દેહમાં એક સ્નિગ્ધ ક્લાંતિ ફેલાઈ જાય છે!

ટેડી પ્રફુલ્લિત થઈ કહે છે,—'ક્યાં ય નહિ જાય? તો તો ઘણું સારું! બા, કાલનાં રાજકુમારવાળી વાર્તા આજ રાતે પૂરી કરવી પડશે! ઘણી જ સરસ વાત છે!'

ધ્રુવાના સોફા પર બેસી કહે છે, 'જાઓ બેટા, એમાને બોલાવી લાવો.'

ચંચળ બાળક એક પળમાં ઓરડાની બહાર નીકળી જાય છે...

ધ્રુવાના એના ચંચળ પગ તરફ મુગ્ધ નયને જોઈ રહે છે...

એક અકથનીય આત્મતૃપ્તિની ચમકથી એનો સારો દેહ ઉજ્જવળ થઈ જાય છે.

<u>ઑસ્ટ્રિયા</u>

# માનવીની ભવાઇ

### લેખક : સ્ટીફન ઝ્વાઇગ

ડ્રેસ્ડન પછીના જંક્શન સ્ટેશને અમારા ડબ્બામાં એક આધેડ વયના માણસે પ્રવેશ કર્યો. ડબ્બામાં ઠરીઠામ થયા પછી બધા લોકોની ઉપર મંદ મંદ સ્મિત કરતા ચહેરે નજર ફેરવતાં એણે છેવટે નજર મારા પર ઠેરવી. અને, પછી મને તો એ એવી રીતે જોવા લાગ્યો, જાણે મારી અને એની વચ્ચે ઘણા વરસોથી ઓળખાણ ન હોય. એના આવા પરિચયાત્મક વર્તન છતાં મને એના નામનું સ્મરણ થતું ન હતું. એણે એનું નામ પણ મને કહ્યું. હું એને ઓળખતો હતો એ નક્કી. એ બર્લિનનો કલાત્મક વસ્તુઓનો વિખ્યાત કલાપારખુ વિક્રેતા હતો. યુદ્ધની પૂર્વે હું એની દુકાનમાંથી અલભ્ય હસ્તાક્ષરો ને અલભ્ય પુસ્તકો અવારનવાર ખરીદતો. પછી તો એ બરાબર મારી સામે જ આવીને બેસી ગયો. જે વાતોનો અહીં ઉલ્લેખ કરવો અસ્થાને ગણાશે તેવી કેટલા ય વિષયો ઉપર એણે થોડો સમય વાતોચિતો કરી. પછી વિષયાંતર કરીને એ અત્યારે જે મુસાફરીએ ગયો હતો અને જ્યાંથી એ અત્યારે એ પાછો ફરતો હતો તે શા માટે કરી હતી તેનું એણે બયાન કરવા માંડયું. એણે કહ્યું : ‘ શું કહું, મહેરબાન! કલાત્મક વસ્તુઓના વ્યાપારમાં મેં આજકાલ કરતાં સાડત્રીસ વરસ કાઢયાં, પણ આવો અનુભવ મને કદી થયો નહોતો.’ વાચક સારુ આટલી ભૂમિકા પૂરતી છે. એણે જે શબ્દોમાં એના અનુભવની વાત કહી તે જ શબ્દોમાં હું અહીં એ લખું છું.

એણે કહ્યું :

જ્યારથી યુદ્ધમાં નાણાંનો વાયુના ગોળાની જેમ બેસુમાર ફુગાવો થયો છે, ને રૂપિયાના ઢગલેઢગલા લોકોના હાથમાં આવવા લાગ્યા છે ત્યારથી મારા ધંધાની કેવી દશા થઈ છે તે તો તમે જાણો છો. યુદ્ધમાં ધન કમાવાવાળાઓને પ્રાચીન [મેડોનાદિ (Madonnas) ] કલાકારોની કૃતિઓ, પ્રાચીન પુસ્તકોની હસ્તપ્રતો અને પુરાતન વસ્તુઓ સંઘરવાનો અનહદ શોખ જાગ્યો છે. એમને આવો ગાંડો શોખ મારા જેવા માણસ સારુ—જેને માત્ર સારી સારી વસ્તુઓ જ અને ખાસ કરીને કલાત્મક વસ્તુઓ રાખવાનો, કેટલીક વાર માત્ર અખતરા તરીકે પણ, શોખ છે—બહુ આકરો નીવડે છે. જો હું આવા લોકોને જે ખરીદવું હોય તે ખરીદવાની તક આપું તો એ લોક મારા કોટનાં બટન અને લખવાના મેજ ઉપરનો લેમ્પ સુદ્ધાં ખરીદીને લઈ જાય.

પ્રાચીન કલાત્મક વસ્તુઓને વેચવા સારુ મેળવવી એ દિન-પ્રતિદિન ખૂબ જ મુશ્કેલ બનતું જાય છે. તમારા જેવા માણસ એ વસ્તુઓને ભાગ્યે જ કલાત્મક વસ્તુ કહે. એ યુદ્ધના નફાખોરોને મન ' જૂનું એટલું સોનું અને જૂનું એટલું કલામય' એવો જ ખ્યાલ ભરાઈ બેઠો છે. ખરું પૂછો તો એ અકલાત્મક લોકોનો સંબંધ જ મને તો કુરુચિથી ભરેલો લાગે છે......પણ હોય......આજ અરસામાં મને પ્રાચીન વેનિસના છાપખાનામાં છપાયેલું એક અતિ પ્રાચીન પુસ્તક મળ્યું, આ પુસ્તકને હું તો કેટલીય વાર સુધી એમ ને એમ આશ્ચર્ય સાથે જોઈ જ રહ્યો હતો.

આ પૈસા ફેંકી દેનારાઓની ઊંધું ઘાલીને ખરીદવાની વૃત્તિ પણ ગજબ હોય છે. હમણાં એક દિવસે મેં દુકાનનો સ્ટોક લીધો, તો મારી પાસે એટલો જ સામાન વેચવાનો બાકી રહ્યો હતો કે, આટલા માલે તો દુકાન બંધ રાખવી જ સારી. મારા બાપદાદાના વખતથી અમારો આ ધંધો સરસ ચાલતો આવ્યો છે. પરંતુ, ૧૯૧૪ની પછી દુકાનમાં એટલો થોડો જ સામાન રહેતો હતો કે,

કોઈ શેરીમાં ફેરી ફરનાર ફેરિયાને પણ એટલો માલ લઈને ફરતાં શરમ આવે. ૧૯૧૪ પછી આવા ખરીદનારાઓની સંખ્યા બહુ વધી ગઈ છે.

છેવટે આ મુશ્કેલીમાં મને ચોપડાંનાં જૂનાં પાનાં ફેંદવાનું સૂઝયું. જૂના ગ્રાહકો જે લઈ ગયા હતા તે વસ્તુઓ કદાચ એ લોક વેચવા પણ માગતા હોય !

મેં જોયું તો ઘણા ખરીદનાર કાંતો મરી ગયા હોય છે, અથવા તો એવી સ્થિતિમાં આવી પડયા હોય છે કે એમને પહેલાં ખરીદેલી મૂલ્યવાન વસ્તુઓ વેચવાની ફરજ પડે. ગમે તેમ પણ મને તો એક જૂના ગ્રાહકનું–જો એ જીવિત હોય તો–એક પત્રવ્યવહારનું બંડલ મળ્યું. એ એટલો જૂનો ગ્રાહક હતો કે, મારી દુકાનેથી એણે બધી વસ્તુઓ ખરીદેલી છતાં હું એ ખરીદનાર માણસને વિસરી ગયો હતો, કારણ કે ખરીદનારે ૧૯૧૪ના પ્રથમ યુદ્ધ બાદ કશું ખરીદ્યું નહોતું. ખરે, એ પત્રવ્યવહાર બહુ પહેલાંના સમયનો હતો. જ્યારે મારા પિતા આ દુકાન પર બેસતા ત્યારના એ પત્રો હતા. લગભગ પચાસ વર્ષ પહેલાંની વાતના. પાછલા સાડત્રીસ વરસથી હું આ દુકાન ચલાવતો હતો, પણ એ દરમિયાન આ ગ્રાહકનો મુદ્દલ પરિચય મને થયો નહોતો.

આ બધું જોવાથી એમ અનુમાન થતું હતું કે, ગ્રાહક વ્યક્તિ જર્મનીના કોઈ શહેરની પ્રસિદ્ધ ધૂની વ્યક્તિ હશે. એના અક્ષરો મોતીના દાણા જેવા હતા, ને જે વસ્તુઓનો ઓર્ડર એણે આપેલો તે વસ્તુઓના નામ હેઠળ લાલ શાહીની નિશાનીઓ એણે કરી હતી. કિંમત પણ શબ્દ અને આંકડામાં એટલી સ્પષ્ટ લખેલી હતી કે, ભૂલ થવાનો સંભવ જરા યે નહોતો. આ વ્યક્તિની વિચિત્રતાઓ–ખાસ કરીને કાગળના ટુકડાઓનો અને ફાડેલાં પરબિડિયાંનો એણે પત્રવ્યવહારોમાં કરેલો ઉપયોગ–જોઈને વસ્તીથી દૂર જ્યાં સહેલાઈથી લેખન-સામગ્રી ન મળી શકે એમ હોય એવી જગ્યાએ એ નોકરી કરતો

હોવો જોઈએ એમ લાગતું હતું. એની પોતાની ખાસ શૈલી હતી, ને પોતાના નામ સાથે પોતાનો હોદ્દો પણ એ લખતો હતો: 'ફોરેસ્ટ રેંજર અને આર્થિક સલાહકાર (નિવૃત્ત)', 'લેફ્ટેનન્ટ (નિવૃત્ત)', 'આયર્ન ક્રોસ હોલ્ડર (પ્રથમ વર્ગ).' આ બધાથી એ સ્પષ્ટ હતું કે, એ ઈ. સ. ૧૮૭૦-'૭૧ના યુદ્ધનો કોઈ ઓફિસર હતો. અત્યારે તો એ લગભગ એંશી વરસનો થયો હશે.

આપણી સમજમાં પણ ન આવે એવી ચિત્રાનુકૃતિઓ(prints) ને નકશીનાં કામોનો સંગ્રહ કરવામાં એ બહુ ચતુર હતો. એના ઓર્ડરો, જે શરૂશરૂમાં બહુ ઓછી કિંમતના હતા તેને ધ્યાનથી જોવાથી એમ સ્પષ્ટ દેખાતું હતું કે, અત્યારે જ્યારે કોઈ ગરીબમાં ગરીબ માણસ પણ સુંદર જર્મન વૂડ કટ્સ (લાકડા પરના નકસીકામ)નો જથ્થો ખરીદવા પાછળ પૈસા ખરચી શકે છે ત્યારે આ ગામડાના એક માણસ પાસે એવો મોટો સંગ્રહ હતો, જેના લખલૂટ નાણાં જરૂર ઊપજે. યુદ્ધના નફાખોરો આવા સંગ્રહ પર તૂટી જ પડે. જે કલાત્મક વસ્તુઓ એણે અમારે ત્યાંથી પાણીના મૂલે ખરીદી હતી તે વસ્તુઓનું મૂલ્ય આજે ખૂબ જ વધી ગયું હતું. અને, એણે આવી કલાકારીગરીની ચીજો બીજી જગ્યાએથી પણ ખરીદી હશે, એવો મને વિશ્વાસ હતો. તો એનો સંગ્રહ શું વેચાઈ ગયો હશે? યુદ્ધ પછી આ વ્યવસાયમાં જે કંઈ ઓછું થઈ રહ્યું હતું તેનું મને ધંધાને લીધે પૂરું જ્ઞાન હતું. ને, મને વિશ્વાસ હતો કે, આવડો મોટો સંગ્રહ વેચાઈ ગયો હોય તો મને ખબર પડયા વગર રહે પણ નહિ. બજારમાં એ છાનું પણ ન રહે. જો એ ગુજરી ગયો હશે તો એના વારસો પાસે એ સંગ્રહ સુરક્ષિત હશે.

આ વાત મને એટલી બધી ઠસી ગઈ કે, બીજા જ દિવસે (કાલ સાંજના) હું સેકસનીના એક દૂરના ગામ તરફ રવાના થઈ ગયો. જ્યારે હું એ નાનકડા સ્ટેશનની સડક પર જઈ રહ્યો હતો ત્યારે આવા નાના ઘરોમાં રહેનાર વ્યકિતની પાસે રેંબ્રા-

(Rembra)*નાં સુંદર ઇચિંગ્સ ( ધાતુ ઉપરનું તક્ષણકામ )નો પૂરે-પૂરો સેટ, બહુ મોટી સંખ્યામાં ડૂરર (Dürer)*નાં વૂડકટ ને મેન્ટિગ્નો ( Mantegnas )* આખો સેટ હોવા વિશે મને શંકા થવા માંડી.

જ્યારે મેં પોસ્ટ ઓફિસમાં જઈને પૂછ્યું ત્યારે 'માજી ફોરેસ્ટ રેંજર અને ઇકોનોમિક કાંઉસિલર' (જંગલ ખાતાના નિવૃત્ત સર્વેયર ને આર્થિક સલાહકાર ) મહાશય હજુ પણ જીવિત છે એવી બાતમી મળી. એ લોકોએ મને એમના ઘરનો રસ્તો બતાવ્યો, ને જ્યારે મેં ચાલવા માંડયું ત્યારે મારા હૃદયમાં થડકતું હતું. બપોર પહેલાંની આ વાત છે. એદા ઘાટનાં ઘરો માંહેના એક ઘરમાંના બીજે માળે એ કલામર્મજ્ઞ રહેતો હતો. આ ઘરો ગઈ શતાબ્દીના પ્રથમ સાઠ વર્ષમાં ધનવાન સટોડિયાઓએ બંધાવ્યાં હતાં. પહેલા માળે એક નિષ્ણાત દરજી રહેતો હતો. બીજા માળની ડાબી બાજૂ સ્થાનિક પોસ્ટ ઓફિસના મેનેજરના નામનું પાટિયું હતું, ને જમણી બાજૂ પોર્સેલીનના પાટિયા પર જે વ્યક્તિને હું શોધતો હતો તેનું નામ હતું. મેં જેવી ઘંટડી વગાડી કે તરત જ કાળી ટોપી પહેરેલી એક અત્યંત વૃદ્ધ સ્ત્રી બહાર આવી. એને મેં મારું પરિ-ચયપત્તું આપતાં પૂછ્યું, ' શેઠ સાહેબ છે ? ' સંદેહની નજરે એણે મારા પરિચયપત્તાની સામે, ને પછી મારા સામું જોયું. આવા દૂરના ગામમાં રાજધાનીનો કોઈ માણસ આવે એનું એને આશ્ચર્ય થતું હતું. ' જરા બે મિનિટ થોભો, ' એમ નમ્રતાથી કહીને એ અંદર જતી રહી. કેટલીક ગૂસપૂસ પછી મને કોઈ મરદનો ઉતાવળે બોલવાનો અવાજ સંભળાયો: ' બર્લિનનો હર રેકનર ! પ્રાચીન વસ્તુઓનો પ્રસિદ્ધ વ્યાપારી ! એને મળતાં મને આનંદ થશે !' એ પછી એવી સ્ત્રી બહાર આવી, ને મને અંદર લઈ ગઈ.

મેં ઓવરકોટ ઉતારી નાંખ્યો, ને એની પાછળ પાછળ ચાલ્યો, સાવ સાદા સામાનથી સજ્જ થયેલા ખંડની વચમાં એક વ્યક્તિ

મારું સન્માન કરવા ઊભી હતી. એ માણસ વૃદ્ધ હોવા છતાં સ્વસ્થ હતો, ને એણે સૈનિકોનો હાફકોટ પહેર્યો હતો. બહુ આસાનીથી એણે હસ્તધૂનન સારુ મારી તરફ હાથ લંબાવ્યો. હાથ લંબાવવાનું કામ એણે તરત કર્યું, છતાં એ હસ્તધૂનન કેમ નથી કરતો? એની આવી અક્કડતા મને ખૂંચી. મારે એની સાથે હાથ મિલાવવા આગળ વધવું પડયું. હું આગળ વધ્યો તો પણ એણે આગળ હાથ લંબાવવા પણ બિલકુલ પ્રયત્ન ન કર્યો! પણ, પછી જ મને સાચી વાતની ખબર પડી. એ માણસ અંધ હતો.

નાનપણથી જ હું કોઈ અંધ માનવીને જોઉં છું ને મને એક જાતની આંતરવેદના થાય છે. જીવતા હોવા છતાં કોઈ માણસ પોતાની ઇંદ્રિયોનો પૂરો ઉપયોગ કરી શકતો નથી એ જોઈ મને દુઃખ થાય છે. જાણે હું એનો કાંઈ અનુચિત લાભ ઉઠાવી રહ્યો હોય એવું મને લાગે છે. જ્યારે આ અંધ વ્યક્તિની ધોળીધબ ભ્રૂકુટિની નીચેના ખાડામાં એના ઊપસી આવેલા આંખના ડોળા જોયા ત્યારે મારા હૃદયમાં આવી જ ભાવના જાગૃત થઈ હતી. એ અંધ માનવીએ મને આવી દુઃખદ સ્થિતિમાં બહુ વાર રહેવા દીધો નહિ. પ્રસન્નતાની સાથે એણે હસતાં હસતાં કહ્યું:

"ખરું પૂછો તો આ જ મારો ધન્ય ઘડી ધન્ય દહાડો છે. આપના જેવા મોટા માણસ બર્લિનથી મારું આંગણું પાવન કરે એ નવાઈની વાત તો ખરી જ ને! અમારા જેવા ગામડિયાઓ ઉપર તમારા જેવા પ્રસિદ્ધ વ્યાપારીઓ આક્રમણ કરે ત્યારે અમારે સાવધ રહેવું જોઈએ. અમારી બાજૂ એક કહેવત છે: 'જો આજુબાજુ ક્યાં ય વ્યાપારીની હાજરી હોય તો તમારાં દ્વાર ને તમારાં કોટનાં બટન ભીડાયેલાં રાખો.' તમારું શા માટે આવવું થયું છે એનું અનુમાન હું કરી શકું છું. હમણાં હમણાં ધંધાપાણી મંદ હોય એમ લાગે છે. કદાચ ખરીદનારા બહુ છે, ને વેચનારા ઓછા છે, એટલે વ્યાપારીઓ જૂના ગ્રાહકોને શોધે છે. આ બાબતમાં તમારે એમ ને એમ પાછા

ફરવું પડશે એવું જણાવતાં મને દિલગીરી થાય છે અમારા જેવા પેન્શન ખાઈ નિવૃત્ત જીવન ગાળનારાઓને સૂકો રોટલો મળી ગયો એટલે ઘણું. મારા સમયમાં હું સંગ્રહ કરતો હતો, પણ એ વાત હવે રહી નથી. મારા ખરીદવાના દિવસો તો હવે ચાલ્યા ગયા.''

મેં તરત જ જવાબ આપ્યો કે, હું કંઈ વ્યાપારના ઉદ્દેશથી અહીં આવ્યો નથી. આ બાજૂ નીકળ્યો હતો તો થયું, લાવ જરા જૂના ગ્રાહકની–જે એમના વખતમાં જાણીતા સંગ્રહકર્તા હતા તેની —ખબર કાઢતો જાઉં. આવું જ્યાં મેં કહ્યું કે, એ વૃદ્ધના ચહેરા પરના ભાવ એકાએક બદલાઈ ગયા. એ ખંડની વચ્ચોવચ્ચ ઊભો થઈ રહ્યો; એનું મુખમંડળ ગર્વના તેજથી પ્રકાશી ઊઠ્યું. જે બાજૂ પોતાની પત્ની ઊભા હોવાની એને આશંકા હતી તે બાજૂ એણે મોં ફેરવીને કહ્યું :

'જોયું, સાંભળો છો કે ?'

એ પછી મારા તરફ મોં ફેરવી, અગાઉનો કોઈ લશ્કરી અમલદારને છાજે એવા કઠોર સ્વર બદલી, એને સ્થાને કોમળ સ્વર ધારણ કરી, મને કહેવા લાગ્યો :

'તો તો તમારી મોટી કૃપા. પણ, જો તમારા અહીં આવવાથી મારા વ્યક્તિગત પરિચય સિવાય બીજો કશો લાભ તમને ન થાય તો મને એ વાતનો ભારે ખેદ થશે. હા, મારી પાસે તમને બતાવવા જેવી કેટલીક વસ્તુઓ છે. કદાચ એવી વસ્તુઓ તમને બર્લિન, અલ્બર્ટિના, વિયેના કે લાગ્રે શહેરમાં પણ નહિ મળે. જે માણસે લાગલાગટ પચાસ વર્ષથી સુરુચિથી સંગ્રહ કર્યો તેની પાસે એવી વસ્તુઓ જરૂર મળશે, જે બીજે જગ્યાએ નહિ મળે. લિસ્બેથ, (એની પત્નીનું નામ) જરા કબાટની કૂંચીઓ લાવ તો!'

એ જ વખતે એક વિચિત્ર વાત બની. અત્યાર સુધી પ્રસન્નતાથી અમારી વાતચિત સાંભળી રહેલી એની પત્ની એકદમ ચોંકી

ઊઠી. એણે મને વિનંતિના બે હાથ જોડ્યા, ને પોતાનું માથું નમાવ્યું. એના હાવભાવનો કશો ચોક્કસ અર્થ હું કરી શક્યો નહિ. પછી એ એના પતિના ખભા પર હાથ ટેકવીને બોલી: 'વહાલા ફ્રેંજ, તમે તમારા મહેમાનને એટલું સરખું ય પૂછ્યું નથી કે, તમારે બીજે કશે કામે જવું છે કે? અને, હવે તો આપણા ભોજનનો સમય પણ થયો છે.' મને કહેતાં ખેદ થાય છે કે, મારા દેખતાં જ મને ઉદ્દેશીને એણે આગળ કહ્યું: 'અણચિંતવ્યા આવેલા મહેમાન સારુ અમારી પાસે ખાવાનું કશું તૈયાર નથી. પરંતુ, તમે તો હોટલમાં જમશો એમ હું માનું છું. જો એ પછી તમે અમારે ત્યાં કૉફીનો એક પ્યાલો લેશો તો ત્યાં લગી મારી દીકરી અન્ના મેરિયા પણ આવી લાગશે. કઈ વસ્તુ ક્યાં ને કયા પોર્ટફોલિયા (દફતર)માં અથવા બીજે પડી છે તેનું ભાન મારા કરતાં એને વધુ છે.'

એક વાર ફરીથી મારા તરફ આ સ્ત્રીએ કરુણ દૃષ્ટિથી જોયું. અત્યારે આ વખતે મને સંગ્રહ બતાવવાની એની ઇચ્છા નહોતી, એ સ્પષ્ટ હતું. મેં જવાબમાં કહ્યું, 'ખરું પૂછો તો મેં 'ગોલ્ડન સ્ટેગ' હોટેલમાં મારો જમવાનો પ્રબંધ કરી લીધેલો જ છે. પણ, બપોરે ત્રણ વાગ્યે અહીં આવવું મને સરળ પડશે. ત્યારે હર ક્રોનફેલ્ડની દરેક વસ્તુને ધ્યાનપૂર્વક જોવા માટે પૂરતો સમય પણ મળશે. છ વાગ્યા પહેલાં મારે અહીંથી જવાનું નથી.'

આ વખતે એ સૈનિક અફસરનું મોં એવું પડી ગયું, જાણે કોઈ છોકરાના હાથમાં એનું વહાલું રમકડું છીનવી ન લીધું હોય! વૃદ્ધ અફસરે કહ્યું: 'હું જાણું છું કે, બર્લિનવાસીઓને સમયની બહુ કિંમત હોય છે. પણ, તમે થોડાક કલાક અમને આપશો એવી આશા રાખું છું. હું આપને માત્ર બેત્રણ કલાની ચીજો બતાવવા નથી માગતો, પણ મારે આપને બધા થઈને સત્તાવીશ પોર્ટફોલિયા દેખાડવાના છે. એક એક પોર્ટફોલિયામાં એકએક નામી

કલાકારની કૃતિઓ ભરેલી છે. પણ, તમે ત્રણ વાગે આવી જશો તો તો આપણે છ વાગ્યામાં આપણું કામ પતાવી શકીશું.'

એની પત્ની મને બારણા સુધી વળાવવા આવી. બારણું બંધ કરતાં પહેલાં હળવા સાદે મને એણે કહ્યું: 'જો મારી દીકરી અન્ના મેરિયા તમારા અહીં પાછા આવ્યા પહેલાં તમને હોટેલમાં મળે તો તમને હરકત તો નહિ પડે ને? એવાં કેટલાંક કારણોને લીધે, જે કારણો હું અત્યારે તમને કહી શકતી નથી, આમ કરવું જરૂરનું છે.'

મેં કહ્યું: 'જરૂર, જરૂર. મને કશો વાંધો નથી. ખુશીથી તમારી દીકરી આવે. હું એકલો ભોજન કરીશ. ને, તમારી દીકરી તમને લોકોને જમાડ્યા પછી તત્કાળ મારી પાસે ભલે આવે.'

એક કલાક પછી જ્યારે હું ભોજન કરવાના ખંડમાંથી બહાર નીકળી 'ગોલ્ડન સ્ટેગ'ના છજામાં આવ્યો એટલામાં તો અન્ના મેરિયા ક્રોનફેલ્ડ આવી પહોંચી હતી. એ એક વૃદ્ધ મહિલા હતી. સાદાં કપડાં પહેરેલી એ સ્ત્રીએ મને મળતાં બહુ સંકોચ અનુભવ્યો.

મેં એને આરામથી બેસાડી, ને કહ્યું: 'જો કે હજુ મેં તમારા પિતાને જે સમય આપ્યો છે તેને ઘણી વાર છે, છતાં જો તમારા પિતા વધારે ઉતાવળ કરતા હોય તો તમારી સાથે આવવા હું તૈયાર છું.'

આવું કહેવાથી એ વધુ વ્યાકુળ બની, ને ચાલતાં પહેલાં બે–ચાર મિનિટ વાત કરી લઈએ તો ઠીક, એવી વિનંતિ ગભરાતાં ગભરાતાં એણે કરી.

મેં કહ્યું: 'તો આપણે અહીંજ બેસીએ. તમને જેમ સરળ પડે તેમ કરવા હું તૈયાર છું.'

વાતની શરૂઆત કરતાં એ મુશ્કેલી અનુભવતી હતી. એના હાથ અને હોઠ કંપવા લાગ્યાં. છેવટે, એણે કહ્યું: 'મારી માતાએ મને મોકલી છે. અમે તમને એક પ્રાર્થના કરીએ છીએ. તે એ કે,

તમે અહીંથી તરત પાછા ફરી જાઓ. પિતાજી એમનો સંગ્રહ તમને બતાવવા માંગે છે. પણ, એમનો સંગ્રહ......એમનો સંગ્રહ...... બહુ જ થોડો બચવા પામ્યો છે!'

એ હાંફવા લાગી. શ્વાસ લેતાં લેતાં જ બોલી: 'મારે આપને ચોકખી વાત કરવી જોઈએ. અમારે કેવા કપરા કાળનો સામનો કરવો પડે છે એ તો તમે કળી ગયા જ હશો. યુદ્ધ શરૂ થયું, ને મારા પિતા અંધ થઈ ગયા. એમની આંખો પહેલેથી નબળી પડી હતી. ત્યારથી અમારી મુશ્કેલી વધી. જો કે એમની ઉમ્મર લગભગ સીત્તેર વર્ષની હતી, પણ એમનાં વીતેલાં જીવનનાં સ્મરણો યાદ કરીને એ યુદ્ધમાં જવા માગતા હતા. એ વખતે કંઈ એમની સેવાઓની યુદ્ધમાં જરૂર નહોતી. પણ, જ્યારે અમારું લશ્કર યુદ્ધમોરચામાં આગળ ન વધી શક્યું ત્યારે એમના હૃદયે સખત આઘાત અનુભવ્યો. દાક્તરો કહે છે કે, એમના અંધાપાનું એ જ કારણ છે. બીજા શબ્દોમાં કહું તો તમે જોયું જ હશે કે, એઓ બહુ ઉત્સાહી છે. ૧૯૧૪ની સાલના અંત સુધી એ દૂર સુધી ફરવા જતા હતા. શિકારે પણ જતા હતા. અંધાપો આવ્યા પછી એમનું બધું સુખ એમના કલાસંગ્રહમાં જ સમાઈ બેઠું. એ એ કલાસંગ્રહને રોજ નિયમિત જુએ છે.'

'રોજ જુએ છે?' મેં પૂછ્યું.

'અત્યારે તો એ નહિ જુએ, પણ બપોર પછી એ એમના સંગ્રહને કાઢશે. પછી વર્ષોથી પરિચિત કલાની કૃતિઓને વારાફરતી એમની આંગળીઓ વડે એ જોશે. એમને બીજી કોઈ વાતમાં જીવ રહ્યો નથી. એ મારી પાસે કલાસંગ્રહોના લિલામોની જાહેર ખબરો વંચાવે છે. જેમ જેમ આ કલાકૃતિઓના ભાવ ચડે છે તેમ તેમ એમનો ઉત્સાહ પણ વધે છે.

'અમારી સ્થિતિની મુશ્કેલી અહીં જ છે. પિતાજીને મોંઘવારીની કંઈ ખબર નથી. એમના પેન્શન વડે ઘરને એક દિવસનું

ખાવાનું પૂરું પડતું નથી. બીજાઓનું પણ ભરપોષણ અમારે કરવું પડે છે. મારા બનેવી વર્દૂનમાં માર્યા ગયા, ને એમનાં ચાર છોકરાં છે. એમને ય અમારે પાળવાં પડે છે. ઘરમાં પૈસાની તંગી છે, પણ અમે એની જાણ એમને થવા દેતાં નથી. અમે ખરચ બન્યું એટલું ઓછું કર્યું, પણ તો ય તંગી તો એટલી ને એટલી જ પડે છે. અમે એમનો સંગ્રહ એક કોરે મૂકીને ઘરનો બીજો સામાન વેચવા માંડયો. પરંતુ, ઘરમાં વેચવાજોગ કેટલું હતું? પિતાજીએ એમની ઘણીખરી આમદાની તો વૂડકટ્સ, તાંબાનાં પતરા પરનાં એનગ્રેવિંગ તથા એવી જ ચીજો ખરીદવામાં ખરચી નાખી હતી. આવી ચીજોના સંગ્રહ કરવાની એમની ધૂન હતી. પછી તો અમારી આગળ એક સવાલ ઊભો રહ્યો, અને તે કાંતો એમના સંગ્રહ પર હાથ નાંખવો કાંતો એમને ભૂખે મરવા દેવા. અમે એમની અનુમતી ન લીધી. એમ કરવાથી શો લાભ થવાનો હતો? આવા સમયમાં ઘરનું ભરપોષણ કરવું કેટલું કઠણ છે એનો એમને જરા ય ખ્યાલ નથી. જર્મની હારી ગયું છે, ને એને અલ્સેસ લૉરેન (Alsace-Lorraine) પાછું આપી દેવું પડયું છે એ વાતની પણ એમને ખબર નથી. વર્તમાનપત્રોમાંથી એવી વાતો એમને અમે નથી કહી સંભળાવતાં.

'પહેલી કલાકૃતિ જે અમે વેચી તે બહુ જ કિંમતી હતી—રેમ્બ્રેડનાં ઇચિંગ્સ. ખરીદનારે અમને બહુ કિંમત આપી—કેટલાક હજાર ફ્રાંક. અમે જાણ્યું કે, એ વડે અમારું ગાડું કયાં ય લગી ચાલશે. પણ, ૧૯૨૨–'૨૩માં રૂપિયા કેવા પાણીની માફક વપરાતા હતા? અમારી તાત્કાલિક જરૂરિયાત પૂરતા રાખીને અમે બાકીની રકમ બેંકમાં જમા કરાવી. પણ, બે માસમાં તો બધું સાફ થઈ ગયું. પછી અમારે બીજી વસ્તુઓ વેચવી પડી, પછી ત્રીજી. આ વાત મોંઘવારીના દિવસોની છે. અને, ખરીદનાર દુકાનદાર પણ અમારી કલામય ચીજોને, જ્યાં સુધી એમની કિંમત દશમા કે સોમા ભાગ જેટલી ઘટી ન જાય ત્યાં સુધી, એની પાસે ઘાલી મૂકતો. ને, એટલી કિંમત ઊતરી

જાય ત્યારે જ એ એ વસ્તુઓને વેચાતી માગતો. ત્યાંસુધી આ વસ્તુની ઘરાકી નથી એમ કહેતો. અમે લિલામ કરવાવાળાઓની પાસે પણ પહોંચ્યાં હતાં, પણ ત્યાં ય અમારે છેતરાવું જ પડયું. પછી તો એ વસ્તુનું મૂલ્ય લાખો સુધી પહોંચી ગયું. પણ, એ લાખની નોટ અમારા હાથમાં આવતાં આવતાં તો માત્ર રદ્દી કાગળ બની ગઈ. રોજના અમારા ખર્ચમાં કલાસંગ્રહ નષ્ટભ્રષ્ટ થઈ ગયો, ને તો ય પૂરું પેટ તો કોઈ દહાડો ભરાયું નહિ.

'એટલે, જ્યારે તમે આજે આવ્યા ત્યારે મારી માતા ગભરાઈ ઊઠી. જ્યાં પોર્ટફોલિયો ઉઘાડયો કે તરત જ અમારું કપટ ઉઘાડું પડી જવાનું. જેટલી ચિત્રાનુકૃતિઓ અમે વેચી નાંખી છે તેની જગ્યાએ તેટલા જ કદના કાગળના ટુકડા અમે મૂકી દીધા છે, જેથી તેઓ જ્યારે એનો સ્પર્શ કરે ત્યારે એમને તો બધું એમ ને એમ જ લાગે. પહેલાં જે સુખ એમને જોવાથી મળતું હતું તે સુખ હવે માત્ર સ્પર્શ અને ગણત્રી કરવાથી એમને મળી રહે છે. અમારે અહીં આવી કલાની ચીજો જોનારું કોઈ નથી, એટલે એ બીજા તે કોને બતાવે? પણ, જો એમને એમ ખબર પડી જાય કે, આમાંથી એક પણ કૃતિ ઓછી થઈ છે તો તો એમનું દિલ સાવ ભાંગી ગયું જ સમજો. છેલ્લે છેલ્લે એમણે ડ્રેસ્ડનના તામ્રપત્રોના ક્યૂરેટરને દેખાડવા માટે કહ્યું હતું. પણ, એ માણસને ગુજરી ગયે તો વરસો વીત્યાં હતાં.'

તૂટક તૂટક શબ્દોમાં, એ વૃદ્ધની દીકરીએ આગળ ચલાવ્યું:

'તમે એમનો ભ્રમ ભાંગશો નહિ, એમનો વિશ્વાસ ઉડાડશો નહિ, એવી તમને મારી વિનંતિ છે. એ બધી વસ્તુઓને ગુમાવી દેવાનું દુ:ખ એ સહન નહિ કરી શકે. કદાચ, એમને અમે અન્યાય કર્યો હશે, પણ બીજું થાય પણ શું? દરેક જણને જીવવું તો પડે જ છે. માબાપ વગરનાં અનાથ બાળકો પ્રાચીન કલાકૃતિઓ કરતાં વધુ કિંમતી છે. આ સિવાય, બપોર પછી ત્રણ કલાક સુધી આ સંગ્રહને જોઈ રહેવો

એ જ એમનું જીવન છે. એ કલાસંગ્રહની એકેએક વસ્તુ સાથે એ એકેએકના પુરાણા મિત્ર હોય એ તરેહથી વાતો કરે છે. આંધળા થયા પછી કદાચ આ જ સાંજે જ એમને સૌથી વધુ આનંદ થયો હશે. કોઈ કલાકોવિદને એમનો સંગ્રહ બતાવવાનો એમને કેટલો શોખ છે! જો અમારા આ કપટમાં તમે મદદ કરી શકો........'

મારા આ નીરસ વર્ણનથી, એની વિનંતીના શબ્દો કેટલા કરુણ હતા એ નહિ બતાવી શકું. મારા ધંધાદારી જીવનમાં કેટલા ય તિરસ્કારપાત્ર સોદા થતા મેં જોયા છે. મોંઘવારીને લીધે ઘસાઈ ગયેલા લોકોને પેટ માટે એમની મિલ્કત પાણીને મૂલે વેચતા મેં જોયા છે. પરંતુ, આ વાતથી મને જેટલી વેદના થઈ તેટલી વેદના મારા હૃદયે કોઈ વાતથી અનુભવી નથી. મેં મારો ભાગ ભજવવાનું નક્કી કર્યું, એ બધું વાચકને કહેવું અસ્થાને છે.

અમે બંને સાથે સાથે જ ઊપડયાં. આ અજાણી સ્ત્રીઓએ એ કલાકૃતિઓને ખૂબ જ ઓછી કિંમતે વેચી નાંખી હતી એ વિચારે રસ્તામાં મને બહુ દુઃખ થયું. એમાંની કેટલીક તો અતિ કિંમત ને અદ્વિતીય હતી. મેં મારા ગજા પ્રમાણે એમને સહાય કરવાનો નિશ્ચય કર્યો. જેવા અમે નીસરણીનાં પગથિયાં ચડવા માંડયાં કે અંધ વ્યક્તિ અંદરથી આનંદપૂર્વક બોલી ઊઠી : 'આવો! આવો!' જે પદધ્વનિની પ્રતીક્ષા એ અંધ કયારનો કરી રહ્યો હતો તે એ પોતાની તીવ્ર શ્રવણશકિત દ્વારા તરત જ પારખી શકયો.

અમને અંદર જવા દેતાં વૃદ્ધ સ્ત્રીએ મંદ મંદ સ્મિત કરતાં કહ્યું : 'ખાધા પછી રોજ રોજ તો થોડી વાર સૂઈ જાય છે, પણ આજ તો ઉત્કંઠાના માર્યા સૂઈ શકયા નથી.' દીકરીનો ચહેરો જોઈને જ એ સમજી ગઈ હતી કે, બધું બરાબર પાર ઊતર્યું છે. મેજ પર ફાઈલો મૂકેલી હતી. અંધ સંગ્રહકર્તાએ મારી બાંય પકડીને મારા સારુ મૂકેલી ખુરશીમાં મને બેસાડયો.

'આપણે અત્યારથી જ શરૂ કરી દઈએ, કારણ કે વેશ ઝાઝા છે, ને રાત થોડી છે.' એણે હસતાં હસતાં કહ્યું.

પછી આગળ ચલાવ્યું : "પહેલા પોર્ટફોલિયામાં 'ડૂરર' છે. આખો સેટ પૂરો છે. તમે જોશો, એક સેટ બીજા સેટથી ચડિયાતો છે. બહુ જ સુંદર છે. તમે જ જુઓ ને!" આમ કહીને એણે એ પોર્ટફોલિયો ઉઘાડયો. "ચાલો આપણે 'એપોકેલિપ્સ (Apocalyqse) શ્રેણી'થી શરૂ કરીએ."

પછી મારી દેખતી અને એની અંધ આંખો સામે એણે સાદા કાગળના ટુકડા ઉઠાવીને મૂક્યા. ઉપરટપકે જોનારને તો વિશ્વાસ ન પડે કે, આ માણસ અંધ હશે. એટલા દમામથી એણે આ કાગળ જોવા માંડયા. જો કે હું જાણતો હતો કે, આ બધું માત્ર એની કલ્પનામાં જ હતું, છતાં એકેએક વસ્તુને એ બરાબર ઓળખે છે એવું એના ચહેરા પરથી કળાતું હતું. એ બોલ્યો:

'કદી આનાથી વધુ સારી છાપો જોઈ છે ? કેટલા ઊંડા ભાવ છે ? એકેએક ભાવ બિલકુલ સ્પષ્ટ છે. મેં આ કલાકૃતિઓને ડ્રેસ્ડનમાં સંગ્રહેલી બીજી કલાકૃતિઓ સાથે સરખાવી છે. ડ્રેસ્ડનની એ કલાકૃતિઓ સારી તો છે જ, પણ આપણે જે જોઈએ છીએ તેનાથી તો સાવ સામાન્ય. અને, વળી મારા પાસે તો સંપૂર્ણ સંગ્રહ છે.'

એણે કાગળને બીજી બાજૂ એવી રીતે ઉલટાવી નાંખ્યો કે, એની પાછળનું ધ્યેય વગરનું લખાણ વાંચવા મારે નીચું નમવું પડયું.

"આમાં 'નગલર (Negler)* સંગ્રહ'ની અસર છે, ને પછી રેમી (Remy)* અને ઇસ્ડેલેની (Esdaille).* આ સંગ્રહના મારી પૂર્વેના માલિકે કદી યે એવો વિચાર સેવ્યો હશે કે, એનો ખજાનો આ નાના શા ખંડમાં ભરાઈ બેસશે ?'

જે વિશ્વાસથી એણે એ કાગળને ખોલ્યો તે જોઈ મારું શરીર

કંપી ઊઠ્યું. એણે બરાબર એ જ જગ્યા પર આંગળી મૂકી હતી, જ્યાં એ કહેતો હતો તે કૃતિ હોવાનો એને વિશ્વાસ હતો. જે સદ્ગત કલાકારોના આત્માઓનાં એ નામ લઈ રહ્યો હતો તેમના પ્રેતાત્માઓ કબરમાંથી ઊઠીને મારી સામે જાણે ડોળા ઘૂરકાવતા ઊભા ન હોય, એવું વાતાવરણ મારી સમક્ષ ખડું થયું. મારી જીભે જાણે તાળું વસાઈ ગયું હતું. એ જ વખતે મારી દૃષ્ટિ ક્રોનફેલ્ડની પત્ની અને એની દીકરી પર પડી. ફરીથી મેં આંખોને નીચે ઢાળી દીધી, ને મારો ભાગ ભજવવો ચાલુ રાખ્યો. ઉપરઉપરની ખુશી પ્રગટ કરતાં મેં કહ્યું: 'આપ સાચું કહો છું. આ કૃતિઓ એકદમ કલામય છે.'

એનો જીવ આનંદમાં આવી ગયો, બોલ્યો:

"અરે, આ તે શું છે? આ તો કશું નથી. જુઓ, આ બે જુઓ. 'વેદના'ના ભાવનું આ ચિત્ર છે, ને એથી ય વધુ ચમકદાર આ 'કામ'ના ભાવનું ચિત્ર છે. જરા એમની તાજગી તો જુઓ. બર્લિનના આપના સહધંધાર્થી અને સાર્વજનિક પ્રદર્શનોના સંરક્ષકો તો એને જોઈને બળીને કોયલો જ થઈ જાય ને!"

'હું તમને બહુ લાંબુ ચલાવીને હેરાન નહિ કરું.' આ પ્રમાણે જ બે કલાક લગી ચાલ્યું. એક પછી બીજી ફાઈલ ખોલવી, બે કલાક સુધી સફેદ કાગળોને જોવા, વારેવારે એ વખાણે તે 'કલાકૃતિઓ'ને વખાણવી એ એક શ્રમસાધ્ય કાર્ય હતું. પરંતુ, અંધ સંગ્રહકર્તાને એથી થતી અપાર પ્રસન્નતાને લીધે હું પણ એ અદૃશ્ય સંગ્રહમાં વિશ્વાસ રાખીને જોવા લાગ્યો.

વચમાં એક વાર એક દુઃખદ પ્રસંગ પણ આવ્યો. એ મને રેમબ્રેન્ડના* એક 'એન્ટિઓપ' (Antiope) નામની ચિત્રાનુકૃતિઓનાં પ્રથમ કાચાં (પ્રૂફ) 'બતાવી' રહ્યો હતો, જેની કિંમત બહુ જ હતી, પણ જે અહીં તો કોડીના મૂલે જ વેચાયું હશે. એણે એની સારી સારી કૃતિઓની પ્રશંસા કરતાં કરતાં જ્યારે એક ઉપર આંગળીઓ

ફેરવી ત્યારે એ ખાસ શોધતો હતો એ પરિચિત ચિન્હ એને ન મળ્યું. હોય પણ શેનું? એનો ચહેરો ફિક્કો પડી ગયો, હોઠ ધ્રૂજવા લાગ્યા. એણે કહ્યું: "જરૂર, આ 'ઍન્ટિઓપ' જ છે. મારા સિવાય આ વૂડકટો ને ચિત્રાનુકૃતિઓને કોઈ અડકતું નથી. એ બીજી જગ્યાએ કેવી રીતે ખસી જાય?'

"ક્રોનફેલ્ડ મહાશય, આ 'ઍન્ટિઓપ' જ છે." એકદમ એના હાથમાંથી પોર્ટફોલિયો લઈ લેતાં મેં કહ્યું. અને, હું જાણતો હતો એટલી એ કલાકૃતિઓની વિશેષતાઓ સંભારી સંભારીને મેં એમના પર પ્રકાશ પાડવો શરૂ કર્યો.

એની આપદા દૂર થઈ ગઈ. જેટલી હું એની પ્રશંસા કરતો તેટલો જ એને આનંદ થતો. છેવટે, એણે માદીકરીને કહ્યું: 'જુઓ, આ ભાઈને કોણ વસ્તુ શું છે એની બધી ગતાગમ છે. તમે લોક આના પર રૂપિયા ખર્ચ થાય છે એટલે ગણગણ્યા કરો છો. લગભગ પચાસ વર્ષથી મેં દારૂ, તમાકુ, મુસાફરી, રંગભૂમિ, ચલચિત્ર, પુસ્તકો, સઘળું છોડી દઈને આમાં જ રૂપિયા ખર્ચ્યા છે. જુઓ, હર રેકનર શું કહે છે! મારા મૃત્યુ પછી તમે એટલાં ધનવાન થઈ જશો કે, ગામમાં તમારા જેટલું ધનવાન બીજું કોઈ નહિ હોય. ડ્રેસ્ડનના ધનવાન લોકો જેવી તમારી સ્થિતિ થઈ જશે; મારી ધૂનની ત્યારે તમને કિંમત સમજાશે. પણ, જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધી તો એ સંગ્રહ મારી પાસે જ સુરક્ષિત રહેશે. મારા મૃત્યુ પછી આ ભાઈ અથવા કોઈ બીજું તમને એ વેચવામાં મદદ કરશે. જ્યાં લગી મારું પેન્શન ચાલુ છે ત્યાં લગી તમારે આ પ્રકારે રહેવું પડશે.'

આમ કહેતાં એ એની આંગળીઓ પોર્ટફોલિયો ઉપર ફેરવી રહ્યો હતો. આ દૃશ્ય બહુ કરુણ હતું. ૧૯૧૪ પછી કોઈ પણ જર્મનના ચહેરા પર આટલી પ્રસન્નતાનું આટલું તેજ મને જોવા નથી મળ્યું. એની પત્ની અને એની દીકરી આંસુ ભરેલી આંખે જોઈ રહ્યાં હતાં!

પરંતુ, મેં એના પૂરતાં વખાણ કર્યાં ન હતાં. એક પછી બીજા પોર્ટફોલિયા દેખાડતાં દેખાડતાં એ મારી પ્રશંસાના ઘૂંટડાનું પાન થાકયા ત્યાં સુધી કરતો રહ્યો. જ્યારે સફેદ કાગળના ટુકડાઓને ખાનામાં પાછા પૂરી દેવામાં આવ્યા, ને ખંડ કોરી પીવા સારુ સજાવવામાં આવ્યો ત્યારે મને થયું, 'હાશ હવે છૂટયો!' ખરેખર, આ એક માનસિક ત્રાસ જ હતો.

મારા યજમાનના મુખ પર થાકનાં નહિ પણ સ્ફૂર્તિનાં ચિન્હ જણાતાં હતાં. એણે આ કલાનો ખજાનો કેવી કેવી રીતે મેળવ્યો એની એક પછી એક કથની મને સંભળાવતો જ રહ્યો. હર વખત એ કથનીના સંબંધમાં આવતી કલાકૃતિઓને ફરી પાછી કાઢવા એ તલપાપડ થઈ જતો હતો. પણ, 'બહુ મોડું થશે તો પછી ટ્રેન જતી રહેશે.' એમ કહીને માદીકરીએ અને મેં એ વાત ટાળી. કંપતા સ્વરે એણે કહ્યું: 'તમારા આગમનથી મને બહુ આનંદ થયો છે. કલામર્મજ્ઞ માણસને મારો સંગ્રહ બતાવવો મને બહુ ગમે છે. મારા આભારની લાગણી હું કેવી રીતે પ્રગટ કરું? મારા વસીયતનામામાં લખી જઈશ કે, તમારી દુકાન (જેની ઇમાનીથી સૌ પરિચિત છે) મારા સંગ્રહનાં લિલામ કરવાનો પ્રબંધ કરે.'

પ્રેમપૂર્વક એણે પોર્ટફોલિયા ઉપર હાથ મૂકયો.

'આની એક સુંદર સૂચિ બનાવી આપશો, એવું મને વચન આપો. હું બીજું સંભારણું નથી ચાહતો.'

મેં પેલી બે સ્ત્રીઓ સામું જોયું. એ એમની ગૂંજારીનો અવાજ વૃદ્ધના કાન સુધી ન પહોંચે એ સારુ તનતોડ મહેનત કરતી હતી. આ અસંભવ કાર્ય કરવાનું મેં વચન આપ્યું. એણે મારો હાથ એની બે હથેલી વચ્ચે દબાવ્યો. એની ખુશીનું એ ચિહ્ન હતું.

એની પત્ની ને દીકરી બારણા લગી મને વળાવવાં આવ્યાં. એ બોલી શકયાં નહિ, પણ એમની આંખોમાંથી આંસુ સરી રહ્યાં

હતાં. મારી હાલત પણ એમનાથી સહેજ જ સારી હતી. ખરું પૂછો તો જે કપટના કારણે એ અંધ વ્યક્તિ આનંદ અનુભવતી હતી એમાં સહાય દેવા જ હું, એક દેવદૂતની જેમ, ત્યાં પહોંચી ગયો હતો. જૂઠું બોલતાં મને શરમ આવે છે, પણ આજ મને જૂઠું બોલતાં આનંદ આવતો હતો! કંઈ નહિ તો છેવટે જે આનંદ એ અંધ વ્યક્તિ સારુ કાયમ માટે અપ્રાપ્ય હતો તેને મેં ઉત્પન્ન કર્યો હતો. જેવો મેં સડક ઉપર પગ મૂક્યો તેવો જ મને બારણું ઉઘાડવાનો અવાજ સંભળાયો. જો કે વૃદ્ધ જોઈ શકતો ન હતો, છતાં હું કઈ બાજૂ જઈશ એ એ જાણતો હતો. એનાં અંધ નયનો એ જ બાજૂ ચોંટયાં હતાં. એ મને જોવા સારુ બહારની બાજૂ એટલો ઝૂક્યો હતો કે, એને એની પત્ની અને એની દીકરીનો ટેકો લેવો પડયો હતો. નહિતર, એ પડી જાત. રૂમાલ ફરફરાવીને બૂમ પાડતાં એણે કહ્યું: 'હર રેકનર, સાચવીને જજો હો!

એના અવાજમાં બાળકની નિર્દોષતા હતી. આસપાસ જનારાઓના પડી ગયેલા ચહેરાની વચમાં એનો પ્રસન્ન ચહેરો હું કદી નહિ ભૂલી શકું. એ વૃદ્ધનો ભ્રમ ચાલુ રાખવામાં મેં જે સહાય કરી તે એના શેષ જીવનને પ્રફુલ્લિત રાખવામાં ઠીક ખપમાં આવશે.

ગટે એ નથી કહ્યું, 'જેઓ શ્રદ્ધાને સંચિત કરી શક્યા છે તેઓ ન્યાલ થઈ ગયા છે'?×

---

નોંધ: × આ વાર્તામાં આવી (•) ફૂદડીની નીશાની જે નામો આગળ મૂકેલી છે તે બધાં કલાકારોનાં નામ છે.

ડેનમાર્ક

# બુલબુલ

## હેન્સ ક્રિશ્ચિયન એન્ડરસન

**ત**મને ખબર હશે જ કે, ચીનનો બાદશાહ અને તેના જેટલા સામંતો છે તે બધા ચીનનિવાસી છે. તે જ દેશમાં બનેલી ઘણા સમય પહેલાંની આ એક વાત સાંભળવા જેવી છે.

દેશના સમસ્ત ભવનોમાં બાદશાહનો રાજમહેલ સર્વશ્રેષ્ઠ હતો. તે બહુ કિંમતી કાચમાંથી બનાવવામાં આવ્યો હતો. તે એટલો તો સુંદર અને નાજુક હતો કે, તેને સ્પર્શ કરતી વખતે બહુ જ સાવચેતી રાખવી પડે એમ હતું. બગીચામાં વિવિધ જાતના અદ્દભુત ફૂલો ખીલ્યાં હતાં. એમાં જે અતિ સુંદર ફૂલો હતાં તેમાં સતત વાગ્યા કરતી ચાંદીની ઘંટડીઓ બાંધી હતી., જે પવનના આગમનથી ઝણઝણી ઊઠતી. તેનો અવાજ એટલો તો મધુર અને આકર્ષક હતો કે તેની પાસેથી પસાર થનાર તેમે નિરખ્યા વગર રહેતા નહિ. બાદશાહના બગીચામાં બધી વસ્તુઓ બહુ જ આકર્ષક અને કલાત્મક રીતે ગોઠવવામાં આવી હતી.

બગીચાની વિશાળતાનો ખ્યાલ માળી સુદ્ધાંને પણ ન હતો. મોટાં મોટાં વૃક્ષો અને સુંદર સરોવરોથી સુશોભિત એવા એક મનોહર જંગલમાં એનો છેડો હતો. અને, એ જંગલને છેડે જમીનની વિરાટ કાયા પર લહેરાતો સમુદ્ર પડયો હતો. વિશાળ વૃક્ષોની શાખાંઓ નીચે મોટાં મોટાં જહાજ પણ આવી શકે એમ હતાં. આ વૃક્ષોમાં એક બુલબુલ રહેતું હતું. તે એટલું તો મધુર અને મનોહર રાગમાં

ગાતું હતું કે, માછીમારો પોતાનું ગમે તેવું અગત્યનું કામ પડતું મૂકીને તેનું ગીત સાંભળવા થોભતા.

'અહા! કેટલું મધુર ગીત છે!' બધા તે ગીત પર આફ્રીન પોકારતા. પણ, તેમનાં ઘરનાં કામકાજ તો તેમણે સંભાળવાં જ પડે ને! તેથી તેઓ પક્ષીને વિસરી જતા. પાછા બીજે દિવસે રાત્રે જ્યારે એ લોક ફરી બુલબુલનું ગીત સાંભળતા ત્યારે તેઓના મોંમાંથી ઉદ્દગાર સરી પડતા, 'અહા! કેટલું મધુર ગીત છે!'

કેટલા ય પ્રવાસીઓ દેશદેશના પ્રવાસ કરતાં કરતાં રાજધાનીમાં આવતા હતા. તેઓ એ રાજધાનીની, રાજમહેલની અને બગીચાની પ્રશંસા કરતા. પરંતુ, જ્યારે તેઓ બુલબુલનું ગીત સાંભળતા ત્યારે તેઓનાં મુખમાંથી પ્રશંસાના સૂર નીકળી પડતા, 'ખરેખર! રાજ્યમાં સર્વશ્રેષ્ઠ જોવાલાયક તો આ એક પક્ષી જ છે!'

યાત્રીઓ પોતાને દેશ પાછા જઈ પોતાના દેશબંધુઓ આગળ એ પક્ષીની પ્રશંસા કરતાં થાકતા નહિ. વિદ્વાનોએ રાજધાની, રાજમહેલ અને બગીચા વિશે ઘણાં પુસ્તકો લખી નાંખ્યાં હતાં. આમાં પણ એ લોકો બુલબુલને ભૂલ્યા નહોતા. આવાં પ્રવાસનાં પુસ્તકોમાં સૌથી વધુ પ્રશંસા એ બુલબુલની કરવામાં આવી હતી. અને, કવિઓએ તો સમુદ્રકિનારા પરના જંગલમાં નિવાસ કરતા આ બુલબુલ પર હૃદયંગમ કાવ્યો રચ્યાં હતાં.

આવાં પુસ્તકોનો બહુ બહોળો ફેલાવો થયો. એમાંના કેટલાંક પુસ્તકો બાદશાહ પાસે પણ આવ્યાં. પુસ્તકોમા પોતાની રાજધાની અને પોતાના બગીચાનું દિલચસ્પ અને સુરેખ વર્ણન વાંચી પ્રસન્નતાથી બાદશાહનું મસ્તક ડોલી ઊઠતું હતું. એ પુસ્તકોમાં 'ખરેખર! એ રાજ્યમાં સર્વશ્રેષ્ઠ જોવાલાયક તો આ એક પક્ષી જ છે!' એવું એવું ઠેરઠેર લખ્યું હતું.

'આ તે કેવી અજબ વાત છે!' બાદશાહે ચકિત થઈ કહ્યું,

'હું બુલબુલ વિશે કાંઈ જ જાણુતો નથી ! મારા રાજ્યમાં કે મારા બગીચામાં શું ખરેખર આવું કોઈ પક્ષી છે ? મેં તેના વિશે કાંઈ કહેતાં કાંઈ સાંભળ્યું નથી. આ પુસ્તકો દ્વારા જ આ પક્ષી વિશે મને સૌથી પહેલવહેલી ખબર પડે છે એથી ખરેખર મને આશ્ચર્ય થાય છે !'

તેણે પોતાના ઘોડેસ્વારને બોલાવ્યો. ઘોડેસ્વાર એટલો બધો રૂઆબ-વાળો હતો કે, તેનાથી નીચા દરજ્જાના માણસો તેની સાથે વાતચીત કરવાની હિંમત કરતા કે તેને કોઈ પ્રશ્ન પૂછતા તો તે તેમને જવાબમાં કેવળ 'પ' જ કહેતો. 'પ'નો અર્થ કશો જ થતો નહોતો.

'આ પુસ્તકમાં બુલબુલ નામના એક અદ્‌ભુત પક્ષીનો ઉલ્લેખ આવે છે,' બાદશાહે કહ્યું. 'લોકોનું કહેવું છે કે, મારા રાજ્યમાં સર્વસુંદર એ એક જ વસ્તુ છે. તે વિશે હું આજ સુધી કેમ કશું જાણતો નથી ?'

'જી ! મેં પણ કદી તેનું નામ સાંભળ્યું નથી.' ઘોડેસ્વારે જવાબ આપ્યો. 'હજુરના દરબારમાં તેનું એકે વખત આગમન થયું નથી.'

'આજ સાંજ સુધીમાં મારી સામે હાજર થઈ તેને ગાવાનું હું ફરમાન કરું છું.' બાદશાહે કહ્યું. 'એ મારા રાજ્યની જ વસ્તુ છે એની આખી દુનિયાને ખબર છે ! કેવળ એક હું જ કશું જાણતો નથી એ વાતનું મને આશ્ચર્ય થાય છે !'

'મેં પણ તેના વિશે કાંઈ સાંભળ્યું નથી.' ઘોડેસ્વારે કહ્યું, 'હું તેની તપાસ કરું છું. એ ઘડીમાં જ તેને શોધી કાઢું છું !'

પણ, તેની તપાસ ક્યાં કરવી ? ઘોડેસ્વાર ઓરડાઓ અને દાદરમાં આમતેમ દોડવા લાગ્યો. રસ્તામાં જે કોઈ તેને મળતું તેમને તે બુલબુલ વિશે પૂછતો. પણ, તેઓએ પણ બુલબુલ વિશે કાંઈ સાંભળ્યું નહોતું. છેવટે, તે દોડતો દોડતો બાદશાહ પાસે આવ્યો,

અને કહ્યું, "પુસ્તકોમાં જે લખ્યું છે તેમાં કેટલું ખરું છે, અને કેટલી કલ્પના છે તેની બાદશાહ સલામતને ખબર હોય એમ લાગતું નથી. લેખકોની 'કાળી કળા'થી બાદશાહ સલામત વાકેફ નથી."

'પણ, જે પુસ્તકમાંથી મેં આ વર્ણન વાંચ્યું છે તે પુસ્તક મારા ઉપર જાપાનના મહાન અને શક્તિશાળી બાદશાહે મોકલાવ્યું છે. તેથી તે વાત અસત્ય માની શકાય એમ નથી. મારે બુલબુલનું ગીત સાંભળવું છે. આજ સાંજ સુધીમાં તે અહીં હાજર થઈ જવું જોઈએ. સાંજ સુધીમાં જો તે હાજર નહિ થાય તો બધા દરબારીઓને હાથીના પગ નીચે છુંદાવી મારી નંખાવીશ.'

'જેવો હુકમ!' ઘોડેસ્વારે કહ્યું.

ફરીથી રાજમહેલના બધા ઓરડા, બારીબારણાં, ઝરુખા, સીડીઓ વગેરે તે જોવા લાગ્યો. તેની પાછળ દરબારના અડધા માણસો તો દોડતા હતા. કોઈ આવી રીતે નાહક હાથીના પગ નીચે છુંદાઈ મરવા તૈયાર ન હતું.

પછી તો બુલબુલની બહુ મોટા પાયા પર શોધખોળ શરૂ થઈ. જે બુલબુલને આખી દુનિયાના માણસો ઓળખતાં હતાં તેને તેના દેશના રાજકર્મચારીઓ જ ઓળખાતા ન હતા!

અકસ્માત રસોડામાં એક ગરીબ છોકરી તેમને મળી. તેણે કહ્યું, 'બુલબુલ? હું તેને સારી પેઠે ઓળખું છું. ખરેખર તે સુંદર ગાય છે. તે જંગલમાં સરોવરતીરે રહે છે. જ્યારે હું સૂઉં છું કે થાકીને જંગલમાં વિશ્રામ કરવા બેસું છું ત્યારે મને બુલબુલનું ગીત સંભળાય છે. તેનું ગીત સાંભળી મારી આંખોમાં આંસુ ભરાઈ આવે છે, ને મીઠી નિંદર આવે છે.'

'છોકરી,' ઘોડેસ્વારે કહ્યું, 'હું તને રસોડામાં ઉચ્ચ નોકરી અપાવીશ. બાદશાહ સલામતને જમતી વખતે જોવાની રજા પણ તને મળશે. એના બદલામાં તારે અમને બુલબુલ પાસે લઈ જવા પડશે. આજે સાંજે જ તેના ગીત માટે પ્રબંધ કરવાનો છે.'

તેઓ બધા જંગલમાં જ્યાં બુલબુલ ગાતું હતું ત્યાં જવા નીક-ળ્યા. મોટા ભાગના કર્મચારીઓ સાથે હતા. તેઓ અધવચ્ચે પહોંચ્યા હશે ત્યાં તો એક ગાય ભાંભરડી !

'પ્રભુ !' એક કર્મચારી બોલ્યો, 'આખરે આપણને મળ્યું ખરું ! આવડા નાના પક્ષીમાં કેટલી આશ્ચર્યજનક શક્તિ દેખાય છે. જરૂર આ અવાજ પહેલાં પણ મેં સાંભળ્યો છે !'

'અરે ! આ તો ગાય ભાંભરડે છે, ગાય !' રસોડાની નાની બાલિ-કાએ કહ્યું, 'હજુ આપણે તેના રહેઠાણથી ઘણા દૂર છીએ.'

આગળ એક ઠેકાણે કાદવમાં દેડકાં 'ટર્ર–ટર્ર' કરી ઊઠયાં.

'સુંદર !' ચીનના એક રાજગોરે કહ્યું, 'હવે મને તેનો અવાજ સંભળાય છે. તેનો અવાજ બરાબર મંદિરના ઘંટના અવાજ જેવો છે,'

'ના રે ના ! આ તો દેડકો છે !' રસોડાની નાની બાળકીએ કહ્યું, 'હવે આપણે થોડા વખતમાં જ બુલબુલનો અવાજ સાંભળી શકીશું.'

ટૂંક સમયમાં જ બુલબુલનું ગીત સંભળાવા લાગ્યું.

'આ તેનો અવાજ છે !' નાની બાલિકાએ બૂમ પાડી કહ્યું. 'સાંભળો, સાંભળો ! તે આ તરફ બેઠું છે.' તેણે એક વૃક્ષની ડાળી પર બેઠેલા નાના પક્ષી તરફ આંગળી ચીંધી બતાવ્યું.

'શું આ જ બુલબુલ છે ?' ઘોડેસ્વારે એકીશ્વાસે પૂછયું, 'મને તો ખ્યાલે ય નહોતો કે તે આવું સરસ ગાતું હશે. તે કેટલું નિર્દોષ લાગે છે !'

'મારા નાના બુલબુલ !' બાલિકાએ મોટેથી બૂમ પાડી કહ્યું. 'અમારા બાદશાહ સલામત તારું ગીત સાંભળવા માંગે છે.'

'ઘણા આનંદની વાત છે !' જવાબ આપી બુલબુલ વધુ પ્રસન્નતાપૂર્વક ગાવા લાગ્યું. . . . . .

'આનો અવાજ કાચની ઘંટડી જેવો છે!' ઘોડેસ્વારે કહ્યું. 'એના નાના કોમળ ગળા તરફ તો જુઓ! એ કેવું સુંદર ગાય છે! અત્યાર સુધી આપણે એનું ગીત સાંભળ્યું જ નહોતું એ ઘણા આશ્ચર્યની વાત છે. બાદશાહના દરબારમાં એને ખૂબ સફળતા મળશે, એમાં જરા ય શંકા નથી.'

'શું મારે બાદશાહ સલામત સમક્ષ એક વાર ફરી ગાવું પડશે?' બુલબુલે કહ્યું. બાદશાહ આ ટોળાભેગો હશે એવું એનું અનુમાન હતું.

'મારા પ્યારા નાના બુલબુલ!' ઘોડેસ્વારે કહ્યું, 'આજે સાંજના આનંદોત્સવના દરબારમાં તને નિમંત્રણ આપતાં મને ખૂબ આનંદ થાય છે. ત્યાં તું તમારાં મનોહર ગીતથી બાદશાહ સલામતને મંત્રમુગ્ધ કરી શકીશ.'

'મારું ગીત જંગલની વનરાજીમાં જ વધુ આનંદપ્રદ લાગે છે!' બુલબુલે જવાબ આપ્યો. પરંતુ, બાદશાહની ઇચ્છાને માન આપી તે પોતાની રાજીખુશીથી ત્યાં ગયું.

રાજમહેલ ખૂબ શણગારવામાં આવ્યો હતો. તેની દિવાલો અને તળિયું કાચનાં બનેલાં હતાં. અસંખ્ય સોનેરી બત્તીઓના પ્રકાશમાં આખો મહેલ ઝળહળી રહ્યો હતો. માર્ગમાં સ્થળે સ્થળે અત્યંત સુંદર ફૂલો ચૂંટીને ગોઠવવામાં આવ્યાં હતાં. દાસદાસીઓ ચારે બાજૂ દોડાદોડ કરી વ્યવસ્થા કરી રહ્યાં હતાં. થોડો સમય બધે નિસ્તબ્ધતા છવાઈ ગઈ. ત્યાર પછી બધા ઘંટ એટલા જોરથી વાગવા લાગ્યા કે, કોઈનો પણ અવાજ સંભળાતો નહોતો.

વિશાળ ભવનના મધ્યમાં બાદશાહ બેઠા હતા. તેમની પાસે બુલબુલને બેસવા માટે સોનાનું એક આસન ગોઠવવામાં આવ્યું હતું. દરબાર ચિક્કાર હતો. પેલી રસોડાવાળી નાની છોકરીને દરવાજાની પાછળ ઊભા રહેવાની પરવાનગી મળી હતી. તેને પચન આપ્યા

મુજબ 'બાદશાહની રસોઇયણ'ની પણ પદવી એનાયત થઈ ગઈ હતી. બધા પોતપોતાના પોશાકમાં હાજર હતા. બધાની મીટ પક્ષી પર મંડાઈ હતી. બાદશાહ સલામતે આ પક્ષીને જોઈ નમન કર્યું.

બુલબુલે એટલા મધુર સ્વરે ગાયું કે, બાદશાહની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. આંસુ ગાલ પર થઈને આગળ વહેવાં લાગ્યાં. આ જોઈ બુલબુલે એથી પણ વધુ સુંદર આલાપથી ગાવું શરૂ કર્યું. લોકોના હૃદયના તાર ઝણઝણી ઊઠયા. બાદશાહ બુલબુલના ગીતથી એટલો બધો પ્રસન્ન થયો કે, તેણે પોતાનો સોનાનો હાર તેને ગળામાં પહેરવા આગ્રહ કર્યો. પણ, બુલબુલે આ આગ્રહનો સાભાર અસ્વીકાર કરતાં કહ્યું,

'બાદશાહ સલામત! મને મારું યોગ્ય ઇનામ મળી ગયું છે. મારું ગાયન સાંભળી આપની આંખમાં આંસુ આવ્યાં એ જ મારે માટે વાસ્તવિક ઇનામ છે. બાદશાહના આંસુઓમાં વિલક્ષણ શક્તિ હોય છે. મને મારું યોગ્ય ઇનામ મળી ગયું છે!' બુલબુલ એથી પણ અધિક મધુર અને સુંદર સ્વરમાં ગાવા લાગ્યું.

'મેં તો બેન, આનાથી વધુ ચિત્તાકર્ષક અને મનોહર પક્ષી ક્યાંય જોયું નથી!' ત્યાં જે મહિલાઓ હાજર હતી તે અંદરોઅંદર આ પ્રમાણે વાતો કરવા લાગી. તે બધી બુલબુલ જેવી બનવા માંગતી હતી. નોકરોએ અને દાસીઓએ પણ પરમ સંતોષ પ્રકટ કર્યો. લોકોએ ખૂબ ધરાઈને તેનાં ગીતો સાંભળ્યાં. બુલબુલને ખૂબ સફળતા મળી.

બુલબુલે દરબારમાં જ રહેવું, એમ નક્કી થયું. તેના માટે એક પાંજરું તૈયાર થયું. તેને દિવસમાં બે વખત અને રાત્રે એક વખત બહાર જવાની સ્વતંત્રતા આપવામાં આવી. બુલબુલ સાથે બહાર જવા માટે બાર નોકરો નિયુક્ત કરવામાં આવ્યા. દરેકના હાથમાં રેશમની અકકેક દોરી હતી. તેના છેડા પક્ષીના પગે બાંધ્યા હતા. પણ, આવું ભ્રમણ પક્ષીને વાસ્તવિક આનંદ આપી શકે એમ નહોતું.

આખા શહેરમાં આ અદ્‌ભુત પક્ષીની ચર્ચા થતી હતી. જ્યારે બે મનુષ્યો મળતા ત્યારે એક 'બુલ' કહેતા અને બીજો 'બુલ' કહી તેની પૂર્તિ કરતો. અને, પછી દીર્ઘ નિઃશ્વાસ મૂકી એકબીજાનો ભાવ સમજી જતા. એક ફેરીવાળાએ તો એના અગિયાર છોકરાઓનાં નામ આ પક્ષીનાં નામ પરથી પડ્યાં હતાં, પણ તેમાંનો કોઈ આટલું ઉત્તમ ગાઈ નહોતો શકતો.

એક દિવસ બાદશાહ પર એક મોટું પારસલ આવ્યું. તેના પર 'બુલબુલ' લખ્યું હતું.

'આ પ્રસિદ્ધ પક્ષી પર લખાયેલું આ કોઈ નવું પુસ્તક આવ્યું લાગે છે!' બાદશાહે કહ્યું.

તે પુસ્તક નહોતું. તે હીરા, મોતી, માણેક વગેરે બહુ મૂલ્ય રત્નોથી જડિત હતું. જ્યારે તેને ચાવી અપાતી ત્યારે તે બહુ સરસ ગીત ગાતું હતું. ગીત સમાપ્ત થતાં તેની પૂંછડી ઊંચીનીચી થતી, અને તેના સોનાચાંદીના આભૂષણો ચમકતાં. તેના ગળાની આસપાસ એક રેશમી પટી બાંધેલી હતી. તેના ઉપર લખેલું હતું, 'ચીનના બાદશાહનું બુલબુલ જાપાનના બાદશાહના બુલબુલની સરખામણીમાં કંઈજ નથી.'

'ઘણું જ સરસ બુલબુલ છે!' બધા લોકો બોલી ઊઠયા. અને, જે માણસ આ બુલબુલ લાવ્યો હતો તેને તરત જ 'શાહીપ્રધાન બુલબુલવાહક!'ની પદવી એનાયત થઈ.

'હવે આ બન્ને પક્ષીઓને એકી સાથે ગવડાવવાં જોઈએ! બહુ મનોહર લાગશે.' દરબારીઓએ દરખાસ્ત મૂકી. પણ, બંને પક્ષીઓના આલાપનો મેળ ન જામ્યો.

તે બન્નેને સાથે ગાવું પડ્યું. કેમકે અસલી બુલબુલ પોતાની રીતે ગાતું હતું, જ્યારે નકલી બુલબુલ નૃત્યગીત ગાતું હતું.

'આમાં તેનો અપરાધ નથી.' સંગીત માસ્તરે કહ્યું, 'તે ખૂબ ગાવામાં નિપુણ છે, અને લગભગ મારી તર્જ પર જ ગાય છે!'

હવે નકલી પક્ષીએ એકલાં જ ગાવું પડયું. તે અસલી પક્ષી માફક જ સફળ થયું. તે દેખાવમાં પણ આકર્ષક હતું, અને હીરા-માણેકની માફક ચમકતું હતું.

તેત્રીસ વખત તેણે એક જ ગીત ગાયું, છતાં તે થાકયું નહિ. લોકો તેનું ગીત હજી સાંભળવા ઉત્સુક હતા. પરંતુ, બાદશાહે પોતાના બુલબુલને ગાવાનું કહ્યું. પણ તે હતું જ કયાં? ખુલ્લા પાંજરામાંથી ઊડીને તે કયારે જંગલમાં પાછું ચાલ્યું ગયું તેની કોઈને ખબર જ ન હતી.

'પણ, આમ ચાલ્યા જવાનું કારણ તો હશે ને! તેને અહીં શું દુઃખ હતું?' બાદશાહે પૂછ્યું.

બધા દરબારીઓ તેની નિંદા કરવા લાગ્યા. તે લોકોએ કહ્યું, 'તે કૃતઘ્ની છે. નહિ તો આ પ્રમાણે છાનામાના કોઈ ચાલ્યું જાય ખરું?'

'પણ, આપણને એથી સરસ પક્ષી મળ્યું છે.' બધા લોકોએ કહ્યું. લોકોના આગ્રહથી નકલી પક્ષીને ફરી ગાવું પડયું. ચોત્રીસ વાર લોકોએ ફરીફરી તે ગીત સાંભળ્યું. ગીત જરા અટપટું અને કઠણ હતું. તેથી લોકોને યાદ ન રહ્યું. સંગીત માસ્તરે તેના મુકતકંઠે વખાણ કર્યાં. તેણે કહ્યું: 'અસલી બુલબુલ કરતાં આ વધુ સારુ છે. તેના જરઝવેરાત તો સુંદર છે, અને રૂપેરંગે પણ એ બહુ ખૂબસુરત છે.'

'બાદશાહ સલામત, સજ્જનો અને સન્નારીઓ! અસલી બુલબુલ શું ગાશે તેની પહેલેથી આપણે ખબર નહોતી પડતી. પણ આ નકલી બુલબુલ માટે તો બધું નિશ્ચિત છે. તે સમજાય તેવું છે. તે ખોલી શકાય તેવું છે, અને અવાજ કયાંથી આવે છે તે પણ

જોઈ શકાય એમ છે, તેના આરોહઅવરોહ કેવી રીતે આવે છે વગેરે પણ સમજી શકાય છે.'

'અમારો વિચાર પણ એવો જ છે.' બધા લોકો એકી-અવાજે બોલી ઊઠયા.

આવતા રવિવારે બધાને પક્ષી બતાવવાની રજા વક્તાને મળી. તદુપરાંત બધાયને તે દિવસે પક્ષીનું ગીત પણ સંભળાવવામાં આવશે તેવી બાદશાહે જાહેરાત કરી. લોકોએ તેનું ગીત સાંભળ્યું. ગીત સાંભળી લોકો ઘણા પ્રસન્ન થયા, અને ઉન્મત્ત દશામાં વાહવાહ પોકારી. બધાએ માથાં નમાવી દીધાં. પરંતુ, જેણે અસલી બુલબુલનું ગીત સાંભળ્યું હતું એવા એક ગરીબ માછીએ કહ્યું, 'આનો અવાજ તો મધુર છે, બન્નેનું સ્વરમાધુર્ય પણ સરખું જ છે, પરન્તુ આમાં એક ચીજ ખટકે છે. પણ, શું ખટકે છે તે હું કહી શકતો નથી!'

અસલી બુલબુલ દેશ અને સામ્રાજ્યમાંથી બહાર ચાલ્યું ગયું, નકલી બુલબુલને બેસવા સારુ બાદશાહના પલંગ પાસે જ એક રેશમની ગાદી બનાવાઈ. તે પક્ષીને મળેલા સોનાચાંદીના તથા બીજા અમૂલ્ય પારિતોષિકો તેની પાસે જ ગોઠવવામાં આવ્યાં. તેને 'દ્વાજુવી'-ની ઉપાધિ પણ પ્રાપ્ત થઈ. તેને બાદશાહના ડાબા હાથનું પ્રથમ આસન મળ્યું. બાદશાહ ડાબી બાજૂને બહુ મહત્ત્વની ગણતો હતો, કેમકે મનુષ્યનું હૃદય ડાબી બાજૂ હોય છે. અને, બાદશાહનું હૃદય પણ ડાબી બાજૂ જ હતું. સંગીત માસ્તરે એ પક્ષી સબંધી પચીસ અંકોનું એક બૃહદ પુસ્તક તૈયાર કર્યું. તે વિસ્તૃત અને વિદ્વત્તાપૂર્ણ હતું. તેમાં ચીની ભાષાના બહુ કઠિન શબ્દોનો ઉપયોગ કર્યો હતો. છતાં ય લોકોએ કહ્યું કે તેને તેઓ સમજી શકે છે. તેમણે આમ તેટલા માટે જ કહ્યું કે, તેઓ અજ્ઞાનીમાં ન ખપે. અને, તેમ કરવા

જતાં કોઈ ભયાનક પ્રાણીના પંજામાં પડી જાત ગૂમાવી પડશે તેવો તેમને ભય હતો.

આ રીતે એક વર્ષ પૂરું થયું. બાદશાહ, દરબારીઓ કે ચીનના અન્ય પ્રજાજનોમાંથી કોઈને તે નકલી પક્ષીનું 'ચૂં–ચૂં' કરતું ગીત મોઢે ન થયું. તે કારણને લીધે બધા તેનાથી અધિક પ્રસન્ન હતા. તેઓ તેની સાથે ગાઈ શકતા હતા, અને તેની સાથે ખરેખર ગાતા પણ હતા. રખડતા છોકરાઓ સડક પર 'ટિસી–ટિસી –ગ્લગ–ગ્લગ' ગાયા કરતા. બાદશાહ પણ એ રીતે જ ગાતો હતો. હા, ખરેખર તે બહુ મશહૂર થઈ ગયું.

પરન્તુ, એક દિવસ સાંજના નકલી પક્ષી જ્યારે આલાપથી ગાતું હતું, અને બાદશાહ પોતાના પલંગમાં પડ્યોપડ્યો તે સાંભળતો હતો, તે જ વખતે પક્ષીના અંદર 'વ્હિજ' અવાજ થયો, અને 'વ્હર્ ર્ ર્ ર્' અવાજ સાથે અંદર કંઈક તૂટી ગયું. પૈડાં આમતેમ ફરવા લાગ્યાં, અને ગીત બંધ થઈ ગયું!

બાદશાહ પલંગમાંથી ઊઠીને તરત જ તેની પાસે આવ્યો. તેણે શાહી હકીમને બોલાવ્યો. પણ, તે કશું કરી શકે એમ ન હતો. એટલે, એક ઘડિયાળીને બોલાવ્યો. તેણે ઘણી મહેનતે તેને કંઈક બરાબર કર્યું, અને બાદશાહને કહ્યું, 'પક્ષીને બહુ સાવચેતીથી વાપરજો. તેની નળીઓ ઘસાઈ ગઈ છે, અને જો તે તૂટી જશે તો નવી નહિ નાંખી શકાય, અને તેના વગર તે ગાઈ પણ નહીં શકે. પક્ષીની સ્થિતિથી બધાને ઘણું દુઃખી થયું. વર્ષમાં એક જ વાર તેને ગાવાની રજા મળી. પણ, તે ય વધુ પડતું હતું. પણ તે પછી સંગીત માસ્તરે એક દિવસ એક નાનું ભાષણ કર્યું. તેણે કહ્યું કે, હવે તે પહેલાંની માફક બરાબર થઈ ગયું છે, અને તે બરાબર થઈ ગયું હતું.

પાંચ વર્ષ વીત્યા પછી એક દિવસ રાષ્ટ્ર ઉપર એક આફત આવી પડી. ચીનવાસીઓ પોતાના બાદશાહને ખરેખર બહુ જ ચાહતા

હતા. આ વખતે બાદશાહ ઘણો માંદો પડી ગયો. એમ લાગવા માંડયું કે, તે હવે વધુ નહીં જીવે. એક નવો બાદશાહ ચુંટાયો. સડક પર ઊભા રહી લોકો ઘોડેસ્વારને બાદશાહની તબિયતના સમાચાર પૂછતા.

પણ, બાદશાહ જવાબમાં 'પ' કહી તે માથું હલાવતો.

ઠંડો અને પીળો પડી ગયેલો બાદશાહ પોતાની નરમ અને સુંવાળી પથારીમાં સૂતો હતો. દરબારીઓએ તેને મરણ પામેલો ધારી લીધો. બધા લોકો નવા બાદશાહને અભિનંદવા દોડયા. રાજમહેલના મોટા મોટા કર્મચારીઓ આમતેમ દોડી તેની ચર્ચા કરવા લાગ્યા. દાસીઓએ ચાની જયાફત ઉડાવી. બધા ઓરડા અને માર્ગો પર ચાલતાં અવાજ ન થાય માટે કપડાં બિછાવી દીધાં. તેથી ત્યાં પહેલાં કરતાં વધુ શાન્તિ લાગવા માંડી. પરન્તુ, બાદશાહ હજુ સુધી મર્યો નહોતો. તે અક્કડ અને પીત્તવર્ણ અવસ્થામાં પોતાની પથારીમાં પડયો હતો. ત્યાં મખમલના પડદા અને સોનાની ઝૂલો ઝૂલતી હતી. એક મોટી બારી ઊંચે ખુલ્લી હતી. તેમાંથી ચંદ્રનો પ્રકાશ બાદશાહ અને નકલી પક્ષી પર પડતો હતો.

બિચારો બાદશાહ મહામુશીબતે શ્વાસ લેતો હતો. તેની છાતી ઉપર કંઈ વજન રાખ્યું ન હોય, તેમ લાગતું હતું. જ્યારે તે આંખો ખોલતો ત્યારે મૃત્યુ તેની છાતી પર ન હોય, તેમ તેને લાગતું હતું. તેણે તેનો રાજમુગટ પહેર્યો હતો. એક હાથમાં બાદશાહની તલવાર પકડી હતી, અને બીજામાં તેનો ધ્વજ ધારણ કર્યો હતો. મખમલના સુંદર પડદાની ઝૂલમાં યમદૂતો આશ્ચર્યજનક રીતે તેના તરફ તાકતા દેખાતા હતાં. તેમાં કેટલાક બિહામણા અને કેટલાક સુંદર હતા. તે બધાં બાદશાહના સારાં–ખરાબ કર્મો હતાં. મૃત્યુ જ્યારે તેના હૃદય પર બેઠું હતું ત્યારે તે બધાં તેના સામે ઊભાં હતાં.

'શું તમને આ યાદ છે?' એકે બીજાને ધીમેથી કહ્યું. 'શું તમને એ તો યાદ છે?' અને ત્યારપછી તે બંનેએ એટલી બધી વાતચીત કરી કે, બાદશાહના કપાળે પરસેવો વળવા લાગ્યો.

'મને તેની ખબર નહોતી.' બાદશાહે કહ્યું. 'ગીત! ગીત! ચીનનાં મોટા ઢોલક જેવી તેણે જોરથી ચીસ પાડી કહ્યું, 'બધા ગાઓ! વગાડો! જેથી તેમની વાતચીત મને ન સંભળાય.'

તેમની વાતચીત ચાલુ જ રહી, અને મૃત્યુ એક ચીનનિવાસીની માફક મસ્તક નમાવવા લાગ્યું.

'ગીત! ગીત!' બાદશાહે જોરથી કહ્યું, 'એ મારા અમૂલ્ય નાના, સોનેરી પક્ષી, ગા! ગા! મેં તને સોનારૂપાના કિંમતી ઇનામો આપ્યાં છે. મેં મારા સોનેરી હાર પણ તારા ગળામાં પહેરાવી દીધા છે. આ વખતે થોડુંક ગા. ગાઓ! ગાઓ!'

પરન્તુ, પક્ષી શાન્ત ઊભું રહ્યું. ત્યાં તેને ચાવી આપનારું કોઈ નહોતું. ચાવી વગર તે ગાઈ નહોતું શકતું. પરન્તુ, સાથે મૃત્યુ પોતાની વિશાળ ભયંકર આંખોએ બાદશાહ સામે ઘૂરકિયાં કરતું હતું. તેનું સ્મરણ માત્ર જ બહુ ભયંકર હતું.

એકાએક ઉપરની બારીમાંથી એક અત્યન્ત સુરીલું ગીત સંભળાયું. પેલું નાનું અસલી બુલબુલ બહાર ઝાડની એક ડાળી પર બેસી ગાતું હતું. તેણે બાદશાહની ચિન્તાજનક સ્થિતિના સમાચાર સાંભળ્યા હતા. તેથી જ તે બાદશાહને શાન્તિ અને દિલાસા આપવા માટે ગાતું હતું. જેવું તેણે ગાવા માંડ્યું કે તરત જ આજુબાજુની છાયા ઝાંખી પડી ગઈ. બાદશાહના અંગોમાં રક્ત તીવ્રતાથી વહેવા લાગ્યું. મૃત્યુ પણ તેનું ગીત સાંભળી કહેવા લાગ્યું, 'નાના બુલબુલ, ગાઓ! વધુ ગાઓ!'

'પરન્તુ, તમે મને પેલી ચમકતી તલવાર આપશો? તમે મને પેલો કિંમતી ધ્વજ આપશો? તમે મને બાદશાહનો મુગટ આપશો?'

મૃત્યુએ ગીત સાંભળ્યા પછી તે બધી કિંમતી વસ્તુઓ

તેને આપી દીધી. બુલબુલે પોતાનું ગીત ચાલુ જ રાખ્યું. તેણે કેટલા ય સમય ગાયા કર્યું. તેણે દેવળ પાસેના શાંત કબ્રસ્તાન વિષે, પેલા તાજા હરિયાળા ઘાસ વિષે, ગાયું. તેનું ગાન સાંભળી ઉત્તરાધિકારીઓનાં હૃદય આંસુથી દ્રવી જતાં હતાં. મૃત્યુને તેનો બગીચો જોવાની લાલસા જાગી. તે શીતળ સફેદ હીમનું રૂપ ધારણ કરી બારીની બહાર ઊડી ગયું.

'શાબાશ! શાબાશ!' બાદશાહે કહ્યું, 'ઓ મારા નાના સ્વર્ગીય પક્ષી! હું તને ખરેખર પીછાનું છું. મેં તને દેશવટો દીધો હતો; તેની દરકાર ન કરતાં તેં તારા ગીતમાં લીન બનાવી એ અશુભ અને ભયંકર મૂર્તિઓને મારી પથારી પાસેથી લુપ્ત કરી નાંખી. તેં મારા હૃદય પર સવાર થયેલા મૃત્યુને પણ ભગાડી દીધું! આ ઉપકારના બદલામાં હું તને શું ઈનામ આપું?'

'ઈનામ તો આપે ક્યારનું ય આપી દીધું છે!' બુલબુલે જવાબ આપ્યો, 'મેં પહેલવહેલી વખત ગાયું હતું ત્યારે આપની આંખોમાંથી આંસુ વહ્યાં હતાં, તે વાત હું ભૂલી શકું તેમ નથી. જે ગાયકના હૃદયને પ્રફુલ્લિત કરે છે તે જ ઈનામ છે. પરન્તુ, અત્યારે આપ સૂઈ જાવ. આપ ફરી પાછા તંદુરસ્ત થઈ જાવ. હું આપને એક ગીત સંભળાવું છું.'

પછી તે ગાવા લાગ્યું. બાદશાહને મીઠી નિદ્રા આવી ગઈ. અહા! તે કેટલી ગાઢ અને આનંદદાયક નિદ્રા હતી. બારીનાં દ્વાર પર સૂર્યકિરણો પડી રહ્યાં હતાં. જ્યારે તે સાજો થઈ ઊઠયો ત્યારે તેનો એકકે નોકર હાજર નહોતો. બધાએ તેને મૃત્યુ પામેલો ધારી લીધો હતો. બુલબુલ એટલું જ તેની પાસે બેસી ગાતું હતું.

'તું સદા ય મારી પાસે જ રહે, બુલબુલ!' બાદશાહે કહ્યું. 'તું તારે તારી ઇચ્છા મુજબ ગાજે. હું નકલી પક્ષીને તોડીને ટુકડેટુકડા કરી નાંખું છું.'

'ના, આપ એમ ન કરશો.' બુલબુલે જવાબ આપ્યો. 'જ્યાં-સુધી તેનાથી બન્યું ત્યાંસુધી એ બિચારા પક્ષીએ સારી રીતે ગાયું. આજ સુધી આપે એને જે રીતે રાખ્યું છે તે જ રીતે ભવિષ્યમાં પણ આપ તેને રાખજો. હું રાજમહેલમાં માળો બનાવી રહી શકું તેમ નથી. પરંતુ, જ્યારે મારી ઇચ્છા થાય ત્યારે આવવાની મને રજા આપો. હું દરરોજ સંધ્યાકાળે આ બારીની બહાર વૃક્ષની ડાળે આવીને બેસીશ, અને આપને ગીત સંભળાવ્યા કરીશ. મારાં ગીતોથી આપ પ્રસન્ન અને વિચારશીલ થઈ શકશો. જેઓ સુખ અને દુઃખમાં રાચે છે તેમના ગીતોને હું ગાઈશ. હું આપની આસપાસ જે સત્યઅસત્ય છૂપાયેલાં છે તેનાં ગીતો ગાઈશ. નાનું પક્ષી બહુ દૂર સુધી ઊડયા કરે છે. તે ગરીબ માછી અને ખેડૂતના ઝૂંપડા સુધી અને આપના દરબારથી ક્યાંય દૂર–સુદૂર સુધી ઊડયા કરે છે. હું આપના હૃદયને આપના રાજમુગટ કરતાં વધુ ચાહું છું. રાજમુગટમાં પણ એક પ્રકારની પવિત્રતા છે. હું આપની પાસે જરૂર આવીને ગાઈશ, પણ આપે મને એક વચન આપવું પડશે.'

'તું જે માંગીશ તે હું તને આપીશ.' બાદશાહે કહ્યું. બાદશાહ પોતાનો શાહી પોશાક પહેરી ઊભો થયો, અને પોતાની સોનેરી રત્નજડિત તલવાર હાથમાં લીધી.

'હું આપની પાસે એક યાચના કરું છું. આપ કોઈને ન કહેશો કે, આપની પાસે એક નાનું પક્ષી છે. તે આપને બધી વાતો કહે છે. એથી આપનું બધું કામ સરળ થઈ જશે.'

આટલું કહી નાનું બુલબુલ ઊડી ગયું.

નોકરોએ પછી ધરણી પર સદાય ને માટે ઢળી પડેલા એમના બાદશાહને જોવા આવ્યા. તેણે તે બધાને કહ્યું, 'નમસ્તે!'

ઇટાલી

# પતિપત્ની

લેખિકા : **મેટિલ્ડા સેરાઓ**

**ગાયદો** બહુ સુખી લાગતો હતો. એને જોઈ કોઈને ય એમ ન લાગે કે, આ માણસને કંઈ ફિકરચિંતા હશે. તે એક રાજનૈતિક ભોજનસમારંભમાં ભાગ લઈને પાછો ફરતો હતો. એ સમારંભમાં એણે એક ભાષણ પણ આપ્યું હતું. એનું એ ભાષણ સમારંભની સુંદર વાનગીઓ જેટલું જ વખણાયું હતું. તેથી એ બહુ આનંદમાં હતો. આગામી 'પ્રતિનિધિ ચૂંટણી'માં એ વિજયી થશે તે માટે એને શંકા નહોતી. રાતના એક નૃત્યઉત્સવમાં તેને નિમંત્રણ હતું. ત્યાં તેને બેરોનેસ સ્ટિફેનિયા સાથે એકાંતમાં પ્રણયગોષ્ઠી કરવાની તક મળશે તેથી એકાદ કલાક આરામ કરવાના ઇરાદે એ ઘેર આવ્યો હતો.

ગાડીમાંથી ઊતરી રસોડા પાસેથી પસાર થઈ એ પોતાના ખંડ તરફ જતો હતો ત્યાં રસ્તામાં એના જૂના નોકર જુસેપ્પેએ આગળ આવી તેને સલામ કરી. ગાયદોએ પૂછ્યું, 'શું છે, જુસેપ્પે ?'

'શેઠ સાહેબ, કૃપા કરીને સાંભળો તો આપને મારે એક વાત કહેવી છે.'

'જલદી કહો, મારે વખત નથી.'

'આજે કયો દિવસ છે ? આપને યાદ છે ?'

'શું આજે કોઈ તહેવાર છે ?'

'હા, આજે આપની વર્ષગાંઠ છે.'

ગાયદોનો ચહેરો વિષાદથી ગંભીર થઈ ગયો. એણે કહ્યું, 'એમ? મને તો એનો જરા ય ખ્યાલ નહોતો.'

જુસેપ્પે બોલ્યો, 'પહેલાં તો આ દિવસે ફૂલોથી આખું મકાન શણગારાતું હતું…'

ગાયદોએ એની વાત વચમાં જ કાપી કહ્યું, 'પહેલાંની વાત છોડો. હવે તો એ દુનિયા અને એ ફૂલો રહ્યાં નથી.'

જુસેપ્પે બોલ્યો, 'ના સાહેબ, એવું ન થાય.'

એણે ટેબલ પર મૂકેલી એક મોટી ફૂલની છડી ઉપરનો કાગળ કાઢી લઈ એને બતાવી.

ગાયદોએ કહ્યું, 'આભાર! તારી આ ભેટથી મને ઘણો આનંદ થયો.'

ગાયદોએ મોંએ ખુશ થવાની વાત તો કરી, પણ એનું મન વધુ દુઃખથી ભરાઈ આવ્યું. પહેલાં આ દિવસે ઘરમાં કેટલો આનંદ છવાતો હતો; પણ, આજે તો ઘરના જૂના નોકર સિવાય કોઈને ય આજનો દિવસ યાદ પણ ન આવ્યો! એ મનમાં તો શુંનું શું ય વિચારતો રહ્યો, પણ ચહેરા પર એણે દુઃખનો ભાવ પ્રગટ થવા દીધો નહિ. પોતાના ખંડ તરફ વધતાં એણે કહ્યું, 'મને આઠ વાગે ઉઠાડજે. હું જરા સૂઈ જાઉં છું.'

જુસેપ્પેએ તરત જ કહ્યું, 'હમણાં ન સૂવો તો સારું. જુઓને………'

ગાયદોએ ચકિત થઈ પૂછ્યું, 'શું છે?'

જુસેપ્પે બોલ્યો, 'સાંજના અમે કોઈ ઘરે નહોતા, એકલો જિરોલેમો ઘરે હતો. ત્યારે એક બેન આપને મળવા આવ્યાં હતાં. આપ ઘરે નથી તે જાણી, કહી ગયાં છે કે, એ સાત વાગે આપને મળવા ફરી આવશે. એમને આપનું જરૂરી કામ છે, તેથી આપને રાહ જોવાનું કહી ગયાં છે.'

ગાયદોએ પૂછ્યું, 'એમનું નામ શું હતું?'

'એમણે પોતાનું નામ કહ્યું નથી.'

'ઘણી નવાઈની વાત છે! જિરોલેમોએ એના દેખાવ વિશે કાંઈ કહ્યું છે?'

'હા, કહ્યું છે કે એ જરા ઊંચા કાઠાનાં હતાં. એમના વાળ કાળાં હતા, અને આંખો કાળી ભમ્મર હતી. અને, બહુ જ સરસ પોશાક પહેર્યો હતો એમણે.'

'મારું કુતૂહલ વધતું જાય છે! તને લાગે છે કે, મારે એના માટે જાગવું જોઈએ?'

'જી હા, ન સૂવું એ જ બરાબર છે. સાત થવા આવ્યા છે. એ કદાચ વખતસર આવશે તો તમારે કાચી ઊંઘે ઊઠવું પડશે.'

'સારું, તું જા! છાપું લઈ આવ. એમના આવતાં સુધી છાપું વાંચીને સમય પસાર કરીશ.'

નોકરના બહાર ગયા પછી એ મનમાં બોલ્યો, 'કાળા વાળ અને કાળી આંખો! સ્ટિફેનિયાના વાળ તો સોનેરી છે, અને આંખો ભૂરી છે. ખેર, એના કહેવામાં કાંઈક ફરક હશે.

ગાયદોની વાત વાંચી વાચકને લાગશે કે, એ પ્રેમઅભિનયમાં ઉસ્તાદ હશે. પણ, વાસ્તવિક રીતે તેવું નથી. એને જીવનમાં ખૂબ દુઃખ અને નિરાશા સહેવી પડી છે. એણે કેવળ એક જ સ્ત્રીને પોતાના ખરા અંતઃકરણથી ચાહી હતી, પણ પોતાની એ પ્રેમિકાને એ બહુ આકસ્મિક રીતે ખોઈ બેઠો. ભારેલા અગ્નિની માફક તે પ્રેમ હજી ય એના હૃદયને નિરંતર જલાવ્યા કરતો હતો. એણે જુદાજુદા વિલાસપ્રમોદમાં પોતાની જાતને લુપ્ત કરી નાંખી.

વર્તમાનપત્ર લઈને એ વાંચવા લાગ્યો. થોડા જ સમયમાં જુસેપ્પેએ આવી ખબર આપી, 'પેલાં બેન આવ્યાં છે, અને બહારના ખંડમાં બેઠાં છે.'

ગાયદોએ જુસેપ્પેને પૂછ્યું, 'તું એમને ઓળખે છે?'

નોકરે કંઈક ગભરાઈને કહ્યું, 'ના, જી.'

ગાયદો ઝડપભેર એ ખંડમાં દાખલ થયો. આગતુંક સ્ત્રી એના તરફ પીઠ કરી ઊભી ઊભી ચિત્રના આલ્બમનાં પાનાં ફેરવતી હતી. ગાયદોએ તીક્ષ્ણ નજરે એની પીઠ સામે જોયું. યુવતીની ઊંચાઈ ને એનું રૂપ અછતાં રહી શક્યાં નહિ. યુવતીનો પોશાક બહુ સુંદર અને ભભકદાર હતો.

યુવતીની નજીક જતાં ગાયદોને સંકોચ થયો. એ ખચકાઈને ઊભો રહ્યો. પણ, એટલામાં એ મહિલા જ એને સંધ્યાવંદન (ગૂડ ઇવનિંગ) કરી એક ખુરશી ઉપર બેસતાં બોલી, 'સંધ્યાસમયે હું તમને મળવા આવી છું તેમાં તમારા સમયનો વ્યય તો થતો નથી ને?'

ગાયદોએ કહ્યું, 'ના, ના, જરા ય નહિ. કહો, તમારા માટે હું શું કરી શકુ તેમ છું?'

યુવતી બોલી, 'આ વાત તમે શિષ્ટાચારની ખાતર જ કહેતા હશો, પણ ખરેખર તમારે મારા માટે ઘણાં કામ કરવાં પડશે. તેથી તમારી વાતને તમારા હૃદયની વાત માની લઉં છું.'

ગાયદો સસ્મિત બોલ્યો, 'હા, એમ જ માની લો. મને વાંધો નથી. પણ, તમે મારી પાસે શી આશા રાખો છો એ કહો તો મને શાંતિ વળે.'

યુવતી ગૂંચવાવા લાગી,—જાણે શી રીતે પોતાની વાત કહેવી તે એને સમજાતું નહોતું. ગાયદોએ આ પળે એને ઝીણી નજરે બરાબર નીરખી લીધી. હા, પહેલાંના જેવી જ એ સુંદર હતી. કદાચ એનું રૂપ વધુ ખીલી ઊઠયું હતું. ગાયદોએ પહેલાં જોઈ હતી ત્યારે એમા કેટલી મનોહર હતી! પણ, હવે દુઃખ અને કષ્ટનો એ

કપરો અનુભવ થયો લાગે છે. આ વાત એની આંખો જ કહી આપે છે. એથી એના સૌંદર્યે વધુ ગંભીરતા ધારણ કરી છે.

એકાદ પળ પછી એમાએ પૂછ્યું, 'તમે કદી અભિનય કર્યો છે?'

ગાયદો બોલ્યો, 'વાહ! મારું સારું ય જીવન એક અભિનય-જ છે ને!'

એમા બોલી: 'તો તો ઘણું સારું. ત્યારે તો તમને વાંધો નહિ આવે. જેવો અત્યાર સુધી અભિનય કરી રહ્યા છો તેવો જ અભિનય કર્યા કરજો. પણ, હવે જરા કઠણ પાઠ ભજવવો પડશે.'

'અભિનય સફળ થશે કે નહિ?'

ગાયદોએ કહ્યું: 'સફળતાનિષ્ફળતાનો આધાર મારી સાથે બીજું કોણ અભિનય કરશે, અને પ્રેક્ષકો કોણ હશે તેના ઉપર છે.'

એમા બોલી: 'સાથે તો મારે રહેવાનું છે.'

ગાયદોએ કહ્યું: 'તો તો શો વાંધો છે? નામી અભિનેત્રી તરીકે તમારી ખ્યાતિ છે એ તો હું ય જાણું છું.'

એમાએ વાત બદલી નાખી એને પૂછ્યું: 'મારા પિતાને તમે નિયમિત રીતે પત્રો લખો છો?'

'હા, પણ છેલ્લા ત્રણ અઠવાડિયાથી એમણે મારા પત્રનો જવાબ આપ્યો નથી.' ગાયદોએ કહ્યું.

એમા બોલી: 'કાલે જ પિતાજીનો પત્ર આવ્યો છે. આવતી કાલે સવારે જ તેઓ મિલાન આવે છે.'

ગાયદો વિસ્મિત વદને એમા તરફ જોઈ રહ્યો. પછી, બોલ્યો: 'પણ, તમારા પિતા તો ઘર છોડીને કદી ય બહાર નીકળતા નથી ને?'

'નાછૂટકે એમને એક જગાએ જવું પડયું હતું. હવે નેપલ્સ પાછા જાય છે. આપણને મળવા જ એ આ રસ્તે આવે છે.'

ગાયદોએ પૂછ્યું: 'ત્યારે હવે શું કરવાનું છે?'

એમાએ એક મખમલજડિત સ્ટૂલ પર પગ લંબાવી કહ્યું: ‘ખરે, આપણાં બંને માટે પરિસ્થિતિ બહુ જ નાજુક ઊભી થઈ છે, નહિ ?’

ગાયદોએ પૂછ્યું: ‘આ પરિસ્થિતિ તમને સારી લાગે છે ?’

એમા બોલી: ‘આ વિષય ચર્ચવામાં કાંઈ ફાયદો નથી. અત્યારે તો આ મુશીબતમાંથી બચવાને કોઈ ઉપાય વિચારો!’

‘મને તો કશોય ઉપાય સૂઝતો નથી.’

એમાએ જરા ગરમ થઈ કહ્યું: ‘એટલુંય કરી શકતા નથી તો પછી તમારી મહાન બુદ્ધિમત્તાથી ફાયદો શો? મોટી મોટી રાજનૈતિક રમતો રમી શકો છો, ને બીજી કેટલી ય વાતો કરી શકો છો, અને એક મામૂલી વાતનો ઉપાય શોધી શકતા નથી!’

ગાયદોએ કહ્યું: ‘જો આ રીતે વાત કરશો તો મારામાં જે થોડીઘણી અક્કલ છે તે ય ગૂમ થઈ જશે!’

એમા બોલી: ‘મને એક ઉપાય સૂઝ્યો છે.’

ગાયદોએ કહ્યું: ‘એ તો હું સમજી જ ગયો’તો!’

એમાએ કંઈક વ્યંગમાં કહ્યું: ‘તમારી અક્કલ ખરેખર પ્રશંસાને પાત્ર છે. ખેર, હું પિતાજીને કોઈ પણ હિસાબે સાચી વાત જણાવા દેવા માંગતી નથી.’

ગાયદોએ કહ્યું: ‘સત્ય બહુ ભયાનક વસ્તુ છે, નહિ ?’

એમા બોલી: ‘વ્યાખ્યા આપવાથી કશોય ફાયદો નહિ થાય. મારા પિતા સાચી વાતને જાણી બહુ દુ:ખી થશે, અને મને ય ખરાબ લાગશે. બાળકોના અપરાધ માટે માબાપને સજા કરવી બરાબર નથી. આપણે તેમને આપણા તરફના દુ:ખથી આટલા દિવસ બચાવી શક્યા છીએ, કેમકે તેઓ બહુ દૂર રહે છે, અને તમે મારા તે કામમાં મદદ પણ કરી છે. પણ, કાલે આપણો જૂઠો વહેવાર પ્રગટ થઈ જશે ત્યારે

શું થશે? ચાહે ગમે તે થાય, પણ પિતાજીથી સત્યને છૂપાવવું જ પડશે. હું તમારી મદદની આશા રાખું છું. તેઓ આવીને આપણ બન્ને-ને એકસાથે જ જુએ. વાતચિત અને વ્યવહારમાં અસલ પરિસ્થિતિ શી છે તે કોઈ પણ રીતે પ્રગટ ન થવું જોઈએ. આપણે તે રીતે જ બધું કરવાનું છે.'

ગાયદો ચૂપચાપ એમાની વાત સાંભળી રહ્યો. એમા અટકી તો ય એ કશું બોલ્યો નહિ. એમા અધીરાઈથી બોલી: 'આ તો આપણું કેવળ અભિનય જ કરવાનો છે, અને તે ય થોડા વખત માટે જ. તેમાં આટલી બધી ચિંતા કરવાની શી જરૂરત છે?'

ગાયદાએ કહ્યું: 'હું તો રાજી છું. પણ, મને ડર લાગે છે કે ક્યાંક ગોટાળો થઈ વાત ખુલ્લી ન થઈ જાય!'

એમા બોલી: 'ગોટાળો શી રીતે થશે?'

ગાયદાએ કહ્યું: 'નોકરચાકરોનું ભલું પૂછવું!'

એમા બોલી: 'તમારા નવા નોકરને કાલનો દિવસ રજા આપી દો.'

'જુસેપ્પે સાથે વાતચીત કરી હું બીજું તો ઠીક કરી લઈશ.'

'પણ, ધારો કે, એકાએક કોઈ ભાઈબંધદોસ્તદાર આવી ચડે તો?'

એમા બોલી: 'જુસેપ્પેને કહી દઈશું કે, એ દરમિયાન ઘરમાં કોઈને આવવા ન દે.'

ગાયદાએ કહ્યું: 'આપણે તેમને લેવા સ્ટેશને તો જવું પડશે ને? આપણા બન્નેને સાથે જોઈ લોકો શું કહેશે?'

એમા બોલી: 'આપણે કોઈની નજરે નહિ પડીએ. પછી લોકો ક્યાંથી જોઈ જશે? આપણે એક બંધ વિકટોરિયામાં જઈશું.'

ગાયદોએ જોયું કે. એમા દૃઢ છે. છતાં, એણે કહ્યું, 'પિતાજી આખો દિવસ અહીં રહેશે. ઘર એક અપરિણિત પુરુષના ઘર

જેવું અસ્તવ્યસ્ત થઈ ગયું છે. તેમનાથી આ બધું શું અછતું રહેશે ?'

એમાએ સહજ હસતાં કહ્યું 'અભિનય માટે તેનો સાજ-સામાન પણ જોઈએ જ. મારું વાજું, શીવવાનું મશીન, બેચાર પોશાકો—આ બધું હું લઈ આવીશ. ઓરડાઓમાં કંઈ ફેરફાર થયો છે ?'

ગાયદોએ કહ્યું: 'ના, જરા ય નહિ. તું જેમ છોડીને ચાલી ગઈ છે તેમને તેમ જ બધું છે.''

એમા બોલી: 'આભાર! તમને બીજી કંઈ અડચણ તો નથી ને ?'

ગાયદોએ કહ્યું : 'અડચણ કઈ બાબતની હોય ? પણ, છેવટ સુધી તમારા પિતા સાથે આવો ઢોંગ કરી શકીશું ખરાં ? અને, આમ કરવું ઉચિત છે ?'

એમા કંઈક વ્યંગના ભાવથી બોલી : 'કેમ, શું આપણે એક પ્રેમી યુગલનો અભિનય સફળ રીતે નહિ કરી શકીએ ? આપણાં નવવિવાહિત દિવસો યાદ કરી તે મુજબ અભિનય કરવાથી કામ સરળ થઈ જશે. એમાં ઉચિત–નાઉચિત જેવું શું છે ?'

ગાયદોએ ઝટ જવાબ આપ્યો : 'તે બધું તો લગભગ હું ભૂલી જ ગયો છું.'

બન્નેએ એકબીજા સામે ઊંડી નજરે જોઈ લીધું—જાણે એક-બીજાની શક્તિની પરીક્ષા કરવા માંગતા ન હોય !

એમા બોલી : 'આજ તમારે ક્યાં ય જવાનું તો નહોતું ને ? આ રીતે તમારો સમય મેં બગાડ્યો તેમાં મારી સ્વાર્થીવૃત્તિ વર-તાઈ આવે છે, નહિ ?'

'કોઈ ખાસ કામે તો જવાનું નહોતું—અને જવાનું હોત તો ય હું ન જાત.'

એમા બોલી, 'હું તમારો ફરી વાર આભાર માનું છું. ખેર, આજે રાત્રે કામમાં મંડી પડવું પડશે.'

'કયા કામે?'

એમા બોલી: 'બધી ચીજો લાવી મકાન ઠીકઠીક કરી લેવું છે ને? તમારે ઘરમાં હાજર રહેવાની કશી જરૂરત નથી. કાલ દસ વાગ્યા પહેલાં તમારે કશું ય કરવાનું નથી. તેથી તમારે કયાં ય બહાર જવું હોય તો વિના સંકોચે જઈ શકો છો.'

ગાયદો બોલ્યો, 'એક નૃત્યમાં જવાનું નિમંત્રણ હતું, પણ તમને જરૂર હોય તો હું નહિ જાઉં.'

એમાએ કંઈક ગભરાટથી કહ્યું, 'ના, ના. મારે કંઈ જરૂરત નથી. અહીં રહેવાથી આપણે એકબીજા સાથે વાતો કરવી પડશે, પણ આપણી પાસે એકબીજાને કહેવા જેવું કશું ય નથી.'

'ગાયદો બોલ્યો, 'કોઈ વાત નથી? વાતો તો બહુ યે છે! પણ, મારી જરૂરત તો નથી ને? તો હું જઈને કપડાં પહેરું?'

'હા.'

ગાયદો ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો. તેના ચહેરા પર માનસિક સંગ્રામનું કોઈ ખાસ ચિહ્ન નહોતું, પણ તે ખૂબ માનસિક અશાંતિ અનુભવી રહ્યો હતો.

નૃત્યમાં જઈને ય તે ખૂબ અન્યમનસ્ક જ રહ્યો. બેરોનેસ સ્ટિફેનિયા સમજી જ ન શકી કે, તેને શું થયું છે. થોડાક સમયમાં જ લોકોને ખબર ન પડે તેમ ગાયદો સરકીને ઘરે પાછો આવતો રહ્યો. એણે ચકિત થઈને જોયું તો આખા મકાનના દિદાર ફરી ગયા છે! મોટું દિવાનખાનું જે અત્યાર સુધી બંધ રહેતું હતું તે આજ ખુલ્લું છે, અને તેની બધી બત્તીઓ સળગે છે. કપડાં રાખવાનાં કબાટો, ભોજન રાખવાનાં પાંજરાં વગેરે ખુલ્લાં છે, અને આખું મકાન

ફૂલોની સુગંધીથી મહેકી રહ્યું છે. એમાનો પિયાનો આવી ગયો છે, અને તેના ઉપર ગીતનું પુસ્તક ખુલ્લું પડ્યું છે. સરસામાનને આઘોપાછો કરી બીજી રીતે ગોઠવ્યો છે, ફૂલદાનીઓમાં ફૂલ વ્યવસ્થિત ગોઠવાઈ ગયાં છે. સુંદર પોશાક પહેરી એમા જાતે જ આખા ઘરમાં ફરી રહી છે.

ગાયદોને લાગ્યું કે, જાણે એ એક સ્વપ્ન જોઈ રહ્યો છે. શું એમા તેના ઘરે પાછી આવી છે? બે વર્ષનો ભયાનક વિયોગ! પતિ-પત્નીનો ઝઘડો એ બધી શું એની કલ્પના જ માત્ર હતી!

ગાયદોએ ઓરડામાંથી પસાર થતાં કહ્યું: 'શિવરાત્રિ!' ( ગૂડ નાઈટ ) એમાએ મોં ફેરવ્યા વગર જ જવાબ આપ્યો: 'શિવરાત્રિ!'

[ ૨ ]

પણ, લગ્ન પહેલાં આ બન્ને એકબીજાને અનહદ પ્રેમ કરતાં હતાં. ગાયદો એમાની પાછળ પાછળ આખા ઇટાલીમાં ફર્યો હતો. કેટલી ય રાતો એણે એમાની સાથે અગાશીમાં વિતાવી હતી. એમા પણ ઝરુખામાં ઊભી રહેતાં થાકતી નહિ, અને આઠદશ પાનાં ભરી પત્ર લખવાનો તો એનો રોજનો કાર્યક્રમ બની ગયો હતો. લગ્ન પછી ય ત્રણ વર્ષ તેઓ ખૂબ એશઆરામથી રહ્યા. હા, કોઈ કોઈ વખત જરા ટપાટપી થઈ જતી, કારણ કે એમા જરા વિચિત્ર અને ઈર્ષ્યાળુ હતી. ગાયદો ખૂબ નમ્ર સ્વભાવનો આદમી હતો. પત્ની સાથે તકરાર થતાં તે આછું સ્મિત કરતો. પણ, તેનું પરિણામ ઊલટું જ આવતું. એમાના ક્રોધાગ્નિમાં ઘી હોમાતું. છતાં ય સમાધાન જલદી થઈ જતું.

લગ્નની બહુ પહેલાં ગાયદો એક બીજી યુવતીને પ્રેમ કરતો હતો. એમા સાથેના લગ્ન પછી એક દિવસ એકાએક એ યુવતી તેને મળી ગઈ. આ વાત જાણી એમા નારાજ થઈ. અને, 'આ વાત તમે મારાથી જાણી જોઈને છુપાવી છે' એમ કહી તેનો તિરસ્કાર કરવા

લાગી. ગાયદો પણ પત્નીનો પોતા તરફનો અવિશ્વાસ જોઈ નારાજ થઈ ગયો, પણ એણે એને મામૂલી વાત ગણી હસી કાઢી......'

પરંતુ, આનું પરિણામ બહુ જ ખરાબ આવ્યું. એમાનો પ્રેમ ઘૃણા અને દ્વેષમાં પલટાઈ ગયો. એ ખૂબ અભિમાની સ્ત્રી હતી, અને પોતાના પતિની બીજી સ્ત્રી સાથેની પ્રેમની વાત સાંભળી તેનું સ્વમાન ઘવાયું. એણે એમ માની લીધું કે, ગાયદો હજુય તે સ્ત્રીને ચાહે છે.

એણે તેના પતિ પાસે જઈને જણાવ્યું કે, એમની સાથે રહેવું અસંભવિત છે. હવે તો કોઈ પણ જાતની હોહા સિવાય જુદા થઈ જવું વધુ સારું છે.

ગાયદો પર જાણે વજ્રપાત થયો! પહેલાં એણે આ વાતનો ઇન્કાર કર્યો આખી વાતને મજાકમાં ઉડાવી પત્નીને સમજાવવાનો યત્ન કર્યો. પણ, આનો એમાએ એવો કઠોર અને તિરસ્કૃત જવાબ આપ્યો કે, ગાયદોને ચૂપ થઈ જવું પડયું. પત્નિને વધુ કહેવું તે એને એના આત્મસન્માનથી વિરુદ્ધ લાગ્યું, અને ગંભીર ભાવે એમાની બધી વાતો માની લઈ એમાને એણે જવા દીધી. એને લાગ્યું કે, એમા હૃદયહીન અને ઘમંડી છે. તે પછી તેણે રાજનૈતિક ક્ષેત્રમાં ઝંપલાવ્યું, અને સામાજિક આમોદપ્રમોદમાં એ ભાગ લેવા લાગ્યો. એ આ સ્થિતિમાં વધુ સુખી છે એવો એણે સ્વાંગ સજ્યો. પણ, જ્યારે એ એકલો પડતો ત્યારે તેના જીવનની સુખ અને શાંતિ સદાને માટે ચાલી ગઈ છે તેમ અનુભવતો. સામાજિક ઉત્સવોમાં એનો અને એમાનો ઘણી વખત ભેટો થઈ જતો, પણ ત્યારે બન્ને એકબીજાને હસ્તધૂન કરી લેતાં. ગાયદો સાથે ભેટો થઈ જાય એવું એમા ઇચ્છતી નહોતી, અને તેથી જ તે બહુ ઓછી બહાર નીકળતી. અને, જુદાં પડતાં પહેલાં એમણે નક્કી કર્યું હતું કે, એમાના વૃદ્ધ પિતાને આ બાબતની કશી જાણ થવા દેવી નહિ, અને પહેલાંની માફક જ બન્નેએ તેમની સાથેનો પત્રવ્યવહાર ચાલુ રાખવો.

પરિણામે, એમાના પિતા સેનર જર્જોને કશી ય ખબર ન પડી. તેમની શાંતિ અખંડિત રહી. પણ, તેમના મિલાન આવવાના સમાચારે મુસીબત ઊભી થઈ.

પોતાના ગર્વિષ્ઠ સ્વભાવનો ત્યાગ કરી એમાને એના પતિ પાસે જવું પડયું. જે ઘરનો ઘમંડથી એણે ત્યાગ કર્યો હતો તેમાં પાછા ફરતાં એને સંકોચ થવા લાગ્યો. પણ, એ મનોમન કહેવા લાગી : 'આ બધું હું મારા પિતાને માટે જ કરું છું ને!'

ગાયદોની હાડોહાડ સજ્જનતાથી એને શક્તિ મળી. ગાયદો સાથેની વાતચીત સન્તોષપૂર્વક થઈ. પાછલી વાતો ને કોઈએ યાદ ન કરી કે ભવિષ્યની કંઈ ચર્ચા ન થઈ. બન્નેએ નમ્ર, સ્થિર અને સમજદાર વ્યક્તિઓ જેવો વર્તાવ રાખ્યો. પણ, આવતી કાલ કેવી જશે? વૃદ્ધને સ્ટેશનથી લઈ આવ્યા બાદ કેટલી ય જૂઠી વાતો તેમને કહેવી પડશે, કેટલો ય મિથ્યાચાર કરવો પડશે? પણ, પછી? પછી બન્ને અભિનેતાઓ દૂરથી જ એક બીજાને નમસ્તે કરી પોતપોતાના રસ્તે પડશે. કોઈને ય પોતાના ઝઘડાનું સમાધાન કરવાની ઇચ્છા ન હતી. ગાયદો કદી ય પહેલ નહીં કરે, અને એમા કદી ય ક્ષમા નહીં આપે. પતિપત્ની બંન્નેના મનમાં એમ હતું કે, વર્તમાન પરિસ્થિતિમાં જ તેઓ સુખી છે. પરિવર્તનની જરા ય જરૂર નથી.

[૩]

વાળુ હમણાં જ પૂરું થયું હતું. એમાના પિતા ખુરશીને ટેકો દઈ આનંદમગ્ન દેખાતા બેઠા હતા. એમનું મન સુખથી ભરપૂર હતું. પુત્રી અને જમાઈએ એમનો ખૂબ આગ્રહથી આદરસત્કાર કર્યો હતો. તેમાં કંઈ ત્રૂટિ રહેવા દીધી નહોતી.

બન્ને અભિનેતાઓ પણ વૃદ્ધના હાસ્યમાં પોતાનું હાસ્ય મેળવી રહ્યાં હતાં. પણ, મનમાં તેઓ આમ કરવામાં ખૂબ મુસીબત અનુભવતાં હતાં. ગઈ કાલે જે સાવ સાધારણ લાગતું હતું તે આજ

વાસ્તવિક રીતે તેવું નહોતું લાગતું. સ્ટેશનથી જ મુસીબતના શ્રીગણેશ મંડાયા હતા. ટ્રેનમાંથી ઊતરતાં જ એમાના પિતાએ એક હાથથી પુત્રીને અને બીજા હાથથી જમાઈને આલિંગનનું ચુંબન કર્યું. ગાયદો અને એમાએ નાછૂટકે એકબીજાના નામે સંબોધન કરવું પડ્યું, અને પ્રેમી જોડા તરીકેનો અભિનય કરવો પડ્યો. એમાનો ચહેરો ઘડીઘડીમાં હૃદયાવેગથી રતૂમડો થઈ જતો. ગાયદોની સ્થિતિ પણ એવી જ હતી. એઓ અભિનય તો કરતાં હતાં, પણ પાછલા દિવસો એમને ખૂબ યાદ આવતા હતા. તે વખતે તેમના એકબીજા પ્રત્યેના જે મનોભાવો હતા તે વારંવાર મનમાં જાગૃત થતા હતા. તે સિવાય વાતવાતમાં એઓને ખૂબ સાવચેત રહેવું પડતું હતું કે, ક્યાંય બેદરકારીથી વૃદ્ધ જનને બધી વાતની ખબર ન પડી જાય. એ બન્ને ખૂબ ચંચળ બની ગયાં હતાં; કોણ જાણે કેમ, પણ તેઓને એમ લાગતું હતું કે, આ અભિનયથી તેમના જીવનમાં એક ભારે પરિવર્તન આવી પડવાનું ન હોય.

જમ્યા પછી વૃદ્ધ ઉપર ચાલ્યા. એમા અને ગાયદો તેમની પાછળ પાછળ જઈ રહ્યા હતા. એમાએ મતલબભરી દૃષ્ટિથી ગાયદો સામે જોયું. ગાયદો એના મનની વાત સમજી ગયો: એમા એવું વિચારી રહી છે કે, આજ આખો દિવસ આપણે કેવો અભિનય કરતા રહીશું!

ગાયદોએ પણ મતલબભરી દૃષ્ટિએ ઉત્તર આપ્યો. એના મનની વાત હતી: 'આપણે યથાશક્તિ જે થાય તે કરીએ. પછી જેવી પરમાત્માની ઇચ્છા.'

તે પછી તો અભિનય કરવો અઘરો થઈ પડ્યો. એમાના પિતા દિવાનખાનામાં જઈ ખુરશી ઉપર બેઠા, અને જુદાજુદા કેટલા ય પ્રશ્નો પૂછવા લાગ્યા. તેનો જવાબ આપતાં પતિપત્ની બન્ને બહુ હેરાન થઈ ગયાં.

વૃદ્ધે કોફી પીતાં પીતાં કહ્યું : ‘ આજ તમારા સાથે દિવસ વીતાવી હું કેટલો સુખી થયો છું, તે કહી નથી શકતો. બેટી, તમારા પત્રો સદા મને મળતા રહે છે. પરન્તુ, તમને નજરે નિહાળી મને જે આનંદ થાય છે તેની તો તુલના જ થઈ શકે તેમ નથી. તું તો પહેલાં કરતાં ય વધુ સુન્દર લાગે છે. કેમ, ગાયદો ? ’

ગાયદોએ સ્મિત કહ્યું, ‘ હા, હું ય એમ જ કહું છું. ’

વૃદ્ધે કહ્યું : ‘ બિલકુલ સાચું છે. એમા, તને એક આદર્શ પતિ મળ્યો છે. ગાયદો તેના પત્રોમાં તારી વાત સિવાય બીજું કશું લખતો જ નથી. તેં એના ઉપર ખરેખર જાદુ જ કર્યું છે. ”

એમાએ શાન્ત સ્વરે કહ્યું : ‘ હા, ખરેખર તે આદર્શ પતિ છે.’

આ વાત પછી ત્રણે જણા થોડાક વખત ચૂપ રહ્યાં. માથું નીચું કરી ગાયદો કોણ જાણે શું ય વિચારતો રહ્યો. પછી વૃદ્ધે કહ્યું : ‘ એમા, તારી માસીની દીકરી રોઝેલિયાએ તને નમસ્કાર કહેવડાવ્યા છે. એ બિચારીને ઘણું સહેવું પડે છે. ’

એમાએ વ્યંગ ભાવથી કહ્યું : ‘ એ તો એના પિયારો સાથે પરણી હતી ને ? ’

એમાના પિતાએ કહ્યુ : ‘ હા, એને જ પરણી તા છે. એ એકબીજાંને ચાહતાં પણ હતાં; પણ, એકબીજાંને બન્યું નહિ. કજિયો કરી ઘરે આવતી રહી છે. ’

એમા બોલી ઊઠી, ‘ એણે ઠીક કર્યું.’

વૃદ્ધે કહ્યું : ‘ના બેટા, એવું ન બોલ. પતિને છોડી ચાલ્યા જવું તે પત્ની માટે સારું ન ગણાય. ખેર, મારા સમજાવવાથી હવે સુલેહ થઈ ગઈ છે. રોઝેલિયા તેના પતિના ઘરે પાછી ગઈ છે.’

એમા બોલીઃ આખરે તમે જ સુલેહ કરાવી દીધી, પિતાજી ! ’

વૃદ્ધે કહ્યું, ‘ હા, બેટા. તેના માટે હું ગર્વ લઉં છું. તારી

માતા પણ એવી જ હતી. બહુ ક્ષમાશીલ હતી. એ સદા ક્હેતી હતી, જે સાચો પ્રેમ કરે છે તે માફ પણ જરૂર કરે છે.'

થોડોક વખત બધા ચૂપ રહ્યા. .પછી, વૃદ્ધે કહ્યું, ' ચાલો બેટા, તમારું ઘર વગેરે ફરીને જોઉં. ચારે બાજૂ રેશમ અને મખમલ જ દેખાય છે.. ચાલો, જોઉં તો ખરો ! '

ગાયદોએ કહ્યું, ' ચાલો, મોટા ઓરડાથી પહેલાં શરૂ કરીએ.'

વૃદ્ધે તે ઓરડામાં પ્રવેશી કહ્યું : ' બહુ સુંદર ઓરડો છે ! મોટી પાર્ટી માટે લાયક છે. તમે લોકો શું બહુ પાર્ટીઓ આપો છો ? '

ગાયદોએ તરત કહ્યું ' પહેલાં તો બહુ જ આપતાં હતાં.'

શ્વસુરે કહ્યું. ' હા, તે તો હશે જ ને. રાજનૈતિક કાર્યોમાં જ બધો સમય પસાર થઈ જતો હશે. આ શું સ્ત્રીઓને બેસવાનો ખંડ છે ? કેટલો સરસ છે ! શું એમા પોતાની પસંદગીથી જ આ બધો સામાન લાવી છે ? ''

એમા બોલી, ' ના, ગાયદો જ બધું લાવ્યા છે.'

વૃદ્ધે હસીને કહ્યું, ' તમારી પસંદગી પ્રશંસાને પ્રાપ્ત છે. એમા, તારો બધો સમય શું તું અહીં જ ગાળે છે ? '

પછી શયનગૃહમાં પ્રવેશ કરી એમણે પૂછ્યું, ' આ ઓરડાનો રંગ તો બહુ જ સરસ છે. પણ એમા, મને એક ચીજ કેમ નથી દેખાતી ? '

એમાએ ગભરાઈને પૂછ્યું. ' શું પિતાજી ? '

' તારી માતાનો ફોટો ક્યાં ગયો ? એ તો આ ખંડમાં જ રાખવો જોઈએ. ''

એમાને ગભરાતી જોઈ ગાયદો બોલ્યો, ' અમે લોકો કેટલાક દિવસથી બહાર ગયાં હતાં–હજુ બધો સામાન આવ્યો નથી.'

વૃદ્ધે કહ્યું : ' તે ફોટો મૂકતા આવ્યાં તે સારું ન કર્યું. ખેર, એમા એની માને કદિ ભૂલે તેમ નથી. ગાયદો, તમે એને નથી

ઓળખતા. મને એના માટે ખૂબ અફસોસ છે. તેણે મરતી વખતે પ્રતિજ્ઞા કરાવી હતી કે, એમાના સુખ માટે મારે ગમે તે ભોગ આપવો પડે તો પણ આપવો..તેથી એમા જ્યારે તમને ચાહવા લાગી ત્યારે તેની વાતોનું સ્મરણ કરી તેમાં કશી અડચણ ન નાંખી. એમા અંગ્રેજ કોન્સોલના ઘરે નૃત્યની વાત તને યાદ છે, જ્યાં આપણે ગાયદોની સાથે ગયાં હતાં ?'

એમાએ યંત્રવત્ કહ્યું, 'હા.'

વૃદ્ધે સ્મિત કરી કહ્યું, 'તમારી સગાઈ થઈ છે, તે વાત કોઈને કહ્યા વગર જ તમારા ચહેરા જોઈને જ બધા સમજી ગયા હતા.'

ગાયદોએ સ્મિત સાથે કહ્યું, 'હા, બધા એ સમજી ગયા હતા.'

એમાના પિતાએ કહ્યું, 'તમારો બન્નેનો પ્રેમ એવો જ અખંડ રહો, એવી પ્રભુ પાસે મારી પ્રાર્થના છે.'

ગાયદો બોલ્યો, 'હું એવી જ આશા રાખું છું.'

વૃદ્ધ ચાલતાં ચાલતાં એક ઓરડા તરફ જતા બોલ્યા, 'આમાં શું છે ? બંધ કેમ છે ?'

આ ઓરડામાં આજકાલ ગાયદો સૂતો હતો. એમા તેમાં ગઈ જ નહોતી. એમા કે ગાયદોને એ વિચાર પણ નહોતો આવ્યો કે, વૃદ્ધ બધા ઓરડા ફરી ફરીને જોશે.

ગાયદો શું બોલે ? શું કહેવું તે એને સૂઝતું જ નહોતું. એમાએ તરત જ કહ્યું, 'એ તો એક વધારાનો શયનખંડ છે.'

ડોસાએ કહ્યું: 'એમ, હું જો આજની રાત રહેત તો મને આ ખંડ જ મળત ને ? પણ, અફસોસની વાત છે કે, આજની રાત હું રોકાઈ શકતો નથી.'

ગાયદો બોલ્યો: 'આપ માત્ર એક જ દિવસ રોકાયા તેથી અમને બહુ દુ:ખ થાય છે.'

'સારું! સારું! વળી ફરી આવીને રહીશ. ચાલો ઓરડો જોઉં તો ખરો. બારણું ઉઘાડો.

એમા બોલી, 'પણ, પિતાજી....'

તેના પિતાએ કહ્યું: 'ઓરડો સાફસૂફ નથી કરાવેલો, એમ જ છે! એમાં શું વાંધો છે?'

ગાયદોએ જોયું કે, વૃદ્ધને રોકવો વ્યર્થ છે. એણે સાહસ કરી ઓરડો ઉઘાડી નાંખ્યો.

વૃદ્ધે અંદર પ્રવેશી કહ્યું: 'આ તો બહુ સુંદર ઓરડો છે! કેમ, ખંડ તો સાફ અને વ્યવસ્થિત છે જ ને! એમ! એમાનો ફોટો ટીંગાય છે! ગાયદોએ મને ખુશ કરવા જ અહીં લટકાવ્યો લાગે છે. ધન્યવાદ! તમે એ વાત યાદ રાખી તેથી હું બહુ ખુશ થયો છું.'

એઓ પછી દિવાનખાનામાં જઈ ને બેઠા. બન્ને પતિપત્ની જરા વિચિત્ર લાગતાં હતાં. જો એમના પિતા સરળ ન હોત તો જરૂર તેઓ કંઈ શંકા કરત. પણ, એ બાજૂ એમની નજર જ ન હતી. બેસીને એ બોલ્યા: 'આવું સુંદર મકાન મૂકી વારંવાર તમારે બહાર જવું પડશે તે બહુ દુઃખની વાત છે.'

એમાએ ચકિત પૂછ્યું: 'શું પિતાજી!'

એના પિતાએ કહ્યું: 'જો ગાયદો પ્રતિનિધિ તરીકે ચૂંટાય તો એણે વર્ષમાં છ મહિના રોમમાં જઈને રહેવું પડશે. ત્યારે શું એમાને એકલી મૂકીને એ જશે? તમારે બે મકાન રાખવાં પડશે. હાડમારી ભોગવવી પડશે. પણ, મને કંઈક ફાયદો થશે! જ્યારે તમે રોમમાં રહેશો ત્યારે હું તમને સદા જોઈ શકીશ. કેમકે, નેપલ્સ રોમની પાસે જ છે.'

[૪]

પિતાને ટ્રેનમાં બેસાડી પતિપત્ની પાછાં આવી વિક્ટોરિયામાં બેઠાં. બન્નેને જાણે છુટકારો મળ્યો!

અભિનય સમાપ્ત થઈ ગયો છે. હવે તેઓ પોતપોતાના જીવન-પંથ પર પાછાં જઈ શકશે. એમા બારીમાંથી બહાર જોઈ રહી. અને, એકાએક ગાયદોને પત્નીના શરીરને સ્પર્શ થઈ ગયો.

ગાયદોએ કહ્યું: ' કશું ખોટું ન લગાડશો. '

એમા ગંભીર ભાવે બોલી: ' ના. ખોટું શું કરવા લગાડું ? '

એઓ જાણે અસામાન્ય મનુષ્યો હતાં ! પણ, બન્નેના હૃદયમાં આખા દિવસની ઘટનાઓ ઘૂમરાઈ રહી હતી. એકબીજાને તેઓએ શું કહ્યું હતું વગેરે ઉપર તે વિચારતાં હતાં.

સડકના વળાંક પાસે વિક્ટોરિયા આવતાં ગાયદોએ પૂછ્યું: ' તમે સીધાં તમારે ઘેર જવા ઇચ્છો છો ? '

એમા બોલી: ' ના, તમારા ઘરે આવી મારે મારો બધો સામાન ભેગો કરી લઈ જવો છે. નોકરડીથી એકલીથી બધું નહિ બને. સામાન ભેગો કરી ચાલી જઈશ. '

ગાયદો એ કહ્યું : ' સારી વાત છે. '

ઘરે પહોંચીને એમા પોતાની નાની ઓરડીમાં ચાલી ગઈ. ગાયદો બેઠકમાં જઈને છાપું વાંચવા લાગ્યો. વાંચવાનો તો એ ઢોંગ જ કરતો હતો. એનું ધ્યાન તો હતું પાસેની ઓરડીમાં. એ વખતે એમા દ્વાર પાસેથી અવરજવર કરતી હતી, ગાયદો આ જોઈ રહ્યો હતો.

એક વાર એણે એમાને બોલાવી કહ્યું: 'તને થાક લાગ્યો નથી ?'

એમા બોલી: 'ના, મારું કામ હવે પૂરું થયું છે '

થોડી વાર પછી એમા ઓરડામાં આવી. એક ખુરશી પર બેસીને બોલી: ' શું હજી ય વરસાદ વરસે છે ? '

એ નંખાઈ ગયેલી દેખાતી હતી.

ગાયદોએ છાપું નમાવી કહ્યું: 'હા, હજુ વરસાદ વરસે છે.'

એમાએ પૂછ્યું: ' મારી ગાડી હજુ નથી આવી ? '

ગાયદોએ કહ્યું: 'શી ખબર! હું જઈને જોઈ આવું?'

'રહેવા દો, શા માટે હેરાન થાવ છો? હમણાં આવશે.'

'તને ઘરે મૂકી જાઉં?'

'ના, કંઈ જરૂર નથી.'

સમય જાણે થંભી ગયો હતો. નોકરે આવી જ્યારે ખબર આપી કે, ગાડી આવી છે ત્યારે એમા ઝટપટ ટોપી પહેરવા લાગી. ટોપીને સીધી કરતાં તેનાં આંગળાં ધ્રૂજતાં હતાં.

ટોપી પહેરી રહ્યા પછી હાથમોજાં પહેરી એ તૈયાર થઈ. આયના સામે ઊભા રહી પોતાનો પોશાક પણ તેણે બરાબર કરી લીધો. પછી વિદાય લેવા ગાયદોની સામે ફરી ઊભી રહી. ગાયદો ફિક્કા ચહેરે ઊઠી ઊભો થયો.

એમાએ ધીમા સ્વરે કહ્યું: 'વિદાયવંદન!'

ગાયદોએ કશો જવાબ ન આપ્યો. એમા ઓરડામાંથી બહાર ચાલી ગઈ.

તેના કદમોમાં દૃઢતા હતી. તે જરાય પીગળી નથી, એમ એ બતાવવા માંગતી હતી. એક વાર પાછું ફરીને ય એણે ન જોયું. પણ, ગાયદો તેની પાછળ આવી રહ્યો છે, એ તે બરાબર જાણતી હતી.

દ્વાર પાસે જ એક મખમલનો ભારે પડદો લટકતો હતો. તેને ઉઠાવવા એમાએ હાથ લંબાવ્યો તે પહેલાં જ ગાયદોએ ઝડપથી પડદો ખેંચી લીધો. તેનો હાથ એમાના હાથને સ્પર્શી ગયો.

ગાયદોએ કહ્યું, 'એમા, તેં મને માફી આપી છે, તે કહેવાનું તું ભૂલી ગઈ છે.' તેનો સ્વર ગંભીર અને વેદનામય હતો.

એમાએ ઝડપથી તેના સામે જોયું. તે જ ક્ષણે તેની છાતીમાં એણે મોં છુપાવી દીધું. પુરાણા પ્રેમનું પુર ફરી આવ્યું હતું, ને એમા એમાં ઢસડાતી હતી.

ગાયદોએ પત્નીને પ્રગાઢ આલિંગનમાં બાંધી પૂછ્યું, 'હવે કદી મને છોડીને તું ચાલી તો નહિં જાય ને?'

એમા તેના ખભામાં મોં છૂપાવી બોલી, 'ના, ગાયદો! મારી માતાની તસ્વીર અહીં જ લઈ આવીશ.'

# છોકરાંછોકરાંની વાતો

લેખક : **જોસેફ બાર્ડ**

**આજે** વાતાવરણું સારી પેઠે હૂંફાળું છે, એટલે અમે ડાન્યૂબમાં ના'વા જઈશું. ડાન્યૂબમાં નાવું જોખમકારક છે એ કારણે અમને એમાં ના'વાની અમારા માબાપો તરફથી મનાઈ કરવામાં આવે છે; પણ, અમે પેલી બળદનાં ચામડાં ધોવાની ફેક્ટરીવાળો આરો જોયો છે તો! એ આરે નદીનું પાણી ચામડાંના ધોવાણથી થોડુંક ગંધાય છે ખરું, પણ પાણી છીછરું છે, ને અમારામાંથી કોઈ ત્યાં ડૂબે એવું નથી. જેકબ ઠીંગણો છે, છતાં એ ય ત્યાં ડૂબે એવું નથી. વળી પાછો એ શાણો છે; અને, એન્ડ્રીઅસ તો તરી શકે છે. વળી, પાણી બહુ ઊંડું હોય એ જગાએ અમે બધા મારા કૂતરા 'રોકા'ના ગળે બાઝી પડીએ છીએ, ને એ રીતે તરીએ છીએ.

જો કે રોકા મારો કૂતરો છે, છતાં જેકબ એના ગળાનો લગભગ મોટો ભાગ પકડી રાખે છે. તો ય એની બાપડાની ડાન્યૂબની બીક તો જરા ય ઓછી થતી નથી. ડાન્યૂબથી એ જ સૌથી વધુ બીએ છે. એનાં બાપુજી એને રોજ ધમકાવે છે કે, જો નદીમાં ડૂબ્યો તો તારી વાત તું જાણ્યો. હાડકાં જ ખોખરાં કરી નાંખીશ! એના બાપુજીને ગૂંચળિયા વાળની લાંબી કાળી દાઢી છે; એટલું જ નહિ, એ અમારા ગાંધી પણ છે, ને એમની આંખોની નીચે કાળા કાળા કુંડાળાના ડાઘા છે. મને તો આ જેકબના બાપુજી નથી ગમતા, કારણ

કે, જ્યારે જ્યારે એમની દુકાને જઈએ ત્યારે ત્યારે આપણા માથે હેતના હાથ ફેરવે, ને પછી આપણા વાળ માખણની વાસથી ગંધાય. એટલે, મારે તો મારું માથું, એક વાર ના'યો હોઉં છતાં ય, ફરી પાછું ધોવું પડે. પણ, એમ છતાં જેકબ મને ગમે છે, કારણ કે એ શાણો છે. શા માટે એ શાણો છે. એનું ચોક્કસ કારણ મારી પાસે નથી. પણ, એ શાણો તો છે એ ચોક્કસ. નિશાળ છૂટયા પછી અમે બધા લખોટિયો રમીએ છીએ, ને બધા ય હારી જઈએ છીએ. પણ, જેકબ કોઈ દહાડો ય રમતો નથી, કારણ કે એના બાપુજીએ એને ના પાડી છે. પણ, એ અમારી સારી લખોટિયોની, અમને એની નરસી લખોટી દઈ, બદલી કરે છે, અને જરૂર પડયે અમે પાછા એની પાસેથી ખરીદીએ છીએ. એ તો એ યહૂદી છે, ને એના બાપુજીએ એને ના પાડી છે એટલે જ એ આમ વર્તે છે, એવું એન્ડ્રીઅસનું કહેવું છે. એન્ડ્રીઅસનું કહેવું મને ગળે ઊતરે છે ખરું, પણ મને લાગે છે કે. એ જરા જૂઠો છે. એક દહાડો તો એ મને કહે કે, દરેક મોટા ઘરની દીવાલોમાં ઘરદીઠ એકએક કડિયો છાનોમાનો ચણી ઘાલેલો હોય છે. જ્યારે કડિયાને ચણી લેવામાં આવ્યો હોય છે ત્યારે તો એ જીવતો હોય છે, પણ પછી એ મરી જાય છે. હું આવું નથી માનતો; મને આવું નથી ગમતુ. એન્ડ્રીઅસના બાપુજી સારા માણસ છે, ને મકાનો બાંધવાનો વ્યવસાય કરે છે. ને, એન્ડ્રીઅસ કહે છે કે, આ વાત એને એના બાપુજીએ કહી હતી.

મને ખાત્રી છે કે, એન્ડ્રીઅસ જૂઠો છે. અમે બધા પાણીની બહાર નીકળ્યા, અને કોઈ જાણવા ન પામે કે અમે ડાન્યૂબમાં ના'વા ગયા હતા એટલા સારુ અમે બધા હરિયાળી જમીન ઉપર ઊભીને કોરા થતા હતા. રૉકા અમારાં લૂગડાં પર બેસીને અમારાં લૂગડાં ભીનાં કરતો હતો. એટલે, જો કે નદીમાં અમે એની ગરદન ઝાલીને તરતા હતા છતાં, અમે એને પત્થરબાજી કરીને હાંકી કાઢયો. આ બાજૂ એન્ડ્રીઅસ લીલા ઘાસનું પાંદડું ચાવતો હતો. એ કહે :

'મેં તો ગઈ કાલે, હજુ સાંજ ન પડી હતી તે સમયે, ભગવાનને જોયા.'

'તું તો જૂઠો છે,' મેં એન્ડ્રીઅસને કહ્યું. જેકબ કશું બોલ્યો નહિ, પણ એ આછું હસ્યો. જ્યારે આવું આછું આછું એ હસે છે ત્યારે એ બહુ શાણો લાગે છે. જેકબ પણ ધારે છે કે, એન્ડ્રીઅસ જરા જૂઠો તો ખરો. એન્ડ્રીઅસ કહે, 'હું તો કંઈ જૂઠો નથી. જ્યારે હું નદી બાજૂ આવતો હતો ત્યારે આકાશમાં મોટું ધોળું વાદળું, બરાબર પીંછા ભરેલ ઊશિકા જેવું, મેં જોયું, અને ભગવાન ઊડતા હતા—એમના પગ પાણીમાં રાખીને. એ મારા સામું જોઈને હસ્યા, ને પાછા ઊડી ગયા.'

અમે આકાશ તરફ જોયું તો ધોળાં ધોળાં વાદળાં, ગામનાં ઘેટાં આમતેમ દોડે છે તેમ, દોડાદોડી કરે છે. વાદળાં તો પીંછાં ભરેલ ઊશિકાં જેવાં દેખાતાં નથી. એન્ડ્રીઅસ તો ગપ્પીદાસ છે એ કંઈ નવી વાત નથી. બે વરસ પછી તો મને દશમું વરસ બેસશે, તો ય હજુ મેં તો ભગવાનને કંઈયે જોયા નહિ. મને થયું, જેકબ વધારે નસીબદાર છે, ભગવાને એને છુટ્ટે હાથે બુદ્ધિ આપી છે. એણે કદાચ ભગવાનને જોયા પણ હોય. એટલે, મેં એને પૂછ્યું, 'જેકબ, તેં ભગવાન જોયા છે?' 'એ કહે, મારી આગળ ભગવાનની વાત ન કાઢીશ. મારા બાપુજીએ મને ના પાડી છે.' પછી, હું એન્ડ્રીઅસ તરફ વળ્યો, ને એને કહ્યું: 'એન્ડ્રીઅસ, તું હસતાં હસતાંમાં આ બધું જૂઠું બોલે છે એ હું જાણું છું. ખરો હોય તો મારા સામું જોઈને પછી કહે કે, મેં ભગવાનને જોયા છે!' અને, પીઠ પાછળ ફેરવીને જૂઠું બોલતા એન્ડ્રીઅસે મારા સામું મોઢું ફેરવ્યું, ને મારા સામું જોવા લાગ્યો. એન્ડ્રીઅસ બહુ રૂપાળો છે. સુંવાળા વાંકડિયા એના વાળ છે, એકદમ ઊજળો એનો વાન છે, અને એક વાર મોંમાં ચૂસીને પછી કેટલો રસ બાકી રહ્યો છે એ જોવા મોંમાંથી હાથેળીમાં પાછા

નાંખેલા ફળના રસના તપખીરિયા ટીંપા જેવી એની આંખો છે. પણ, જેવી રીતે મારી બા મારી આંખો સામે જુએ છે તેવી રીતે હું એની આંખો સામે મારી આંખો ન માંડી શકયો. અત્યારે એની આંખો એની રોજની આંખો નથી. એ તો બરાબર આકાશનાં વાદળાં જેવી દેખાય છે. એટલે, મેં સ્વાભાવિક રીતે જ કહ્યું: ' એન્ડ્રીઅસ, ત્યારે તું જૂઠું બોલે છે એમ હું માની લઉં છું. ' છતાં, હજુ હું કશું નક્કી કરી શકતો નથી. એ પછી અમે બધા—જેકબ, એન્ડ્રીઅમ, ટોકા અને હું-ઘેર ગયા. એ પછીથી એ વિશે અમે કંઈ બોલ્યા નહિ.

...આજે માંસના ગરનો ભાગ (Marrow bone) બાપુજી ખાવાના છે. જ્યારે બાપુજી બહારગામ ગયા હોય છે ત્યારે એ ગર મારે ભાગ આવે છે. અમે સાથે જમતા હોઈએ ત્યારે બાપુજી મને એમનામાંથી થોડોક મસાલેદાર ગરનો ભાગ આપે છે. આજે બાપુજી મને ગરના ભાગમાંથી થોડોક ભાગ આપશે એની હું રાહ જોતો હતો, પણ એ તો ભૂલી ગયા. ઘણી વાર એ આવું કરે છે. મેં કહ્યું, " બાપુજી, [ મને ' બાપુજી ' કહેવાનું શીખવવામાં આવ્યું છે. ' ભાઈ ' કહેવાનું મને શીખવાડવામાં આવ્યું નથી. ] એન્ડ્રીઅસ કહે છે કે, એણે ગઈકાલે ભગવાનને જોયા. બાપુજી, તમે આ વાતને સાચી માનો છો ? " બાપુજી ગરનો ભાગ ખાઈ રહ્યા હતા. એ કહે: ' તું તો ગધેડો છે ગધેડો ! ' મને બહુ ખોટું લાગ્યું. બાએ બાપુજીને કહ્યું : ' છોકરાને આમ શું ઉતારી પાડતા હશો ! ' બાપુજી બાને કહે: ' તું જ છોકરાને બગાડે છે. ' પછી, બંને જણ લડયાં. એટલે, મેં મારી આવી ' ગાંડી ' વાતો રહેવા દીધી. બા મને બહુ વહાલી લાગે છે. બધા ય છોકરાઓ એમની બાને બહુ ચાહે છે, જ્યારે બાપુજી પ્રત્યે માત્ર પૂજ્યભાવ જ ધરાવે છે. પણ, મારી બા તો બહુ રૂપાળી છે. એના વાળ લાંબા લાંબા છે, આંખો મોટી, પહોળું મોં અને એ બહુ નમ્ર ને શરીરે ભરાવદાર છે.

અમે બધા ઘરની બહાર અમારા બગીચાના શેતૂરના ઝાડ હેઠળ મૂગામૂગા જમતા હતા, ને પાકેલાં શેતૂર મારા ચોખાની ખીરના પીરસેલા ભાણામાં પડતાં હતાં. કુદરત કેવી રળિયામણી છે, નહિ ?

પણ, મારા મગજમાંથી પેલી વાત જતી નહોતી. મને નવાઈ લાગતી હતી કે, ખરેખર એન્ડ્રીઅસે ભગવાનને જોયા હશે ? બાપુજીના જમીને ખાણાના ટેબલ છોડયા પછી મેં બાને પૂછયું: ' હેં બા, તું ધારે છે કે એન્ડ્રીઅસે ખરેખર ભગવાનને જોયા હશે ?' પણ, બા કંટાળ્યા જેવી દેખાતી હતી; કારણ કે, બાપુજી ને એ લડયાં એટલે બાપુજી એને ચૂમ્યા વગર જતા રહ્યા હતા એ વાત એને સાલતી હતી. બા કહે : ' કેવા સવાલો પૂછે છે તું ! મને એવી ખબર શી રીતે પડે, ભાઈ ? ' એમ કહીને એ પણ ખાણાનું ટેબલ છોડી બાપુજીની પાછળ પાછળ ઘરમાં ગઈ.

બા બહુ રૂપાળી ને ભરાવદાર છે, પણ એ કોઈ દહાડો ય મારા સવાલોના જવાબ આપતી નથી. હવે તો હું અમારી રસોઈયણ કેટિને પૂછીશ. કેટિ બાથી જો કે વધુ રૂપાળી નથી, પણ બાથી વધુ ભરાવદાર તો છે. બાળકો કયાંથી આવે છે એ વિશે એણે મને કયારનું ય કહ્યું છે. એન્ડ્રીઅસે ભગવાનને જોયા છે કે નથી જોયા, એ સાચું બોલે છે કે જૂઠું: એ બધાનો એ ખુલાસો કરશે.

...આજે નિશાળમાં હું એન્ડ્રીઅસ સાથે બોલ્યો નથી, કારણ કે એ જૂઠો છે કે સાચો એનો હું નિર્ણય કરી શકયો નથી. આજનું પ્રભાત હૂંફાળું છે. સૂરજ પ્રકાશે છે, ને અમે બધા હસવા માગતા હતા, પણ અમારા શિક્ષક ફ્રેન્ક સાહેબે આજે અમને ગંભીર વસ્તુઓની જ વાતો કરી. અને, એમના હાથમાં નેતરની સોટી હતી, એટલે અમને હસવાનો જોગ મળ્યો નહિ. જેકબ થોડીક જૂની

ટિકિટો લાવ્યો હતો. અને, અમે બધા ય ટિકિટો સંગ્રહીએ છીએ, કારણ કે ટિકિટ સંગ્રહવાથી ભૂગોળ સારી રીતે શીખાય છે, એમ જેકબ કહે છે. સ્લેઝાક મારી પાછળ બેસે છે. એ અમારી ધોબણનો છોકરો છે, ને જેકબને ધિક્કારે છે. પણ, સ્લેઝાક તો મૂર્ખો છે મૂર્ખો. અમારા પ્રન્ક સાહેબે પણ એને પેલે દિવસે મૂર્ખો કહ્યો'તો. અમે બધા ય થોડાઘણા સ્લેઝાકથી બીતા ફરીએ છીએ, કારણ કે એ તો ભાઈ બહુ બળિયો છે, ને ભાઈ એ તો આપણને જડબાની જ ઠોકે છે. એ કહે છે, અંગ્રેજો એકબીજાને જડબા પર જ ઠોકે છે, એટલે જ તો એ લોકો આવા બળવાન છે. જેકબ પાસે ઇંગ્લેન્ડની ઘણી ટિકિટો છે, કારણ કે એના કાકા ઈંગ્લેન્ડમાં રહે છે, ને એ તેને ત્યાંથી ટિકિટો મોકલે છે. એના કાકા તો કંઈ કોઈના જડબા પર મારતા નથી, પણ બીજાઓએ લખેલાં પુસ્તકો બહાર પાડે છે. આ બધી વાતો જેકબને એના બાપુજીએ કહેલી. જ્યારે સ્લેઝાકે જેકબને જડબા પર માર્યો ત્યારે જેકબ તો આછું આછું હસેલો, ને એને કહેલું, 'તારા પૂજ્ય પિતાશ્રી પાસેથી અને ઈસૂ ભગવાન પાસેથી તું શું આવું મારવાનું જ શીખ્યો છે કે?' એટલે, સ્લેઝાક કહેવા લાગ્યો, 'આ જેકબે જ ઈસૂ ખ્રિસ્તને ક્રૂસ પર ચડાવ્યા, ને એ તો જડબા પર ઠોકવાના જ દાવનો છે.' અમે બહુ ઉશ્કેરાઈ ગયા હતા, અને એટલામાં પ્રન્ક સાહેબ આવી પહોંચ્યા. એમણે આ વાત જાણી સ્લેઝાકને ફટકાર્યો, ને આખા વર્ગને કહ્યું: 'તમે બધા હંગરીવાસી છો. તમારે એકબીજાને પરસ્પર ચહાવા જોઈએ, ને અંદરઅંદર લડવું જોઈએ નહિ. કારણ કે, આપણે હંગરી-વાસીઓ ખોબા જેટલા છીએ, ને આપણા દુશ્મનો ઘણા છે.' પછી, એમણે અમને એક કવિતા વાંચી સંભળાવી. જેનો ભાવાર્થ એવો હતો કે, પૃથ્વી એ ભગવાનની સાહેબટોપી છે, ને હંગરી એ સાહેબટોપી ઉપર મૂકેલું ફૂલનું છોગું છે. આ કવિતા પિટોફી નામના અમારા મહાન કવિ, જે હંગરીવાસીઓ રશિયા ઉપર જીત મેળવવાની અણી ઉપર

હતા ત્યારે યુદ્ધમાં ખપી ગયા હતા તેમની બનાવેલી હતી. સાધારણ રીતે અમે હંગરીવાસીઓ યદ્ધો જીતવાને જ ટેવાયેલા છીએ, પણ આ યુદ્ધમાં અમે હારી ગયા; કારણ કે, ઓસ્ટ્રિયાવાસીઓ ઉપર મેળવેલી જીતથી અમે પહેલેથી જ થાકી ગયેલા હતા. રશિયનો અને ઓસ્ટ્રિયાવાસીઓ અમારા દુશ્મનો છે; અને પ્રન્ક સાહેબ કહે છે કે, આપણા દુશ્મનો બહુ છે, ને આપણા મિત્રો ઓછા છે, એટલે જ્યારે આપણને આપણા હંગરી માટે મરી ફીટવાની તક મળે ત્યારે આપણને અભિમાન થવું જોઈએ. પણ, હજુ નિશાળ છૂટવાની વાર છે, એટલે અમારે પિટોફીની કવિતા મોઢે કરવી જોઈએ. ઓસ્ટ્રિયાવાસીઓ હમણાં તો અમારા મિત્ર છે, અને એમના ઉપર અમારા રાજા ફ્રાન્સિસ જોસેફ રાજ્ય પણ કરે છે, પણ અમારા રાજા ચાહે છે તો હંગરીવાસીઓને જ. એ તો એમના પિતાજીની ઓસ્ટ્રિયાં પર ગાદી ચાલી આવે છે એટલા માટે જ એ ઓસ્ટ્રિયા ઉપર રાજ્ય કરે છે. અમારા રાજાની છબિ ભીંત પર ટાંગેલી છે. એ ઘણા રુવાબદાર ને એમને બહુ વાળ છે. અત્યારે તો ઘણા ઘરડા થયા છે, પણ જ્યારે એ ગાદી પર બેઠા ત્યારે તો જુવાન હતા. જ્યારે અમે રાષ્ટ્રગીત ગાઈએ છીએ ત્યારે અમે બધા એમના સામું જોઈએ છીએ. એ અમને રુવાબદાર ને બહુ વાળવાળા દેખાય છે.

જેને કવિતા કહેવામાં આવે છે તેને અમે બધા મોટેથી વાંચી ગયા. એને યાદ રાખવી અઘરી હતી, કારણ કે બધી જ લીટીઓ એક જ રીતે પૂરી થાય છે. છતાં, અમને બધાને બહુ અભિમાન થયું, કેમકે અમે ખોબા જેટલા છીએ છતાં અમારા દુશ્મનોને જે ઘણા હતા તેમને અમે હંમેશ જીતી જતા. આવે વખતે જ્યારે કંઈક પાઠ મોઢે કરવાનો હોય ત્યારે સ્લેંઝાકને મોં ધોવા જવાની ટેવ હતી. એટલે, એ ઊઠીને સ્વચ્છતાખંડમાં ગયો. અને, જેકબે ઊભા થઈને અમારા પ્રન્ક સાહેબને પૂછયું : 'સાહેબ, તમે તો પહેલાં કહ્યું હતું કે, પૃથ્વી તો સફરજનના ટુકડા જેવી ગોળ છે, તો પછી એ ભગવાનની

સાહેબટોપી જેવી કેમ હોઈ શકે?' જેકબ ઘણો હોશિયાર છે. અમે તો કવિતા વાંચતા હતા એ દરમિયાન અમારા શિક્ષકે અમને પૃથ્વી ગોળ હોવા વિશે પહેલાં કહેલું એ વાત તો અમે સાવ વીસરી ગયેલા. અમે બધા પ્રન્ક સાહેબના સામું જોવા લાગ્યા, ને જોયું તો પ્રન્ક સાહેબ ખાસ કંઈ બોલી શક્યા નહિ. જો કે એમણે આનો ખુલાસો કરવા પ્રયત્ન તો બહુ યે કર્યો. એમણે કહ્યું: 'પિટોફી તો મોટા કવિ હતા, ને મોટા કવિઓને જે સાવ સાચું ન હોય તે બોલવાની પણ કોઈ કોઈ વાર છૂટ હોય છે.' અમે બધાએ તો માની લીધું કે, જેકબે પ્રન્ક સાહેબને હરાવી દીધા. પણ, કદાચ પ્રન્ક સાહેબની વાત સાચી પણ હોય; અને, કદાચ, એન્ડ્રીઅસ જૂઠણુ ન પણ હોય, પણ માત્ર એક મોટો કવિ પણ હોય!

......આજે દાદીમા (મારી બાનાં બા) શહેરમાંથી આવ્યાં છે. દાદીમાની ઉંમર મારી બાની ઉંમર કરતાં ઘણી મોટી છે, પણ આ તો સ્વભાવિક વાત છે. મને આશ્ચર્ય તો એ વાતનું થાય છે કે, એ બાથી સાવ નાનાં છે, અને હંમેશાં મોઢું આંગળીઓ વતી સાફ કરે છે; કેમકે, એમના દાંત બનાવટી છે. પણ, આજે એમનો જીવ ઊંચો હતો, કારણ કે મારી બાના જેવા જ એમના જે બીજા સંતાન છે તે બર્ટીમામાને માંદા લઈને એ અહીં આવ્યાં છે. બર્ટીમામાને શું થયું છે એની મને કંઈ ખબર પડતી નથી, પણ બધા માત્ર એટલું જ કહે છે કે, એ ગાંડા થઈ ગયા છે. મને તો બર્ટીમામા ગમે છે, કારણ કે એ બહુ ગમતી છે; અને, કોઈ કોઈ વાર ખાવાનો ચમચો મોંમાં ઘાલવાને બદલે દાઢીમાં ખોસે છે, કેમકે એમને એમનું મોં જડતું નથી; અને, મોટા માણસો માટે જે મશ્કરી જેવું કહેવાય તે–એમનો સૂપ ગળામાં ઉતરવાને બદલે ગળાની બહાર કોલરમાં ઉતારે છે. પણ, દાદીમા ઉદાસ જણાય છે, અને જો હું હસું છું તો મને ખાણાના ટેબલની નીચેથી પગ વડે મારે છે. બર્ટીમામા શહેરમાં કામ કરતા હતા. લગભગ બેન્કના ડિરેક્ટરના હોદ્દા સુધી પહોંચવાની

તૈયારીમાં હતા. પણ, આ બધી તો એ એમનો સૂપ કોલરમાં નહોતા ઉતારતા એ પહેલાંની વાતો. હવે તો એમની બા–દાદીમા–ની સાથે એ રહે છે. એ બહુ મોટા છે, ને બહુ ઓછાબોલા છે. પણ, હું જ્યારે મારા બગીચામાં માટીના પાંચીકા વડે માટીનાં ઘર બનાવવાની રમત રમું છું ત્યારે એમને પણ મારી સાથે રમવાનું ગમે છે. આ વખતે બા અને દાદીમા શેતૂરના ઝાડ હેઠળ બેઠાં બેઠાં અમને જોતાં હોય છે. અમે જમીન પર બેસી જઈએ છીએ, પણ જ્યારે હું પાછો વળીને બા અને દાદીમાને જોઉં છું તો એ બે ય જણાં રોતાં જાય છે, ને નાક ખંખેરતાં જાય છે. બર્ટીમામા મારા કરતાં ય સરસ પાંચીકા ને સરસ ઘર બનાવે છે તો ય આ બે જણાં કેમ રડતાં હશે ? પછી, એ બંને ઘરમાં ગયાં, અને હાથ ધોવા હું પણ એમની પાછળ પાછળ ગયો. મારે એમને સાંભળવાં નહોતાં તો ય પણ એ બે જણાં જે વાતો કરતાં હતાં તે વાત મારે કાને પડી. જો કે એમણે મને જોયો નહોતો. બાને ભય હતો કે, એક દહાડો બર્ટીમામા સાવ ગાંડા થઈ જશે, ને એમને એ જ્યાં સહીસલામત રીતે ગાંડા થઈ જવાય એવી જગાએ ખસેડવા માંગતાં હતાં. પણ, દાદીમા તો માત્ર રો રો જ કરતાં હતાં, ને બર્ટીમામાની વહુના નસીબનો વાંક કાઢતાં હતાં. બર્ટીમામા માટે પણ આ સારું તો ન કહેવાય, કારણ કે એમને બે વહુઓ હતી. ને, ખાસ તો એટલા માટે કે એ બે ય એમને ચાહતી હતી. એ પછી હું રસોડામાં ગયો, ને ત્યાં રસોઇયણ કેટિ નોકર છોકરીને આમ કહેતી સંભળાઈ: ' એ તો બા, બર્ટીબાબાના માથામાં પાણી ભરાયું છે ને, એટલે આવા......' ને મને જોયો ને એ બંને જણાં બોલતાં બંધ થઈ ગયાં.

હું બર્ટીમામા પાસે દોડી ગયો. એ તો હજુ સરસ પાંચીકા બનાવવામાં જ મશગૂલ હતા. હું તો બર્ટીમામાની સાવ નજીક બેસી ગયો, ને એમની આંખો ધારીધારીને જોવા લાગ્યો. આંખો ભૂરી ભૂરી હતી, પણ એ આંખોનું કંઈ ઠેકાણું નહોતું. મને વિચાર આવ્યો,

મામા કદાચ જાણતા હશે કે, એન્ડ્રીઅસે ભગવાન જોયા હશે કે નહિ. એટલે, મેં બટ્રીંમામાને પૂછયું. જવાબમાં બટ્રીંમામા માત્ર અર્થ વગરનું કવિતાના રૂપમાં બબડયા: 'બહુ બહુ શેતૂર! દેખીને ગાંડોતૂર!' ને, પછી મોટેથી હસી પડયા. એ પછી એ ઊભા થઈ ગયા. એ બહુ ઊંચા હતા. એ કહે: 'ચાલો, આપણે ગિરજાઘર જઈએ. મારે પ્રાર્થના કરવી છે.' મેં એમનો હાથ ઝાલ્યો, ને બંને ઘરમાં ગયા. મેં બાને કહ્યું: 'બટ્રીંમામાને અને મારે ગિરજાઘ જવું છે.' બાના ચહેરા પર ભય વ્યાપી ગયો, પણ દાદીમા કહે: 'કંઈ વાંધો નહિ. એમને જવા દો.' અમે બહાર નીકળ્યા, ને મામાનો હાથ પકડી એમને અમારા ગામના નાના ગિરજાઘરે બપોરે ત્રણ વાગ્યે હું દોરી ગયો. આ સમયે ભગવાન ભાગ્યે જ દેવળમાં હોય છે. એ વખતે ગિરજાઘરમાં ઘણું અંધારુ હતું, ને બધું ઠંડંઠંડા હતું. ખૂણાઓમાં મીણબત્તીઓ બળતી હતી. મને તો કંઈ ચેન પડતું નહોતું, કારણ કે બટ્રીંમામાએ મારો હાથ બહુ જોરથી પકડયો હતો. આમ તો હું કોઈ દહાડો ય ગિરજાઘરે જતો નથી. કારણ, બાપુજી કહે છે કે, ભગવાન અને પાદરીઓ પ્રત્યે એમને નફરત છે, ને ભગવાન ખરેખર જો હોય તો એ પાદરીઓને ધિક્કારે તો જ એ ભગવાન ખરા. પણ, અમારા ગિરજાઘરમાં મજા તો બહુ પડે છે. કારણ કે, કાન્યૂબ નદીમાં પેલાં બળદનાં ચામડા ધોવાની ફેકટરીવાળા આરા આગળ જેવી દુર્ગંધ મારે છે તેવી દુર્ગંધ અહીં નથી. અહીં તો સરસ સરસ સુગંધ આવે છે. અને, સાધ્વીઓ તો બહુ વહાલી લાગે એવી હોય છે, ને એ બધાં વેદી ઉપર ફૂલો ચડાવે છે. અમે ગિરજાઘરની બરાબર મધ્યમાં ઊભા રહ્યા. પ્રાર્થના કરવા આવનારાઓમાં અમે એકલા જ ત્યાં હતા. ને, બધું શાન્ત હતું. બટ્રીમામા મને કાનમાં કહે: 'અલ્યા, તું ક્યાં ય કોઈ પાદરીને ભાળે છે. મારે આજે કોઈ સાધ્વી સમક્ષ પ્રાર્થના નથી કરવી, પણ પુરુષ પાદરી સમક્ષ પ્રાર્થના કરવી છે.' મને જમણી બાજુના એક ખૂણામાં આવો પાદરી જડયો. એને એક ઝાડ સાથે

બાંધ્યો હતો. એનાં ઘણાં લૂગડાં ખસી ગયાં હતાં, ને એના શરીરમાં ખીલા ભોંકેલા હતા. બટ્રીંમામાએ મારો હાથ ઝટપટ મૂકી દીધો ને ઘૂંટડીએ પડી એની સમક્ષ પ્રાર્થના કરવા લાગ્યા. મને એમની પ્રાર્થનામાં કંઈ સમજ પડી નહિ. મને થતું કે, પેલા સાધુ પણ એમની પ્રાર્થના સમજતા હશે ખરા ? પછી બટ્રીંમામા રોવા લાગ્યા, ખૂબ મોટેથી રોવા લાગ્યા. મને બીક લાગી; કારણ કે, બધું શાંત હતું, ને બાએ કહ્યું હતું કે, બટ્રીમામાનું એક દહાડો ખસી જવાનું છે. પણ, એ બધું ખોટું હતું. બટ્રીંમામા પ્રાર્થનામાંથી ઊભા થયા. એ બહુ શાંત હતા. એમણે મારો હાથ હલાવી મને શાબાશી આપી કે, સારું થયું તે તું મને ગિરજાઘરે લાવ્યો. મેં કહ્યું: 'મામા તમે તો બરાબર છો. છતાં, તમે તમને ગાંડા કેમ કહેવડાવો છો ?' એટલે, એ હસવા લાગ્યા. એટલે મોટેથી હસવા લાગ્યા જેટલે મોટેથી એ પહેલાં રડતા હતા, ને મને ફરી પાછી બીક લાગી. ફરી પાછા એ શાંત થઈ ગયા. અમે ગિરજાઘરની બહાર નીકળી ગયા, અને એ કહે, 'ઊભો રહે, મારે તારા સારૂ કંઈક ખરીદવું છે.' હું એમને જેકબના બાપુજીની ગાંધીની દુકાને લઈ ગયો, ને મેં એમને ખાંડમાંથી બનાવેલી લીલી ગરોળીઓની પેટી ખરીદવાનું કહ્યું. દુકાને જેકબના બાપુજી જ હતા. એમણે મારી સામે મોટી આંખો કરી, પણ માથે હેતનો હાથ ફેરવ્યો નહિ. બટ્રીંમામાએ જેકબના બાપુજી સાથે હસ્તધૂનન કર્યું. એમાં ને એમાં પૈસા આપવાનું અમે ભૂલી ગયા. ને, એમને એમ અમે ઘેર બા અને દાદીમા પાસે આવી ગયા.

પછી, દાદીમા અને બટ્રીંમામા સ્ટેશને ગયાં. અમે એમને મૂકવાં ગયાં. બટ્રીંમામા આવડા મોટા હતા ને દાદીમા આવડાં બધાં નાનાં હતાં, છતાં દાદીમા બટ્રીંમામાનો હાથ ઝાલી એમને દોરતાં હતાં ! બટ્રીંમામા બહુ ફિક્કા હતા. એમણે જ્યારે મારી સાથે હસ્તધૂનન કર્યું ત્યારે મને એમની બહુ ચિંતા થઈ. મને થયું, મામાના માથામાં પાણી કરતાં કંઈ સારી વસ્તુ ભરાય તો કેવું સારું !

આજે અમે જ્યાં ડાન્યૂબ ઊંડી છે પણ ડૂબાય એવું નથી ત્યાં તરવા ગયા હતા. હું મારું માથું પાણીની બહાર રાખતો, કારણ કે રખે બટ્રીમામાની પેઠે કાન વાટે મારા માથામાં પાણી ભરાઈ જાય. એન્ડ્રીઅસ સાથે ફરી અમે દોસ્તી કરી નાંખી છે; ને જેકબ તો મને ગમે છે, કારણ કે એ શાણો છે. અમે થોડા મોડા ગયા હતા. અમે નાગાપૂગા રેતીમાં ગબડયા. અમારા બધામાંથી જેકબનો દેહ જુદો તરી આવતો હતો, કેમકે એના બાપુજી કહેતા'તા કે, આવો જ એને ભગવાન અબ્રાહામ( યહુદીના દેવ )ની સમક્ષ એ આઠ વર્ષનો હતો ત્યારે લઈ જવામાં આવેલો. જેકબના પગ ને હાથ બહુ પાતળા છે. એન્ડ્રીઅસ બહુ રૂપાળો છે. પણ, જ્યારે એ મારી અડોઅડ ગબડવા લાગ્યો ત્યારે મેં કહ્યું: 'ના ભાઈ, મને આ નથી ગમતું.' મારી રસોઈયણ કેટિએ શિખામણની એક વાત મને કહેલી કે, આપણે છોકરીઓને જ ચાહવી જોઈએ, ને અડોઅડ તો છોકરીઓને જ ઊભી રાખવી, છોકરાઓને નહિ. એટલે, એન્ડ્રીઅસ પેટ પર આળોટવા લાગ્યો, ને એના ફૂલા મારી સમક્ષ કર્યા. બળ્યા એના ફૂલા! ફૂલા તો કદરૂપા હોય છે. મારી બા એવું કહેતી'તી કે, ફૂલા કદરૂપા હોય છે, ને દાક્તર કહે ત્યારે માત્ર દાક્તરને જ એ બતાવાય. આ વાત મેં એન્ડ્રીઅસને કરી એટલે એ હસ્યો. ને, એનું જૂઠાણું ચલાવ્યું. અને, એ મોટો કવિ નથી હોતો ત્યારે બીજું કરે છે ય શું? એન્ડ્રીઅસ કહે: 'નાનાં છોકરાંઓને તો ભગવાન આરસપહાણ ને ગુલાબની પાંખડીઓમાંથી ઘડે છે, ને એટલે એમનું અંગેઅંગ રૂપાળું હોય છે. એ તો આપણે આપણા ફૂલા એટલા માટે ઢાંકીએ છીએ, જેથી આપણાં માબાપો આપણું બધું જ રૂપ ન જોઈ જાય; નહિ તો પાછાં એમનાં બાળકનાં રૂપ પાછળ એ ગાંડાં ગાંડાં થઈ જાય.' એટલે, તો હું એને જૂઠણુ કહું છું. કારણ કે, હું જાણું છું કે બાળકોને તો માતાઓ બનાવે છે, ને ધોબણનો છોકરો રલેઝાક એના જન્મ સાથે જ બહાર આવેલા નારડાના દોરાને પેલે દિવસે મારી કને લાવ્યો

હતો. એને એ એક કબાટમાંથી જડચો હતો, ને કપડામાં લપેટેલો હતો. ને, એ તપખીરિયા રંગનો ને બિહામણો હતો. જેકબ કહે, ' આપણે તો ભાઈ આ બધી લપછપમાં ન ઊતરવું. મારા બાપુજી તો કહે છે કે, તમારે છોકરાઓએ તો શાંતિથી ટિકિટો એકઠી કરવી, ને એ રીતે દુનિયાનો નકશો શીખવો.'

પણ, મેં હજી યે એન્ડ્રીઅસને જૂઠો કહ્યો. કારણ કે, મેં મારા કૂતરા રૅાકાને એની કૂતરી સાથે બચ્ચાં પેદા કરતો જોયો. અને, મારી રસોઈયણ કેટિએ એ વાત પર મારું ધ્યાન ખેંચેલું. એન્ડ્રીઅસે કશો જવાબ આપ્યો નહિ. એ તો ઘાસનાં ફૂલો સૂંઘવા લાગ્યો. એ કહે: ' ભાઈ, તમારી વાત તમારી કને. પણ, મને તો સ્વપ્નું આવ્યું'તું કે, બાળકોને તો આરસપહાણ અને ગુલાબની પાંખડીઓમાંથી ભગવાન ઘડે છે.' હવે મને ખબર પડી કે, એ ફરીથી જૂઠું બોલતો હતો. કારણ, મને પણ એવું સ્વપ્નું આવ્યું હતું કે, બર્ટીમામા પાછા આવ્યા, ને મેં મારી નાની કુહાડી વડે મેં એમના માથામાં કાણું પાડયું. પરિણામે, એમના માથાનું બધું પાણી પૂરની માફક વહી ગયું, ને એ પૂરમાં અમારા પ્રન્ક સાહેબ તણાઈ ગયા ! પણ આ બધું ખોટું હતું; કારણ, સવારમાં જ મેં પ્રન્ક સાહેબને જીવતાજાગતા જોયા, ને એ અમને ઇતિહાસ શીખવતા હતા. એન્ડ્રીઅસને ઉતારી પાડવામાં જેકબને હું મારા પક્ષમાં લેવા મથતો, પણ એને તો એ ભલો ને એની ટિકિટો ભલી.

એટલે, સુગંધી વગરનાં ઘાસનાં ફૂલોને સૂંઘતાં એન્ડ્રીઅસને મેં ચીડવ્યો: ' હા, બોલ, તું બધું જાણે છે ત્યારે કહે, આકાશના તારા એ શું છે ?' એ કહે: ' હું એ ય જાણું છું. પણ, એ શું છે એ કહેવાના મારી પાસે શબ્દો નથી.' પછી મેં કહ્યું: ' ત્યારે બોલ ચંદ્ર શું છે ?' એન્ડ્રીઅસે કહ્યું: ' ચંદ્ર તો પોતાની ખોવાયેલી દુનિયાને શોધતી એક ફિક્કા ચહેરાવાળી સ્ત્રી છે.' એના આવા

કથનથી મને ભય થયો. જેવા બર્ટીમામા ગિરજાઘરમાં મોટેથી રડ્યા હતા ત્યારે થયો હતો તેવો. મને થયું કે, એન્ડ્રીઅસના મગજમાં ય પાણી ભરાયું છે કે શું? કારણ, હું ય અંધારામાં ભૂતડાંઓને જોઉં છું, પણ મારી બા કહે છે કે એ તો બધો આભાસ માત્ર છે. પછી મેં કહ્યું: 'બોલ ત્યારે સૂર્ય શું છે?' એન્ડ્રીઅસ માથું ઊંચું કરીને કહે: 'સૂર્ય એ ક્રોધથી સળગતી જ્વાળા છે, જે બધાને ભરખી જાય છે. પૃથ્વી એનાથી બી બીને એનાથી આઘી નાસતી ફરે છે.' જેકબ અને હું બંને જણ બીના. હવે અંધારું થયું હતું. જેકબ કહે: 'હવે એન્ડ્રીઅસને આપણે વધુ સવાલો ન પૂછવા. કારણ કે, એ કદાચ પ્રભુનો પેગંબર હોય, ને મારા બાપુજી કહેતા'તા કે, પેગંબર શાંત હોય ત્યારે જ આપણે સુખે રહી શકીએ.' એટલે, અમે બધા મૂગામૂગા ઘેર આવ્યા.

...આજે મેં રસોઇયણ કેટિને રસોડામાં 'રમ'નો દારૂ પીતાં જોઈ, પણ હું કંઈ બાને કહેવાનો નથી. કારણ, કેટિ મારી દોસ્ત છે, ને હંમેશા મારા સવાલોના જવાબ આપે છે; જ્યારે બા વધારે રૂપાળી છે છતાં કોઈ દહાડો ય મારા સવાલના જવાબ આપતી નથી. ને, બાપુજી તો હંમેશાં ગુસ્સામાં ને ગુસ્સામાં જ હોય છે.

કેટિએ થોડોક 'રમ' દૂધવાળા પેટ્રીને આપ્યો. પેટ્રી અમારી ગાયોની સંભાળ રાખે છે, ને ગાયને શું થયું છે તે ગાયનું છાણ સૂંઘીને કહે છે. આ પછી પેટ્રી કેટિ આગળ એની વહુની ગંદીગંદી વાતો કહેવા માંડ્યો. એટલે, એને કેટિએ ટોકયો: 'પેટ્રી તને શરમ નથી આવતી? નાનાભાઈ ઊભા હોય ને આપણાથી આવી વાતો થાય ખરી?' પછી મને યાદ આવ્યું કે, આજ તો લોલાનો જન્મદિવસ છે, ને એણે મને એના ઘેર જવાનું ને જન્મદિનના નાસ્તાપાણીનું નિમંત્રણ દીધું છે. મોડું થયું હતું ને હવે મેં જમી પણ લીધું હતું, ને હવે મારા સૂવાનો વખત પણ થયો હતો, એટલે મેં બાની કંઈ રજાબજા લીધી

નહિ. મેં કેટિને કહ્યું: 'હું પાછો આવું ત્યારે તું તારા રસોડાનું બારણું ઉઘાડજે.' આમ કહીને હું બગીચામાં ગયો. લોલાને ગમતાં થોડાંક સફેદ ને ગુલાબી ગુલાબનાં ફૂલો ચૂંટી લોલાને ઘેર દોડી ગયો. કારણ, હું ધારું છું કે, લોલાને હું ચાહું છું, ને જો લોલા આવી ને આવી હું મોટો થઉં ત્યાંસુધી રહે તો એને પરણવાનું મને મન છે. આમ તો લોલા બહુ મોટી છોકરી છે, અને જ્યારે એ મને બચી કરે છે ત્યારે એના વાળમાંથી સુગંધીદાર તેલની સરસ સુગંધ આવે છે. એને મોટું ઘર છે. ઘરને લગતો મોટો બગીચો છે, જેમાં ઝરણું આરપાર વહે છે. અને, કેટલા ય મોટા મોટા છોકરાઓ એની જોડે બેસીને સરસ સૂર છેડતો પિયાનો વગાડે છે. જ્યારે હું ગયો ત્યારે એ પિયાનો વગાડતી હતી. તરત એણે વગાડવું બંધ કર્યું, ને મને કેટલી યે બચીઓ કરી. આ વખતે પણ એના વાળમાં સુગંધીદાર તેલની સુગંધ આવતી હતી. બહુ જણા હતા, ને એ બધા માંસપોળીઓ( sandwich ) ઉડાવતા હતા. લોલાએ લાંબો સફેદ પોષાક પહેર્યો હતો. એના બાવડાં ઉપર પફપાવડર કરેલો હતો. આ જ એનો સ્વાભાવિક પોષાક હતો. જો કે બધા હસતા હતા છતાં મને વહાલા વહાલા લાગતા હતા, ને લોલાની સાથે પિયાનો વગાડતા એક જાડા માણસે તો મારા ગાલે ચૂંટીઓ ખણી. મેં એને કહ્યું: 'જાવ, મને આવું નથી ગમતું. તમે તો મૂરખા છો, મૂરખા!' મને ખાસ ચીડ તો એના ઉપર એટલા માટે ચડી હતી કે, જ્યારે લોલા પિયાનો વગાડતી હતી ત્યારે એ એના ગળે ટેકો દઈને એની પાછળ ઊભો રહેતો હતો, ને મને લોલા બહુ ગમતી હતી. લોલાએ જોયું કે, હું ગુસ્સે થઈ ગયો છું, એટલે એણે કહ્યું: 'ચાલ ભાઈ, આપણે બે એકલાં બગીચામાં જઈએ. પછી, અમે બગીચામાં દોડી ગયાં. જઈને ચેરીના એક ઝાડ હેઠળ ઘાસ ઉપર બેઠાં. મેં મારું માથું લોલાની સફેદ ગરદન પર ઢાળી દીધું. મેં લોલાના ગળે બચી પણ લીધી. એટલે, લોલા કહે: 'ભાઈ, આવું તારાથી ન થાય.' પછી લોલાના

ચહેરા પર દિલગીરી છવાઈ ગઈ, ને ચંદ્ર સામું જોઈને એણે નિસાસો નાંખ્યો. એણે મને કહ્યું: 'તું ચંદ્ર જુએ છે?' મેં કહ્યું, 'હા, હું ચંદ્રને જોઉં છું સ્તો! એ તો પોતાની ખોવાયેલી દુનિયાને શોધતી એક ફિક્કા ચહેરાવાળી સ્ત્રી છે.' પછી, હું શરમાઈ ગયો, કારણ કે આ વાત મેં પેલા જૂઠણુ એન્ડ્રીઅસ પાસેથી સાંભળી હતી. લોલાના લક્ષમાં કંઈ આવ્યું નહિ. મારા ગાલે એણે બચીઓ કરી, ને કહ્યું: 'કેવા સુંદર તારા ગાલ છે, નહિ? બીજું કંઈ આવું સુંદર હશે, કહે જોઈએ?' મેં કહ્યું: 'હા, સૂર્ય ગુસ્સાથી લાલચોળ થયેલી જ્વાળા છે, જેનાથી ડરીને પૃથ્વી આઘી ને આઘી ભાગે છે.' મને ફરી પાછો શરમ આવી, કારણ આ વાત પણ મેં પેલા જૂઠણુ એન્ડ્રીઅસ પાસેથી સાંભળી હતી. પણ, લોલાએ ફરી મને ચૂમ્યો, અને કહ્યું: 'બાળકો કેવાં કાવ્યમય હોય છે!' મને લાગ્યું કે, જે જરા યે કાવ્યમય નહોતો તે જાડા માણસનો એ વિચાર કરતી હતી! એણે મને કહ્યું: 'તારે આવી આવી કંઈ કવિતાવાળી વાતો કહેવાની હોય ત્યારે તારે મારી કને દોડી આવવું. બદલામાં હું તને ચૂમીશ.' એટલે, અમે બગીચામાંથી જ જુદાં પડયાં. હું એના ઘરમાં પાછો ન ગયો, કારણ કે મને પેલો જાડો માણસ ગમતો નહોતો. પણ, લોલા તો પાછી એના ઘેર ગઈ, ને હું મારા ઘર ભણી ચાલી નીકળ્યો. ખુશ ખુશ થતો થતો ઘેર આવ્યો, ને રસ્તામાં હું આકાશમાં ઊગેલા તારાઓ શું હશે એનો વિચાર કરતો હતો. ત્યાં તો મારો બધો આનંદ ભુલાઈ ગયો. રસોડામાં જ મારા બાપુજી મારી રાહ જોતા ઊભા હતા! એ તાડૂક્યા: 'સાળા, રાત્રે ક્યાં રખડવા ગયો હતો? રાત્રે ક્યાં ય કહ્યા વિના જઈશ તો તારાં હાડકાં જ ભાંગી નાંખીશ!' ને, કહ્યા પ્રમાણે એ મને મારવા પણ માંડયા. ત્યાં તો બા વચ્ચમાં પડી, 'શું છોકરા તરફ આવા કઠોર થતા હશો?' એમ કહી મને છોડાવ્યો. એ બંને અંદરઅંદર વઢવા લાગ્યાં. એ દરમિયાન હું મારા ખંડમાં ઉતાવળે પગલે દોડી ગયો. મને એવું ખોટું લાગ્યું!

મને થયું: 'કોઈનોય માર હું ખાવાનો નથી. આ તો બા કહેતી'તી કે, બાપુજીને સામું ન મરાય. નહિતર, એમનેય તે...' હું પથારીમાં પડયા ભેગો સૂઈ ગયો. એ રાત્રે મને લોલાનું સ્વપ્નું આવ્યું. પણ, એ કંઈ સાચું નહોતું, કારણ કે સવારે ઊઠયો ત્યારે તો એ સ્વપ્નું હું સાવ ભૂલી ગયો હતો.

...આજે સ્લેઝાક નિશાળે મોડો આવ્યો હતો, કારણ કે એની બાએ એના એક બચૂડા ભાઈને જન્મ આપ્યો હતો. આ વાતથી અમને બધાને નવાઈ ઊપજી, કારણ કે સ્લેઝાકના બાપુજી તો હમણાં ગુજરી ગયા હતા. પણ, આ બાબત અમે કોઈને કશો સવાલ કર્યો નહિ; કારણ કે ફ્રેન્ક સાહેબે આજ અમને અમારા ઇતિહાસની ઘણી વાતો કહી. એમણે કહ્યું: 'આપણે હંગરીવાસીઓ આજથી હજાર વર્ષ પહેલાં બીજે કોઈ સ્થળે રહેતા હતા. આપણી વસ્તી ત્યાં જોતજોતામાં ખૂબ વધી ગઈ. એટલે આપણે ત્યાં સંકડાશ અનુભવવા લાગ્યા, અને વસવાટ માટે નવું સ્થળ શોધવાની આપણને ફરજ પડી. છેવટે, અત્યારે આપણો જે આ હંગરી દેશ કહેવાય છે ત્યાં આવીને વસ્યા. અહીં જે લોકો પહેલાં રહેતા હતા તેમને આપણે યુદ્ધમાં હરાવી કાઢયા, કારણ કે આપણે બધાં જ યુદ્ધો જીતવા ટેવાયેલા હતા. આ હંગરી દેશ સુધી આવવું કંઈ સહેલું નહોતું. કારણ, આપણે જ્યાં વસ્તી વધારી ત્યાંથી એ ઘણે દૂર હતો. એ તો આપણા યુદ્ધ–દેવતાએ આપણા સારુ એક પક્ષી મોકલ્યું, ને એ આપણી કૂચમાં સૌથી મોખરે ઊડયું, અને હંગરી દેશ બતાવી એ આપણા યુદ્ધ–દેવતા પાસે પાછું ચાલ્યું ગયું.' અમે બધા ફ્રેન્ક સાહેબની વાત એકકાને અને બહુ રસથી સાંભળતા હતા. ફ્રેન્ક સાહેબે આગળ ચલાવ્યું: 'આમ આપણે આ હંગરી દેશમાં હજારેક વર્ષથી છીએ. આપણે ઘણી કીર્તિ મેળવી છે. આપણા દુશ્મનોના ભેગા તૂર્ક લોકો પણ ભળ્યા હતા. એમની સામે પણ આપણે લડવું પડેલું. પણ, તમે એ તૂર્કો વિશે બહુ શીખ્યા નથી. આપણને એ

લોકો સાથેના યુદ્ધમાં ખૂબ ખુવારી સહન કરવી પડી છે. કારણ કે, આપણે ખોબા જેટલા હતા, ને આપણા દુશ્મનો ઘણા હતા.'

અમે બધા અમારા દેશ માટે બહુ ગર્વ અનુભવવા લાગ્યા. એટલામાં જેકબ ઊભો થયો, ને પ્રન્ક સાહેબને પૂછ્યું: 'સાહેબ, આપણે આટલા બધા દુશ્મનો કેમ હતા?' પ્રન્ક સાહેબ બહુ જાણે છે, ને એમને કપાળમાં મોટો તલ છે; પણ, જેકબ હોશિયાર છે. પ્રન્ક સાહેબે જરાક વાર વિચાર કરીને કહ્યું: 'ભગવાનની સાહેબટોપી પર આપણે ફૂલોનું છોગું છીએ. એટલે આપણા પાડોશીઓ આપણી પર ઝેરે બળે છે.' પછી, અમે બધા ઊભા થયા, રાષ્ટ્રગીત ગાયું, ને ભીંતે લટકતા અમારા રાજા ફ્રાન્સિસ જોસેફે એ સાંભળ્યું, ને અમે બધા હવે દેશ મૂકીને બીજે ક્યાં જવાના હતા, માટે અમે તો અહીં જ મરી ફીટીશું એવી જે પ્રતિજ્ઞા અમે લીધી તે પણ એમણે સાંભળી. પછી, પ્રન્ક સાહેબે અમને અમારા હાથ ધોવાની ને અમારો માખણ ને પાઉંનો નાસ્તો કરવાની અડધો કલાકની છુટ્ટી આપી. અમે મોં ઊતરી ગયેલા સ્લેઝાકની આસપાસ ટોળે વળ્યા. એ નિરાશ હતો, કારણ કે હવે એની બા એક મહિના સુધી કપડાં ધોઈ શકશે નહિ. એ લોક ગરીબ હતાં, એટલે ઘરમાં આ નવા છોકરાનું શી રીતે પૂરું થશે? અધૂરામાં પૂરું એના બાપુજીને કો'ક માથામાં 'રમ'ની બાટલી મારી મારી નાંખ્યા હતા. સ્લેઝાકે કહ્યું: 'એ તો દૂધવાળા પેટિએ મારી બાને ચડાવી. પણ, જો જો ને હું બંદૂક લઈને એને ગોળીએ ના ઉડાડું તો!' પછી, એન્ડ્રીઅસે મારી બાંય પકડી મને ખેંચ્યો, ને મને કાનમાં કહ્યું: 'આપણે બધાએ સ્લેઝાક સારુ ફાળો એકઠો કરવો જોઈએ, કારણ એ ગરીબ છે.' અમે બધા વિખરાયા, ને એ ફાળાનો વિચાર કરવા લાગ્યા. અમે બધાએ અમારા એક અઠવાડિયાના વાપર-વાના બધા પૈસા એને આપી દેવાનું, ને અમારા માબાપો પણ એને કંઈક આપે એ સારુ એમને કહેવાનું વચન આપ્યું. સ્લેઝાકને પ્રન્ક

સાહેબે શિક્ષકખંડમાં બોલાવ્યો હતો, એટલે એ ત્યાં ગયો. એ રોતો રોતો પાછો આવ્યો. પ્રન્ક સાહેબે એને નિશાળમાંથી કાઢી મૂક્યો હતો! અમે બધા પ્રન્ક સાહેબને ધિક્કારવા લાગ્યા, ને એમના કપાળમાં જે કઢંગો તલ હતો એનું નામ દઈ એમને પોકારવા લાગ્યા. જ્યારે પ્રન્ક સાહેબ ઇતિહાસ શીખવવા આવ્યા ત્યારે અમે બધા ઊભા થઈ ગયા. જેકબ અમારા સૌની વતી આગળ ચાલ્યો, ને વર્ગ વતી એણે એમને કહ્યું: 'સાહેબ, તમે સ્લેંઝાકને પાછો નિશાળમાં લઈ લો. એ નિર્દોષ છે. એણે દૂધવાળા પેટિને કશી ગાળો દીધી નથી.' પ્રન્ક સાહેબ બહુ ગુસ્સે થઈ ગયા, ને જેકબને પોતાની જગ્યાએ બેસી જવાની સૂચના કરી. એમણે કહ્યું: 'તમે બધા આવી બાબતોમાં કશું ન સમજો. સ્લેંઝાક ખરાબ સોબતે ચડી ગયો છે, ને એ ગંદો છોકરો છે.' પછી એમણે અમારા ભવ્ય ભૂતકાળ વિશે, અમારા દુશ્મનોને અમે કેવી રીતે જીત્યા એ વિશે અને અમારા રાજાઓએ અમને કેવી સહાય આપી એ વિશે વાતો કહી. પણ, એ બધી વાતોમાં અમારું ચિત્ત ચોંટયું નહિ. કારણ કે, અમને બધાને એ દરમિયાન સ્લેંઝાકના જ વિચારો આવ્યા કરતા હતા. જ્યારે વર્ગ પૂરો થયો ત્યારે પ્રન્ક સાહેબે જોયું કે, વિદ્યાર્થીઓ બધા ચીડાઈ ગયા છે એટલે એમણે જતાં જતાં કહ્યું: 'હું સ્લેંઝાકની બાબતમાં હેડમાસ્તર સાહેબને વાત કરીશ.' અમે બધા આનંદમાં આવી ગયા, ને અમારા ભવ્ય ભૂતકાળમાં ફરી ગર્વ ધરાવવા લાગ્યા.

...આજે શુક્રવારની સાંજ થઈ છે, ને મને એ વખતે જેકબના ઘરે જવાની ને એના ત્યાં જમવાની રજા મળી છે, કારણ કે મેં જેકબને કેટલીક જૂની ટિકિટો એમ ને એમ આપી છે, ને એ મારા આભાર હેઠળ છે. જેકબનો ખંડ બહુ હૂંફાળો હતો, ને અમે બધાએ અમારી સાહેબટોપીઓ પહેરેલી જ રાખી હતી, કારણ કે જેકબના ભગવાનને એવું ગમે છે, એટલું જ નહિ, અમે તેરથી વધારે હતા, કારણ કે એટલા માણસની હાજરી વગર જેકબના ભગવાન

પધારતા નથી. જેકબના બાપુજી બહુ સ્વચ્છ હતા, એમણે ધોળો ઝભ્ભો પહેર્યો હતો. તે મોટેથી પ્રાર્થના કરવા લાગ્યા, ને અમે બધા તે ગણગણવા લાગ્યા. પછી, અમે બધાએ જેમાં ગઠ્ઠા બહુ આવતા હતા એવો સૂપ (માંસનો સેરવો) ખાધો, ને એ પછી અમને અંદર મસાલા ભરેલી બાફેલી હંસલીનું માંસ પીરસવામાં આવ્યું. જેકબના સગાંઓ ત્યાં હાજર હતાં. એ બધાને દાઢી હતી, ને સ્ત્રીઓ તો માત્ર જાડી જાડી હતી. જેકબની બા નથી, પણ એની માશી એમને રાંધી ખવરાવે છે. એમનું નામ હન્ના. હન્નામાશીમાં બહુ બુદ્ધિ નથી, પણ એ રાંધે છે સરસ. જેકબ કહે છે, યહૂદી લોકો ઘણુંખરું હોશિયાર હોય છે, પણ જો હોશિયાર ન હોય તો પછી એ ગધેડા જ હોય છે. અત્યારે બહુ ગરમી હતી, ને અમે બહુ ખુશ નહોતા; કારણ, જેકબના ભગવાન છેક પેલેસ્ટાઈનમાં રહે છે, ને અમારા ગામની ટૂંકી મુલાકાતે કોક જ વાર આવે છે. પછી, જેકબને મેં કહ્યું: ‘ ચાલો, આપણે મારા બગીચામાં જઈએ, ને ઝાડ ઉપરથી ફળો ખાઈએ. ’

અમે મારા ઘેર આવ્યા. અમારાં ઘર કંઈ બહુ આઘે આઘે નથી, કારણ, અમારું ગામ છે તો આવડું. એ દિવસે જેકબ ઉદાસ હતો; કારણ, એ શુક્રવારનો દિવસ હતો, ને એ દિવસે એને એની ગુજરી ગયેલી બા સાંભરે છે. એનું મન ખુશીમાં આણવા મેં એને વાતો કહી. મેં કહ્યું: ‘ જેકબ, તું જાણે છે ? ઓસ્ટ્રિયાના ગામડિયા લોકો નિસરણીઓ આડી પકડે છે, ને આડી નિસરણી પકડીને જ એ લોકો જંગલમાં રસ્તો કરવા જંગલનાં ઝાડ પાડે છે. ’ પણ, જેકબ હજુ ય ઉદાસ હતો. મેં ઉપર તારાઓ સામે જોયું, ને જેકબને પૂછયું: ‘ હજુ પેલા જૂઠણ એન્ડ્રીઅસે તારાઓનો કંઈ અર્થ શોધી કાઢયો છે કે નહિ ? ’ પછી, મેં જેકબને લોલાની વાત કરી, ને કહ્યું કે જો લોલા હું મોટો થાઉં ત્યાં સુધી આવડી ને આવડી રહે તો હું એની સાથે પરણવાનો છું. જેકબ આખું આખું હસતાં કહે: ‘ મોટો થઈશ ત્યારે જોજે ને, તું જ એને ભૂલી જવાનો.’ જેકબ બહુ શાણો છે એ હું

જાણું છું, પણ અત્યારે એ જે કહેતો હતો તે હું માનતો નથી. પણ, જ્યારે અમે બગીચામાં આવી પહોંચ્યા ત્યારે અમે જોયું કે, અમારાથી ફળો ખવાશે નહિ. કારણ, અમે કેટિને શેતૂરના ઝાડ હેઠળ રડતી જોઈ. બાપુજી બહાર આવ્યા, ને એને કહ્યું, 'ચાલી જા અહીંથી! તું દૂધવાળા પેટીને છરી મારવાની હતી ને? એ સ્લેઝાકની મા સાથે બદચાલ રમ્યો હતો, અને હવે તારી સાથે બદચાલ કરવા આવ્યો હતો એમ? શું પેટીને એની બૈરી નથી?'

એટલામાં બા આવી પહોંચી. એ બહુ દયાળુ છે. એણે કેટિના ગાલે હાથ ફેરવ્યો, એને રહેવાનું કહ્યું, ને બાપુજીને એણે ઘરમાં મોકલ્યા. એટલામાં પોલિસ આવી પહોંચ્યો, કારણ કેટિએ પેટીને છરીથી થોડીક ઈજા પહોંચાડી હતી. પોલિસ કેટિને લેવા આવ્યો હતો. બાપુજી 'કશું નથી, કશું નથી' કહી વચમાં પડયા. પોલિસને એમણે સિગારેટ પીવડાવી. એટલામાં, પેટી આવી પહોંચ્યો. એના માથે પાટો બાંધેલો હતો. એ કહેઃ 'આ તો બધું અણસમજણમાં થયેલું છે.' આમ કેટિ અમારે ત્યાં રહી, પણ હવે દૂધ અમારે પેટી કનેથી નહિ પણ બીજા કો'ક કનેથી લેવાનું નક્કી થયું. બાપુજીએ પેટીને કહ્યુંઃ 'જો મારા ઘરમાં ફરી પગ મૂકયો તો તારા હાડકાં ખોખરાં કરી નાંખીશ, સમજ્યો!' બા વચમાં પડી કહેઃ 'મૂઆ તમે! થોડી દયા બધા તો રાખો!' એમ કહીને બાપુજીને ઘરમાં મોકલ્યા. પછી, કેટિ રોતી રોતી સૂવા ગઈ. પેટી ને પોલિસ રસ્તે પડયા, ને જેકબને હું બગીચાના દરવાજે લઈ ગયો, કારણ કે હવે મોડું થઈ ગયું હતું. જેકબે કહ્યુંઃ 'આપણે કશી ખટપટમાં ન ઊતરતાં શાંતિથી આપણે તો આપણું ટિકિટસંગ્રહનું કામ કરવું સારું' જેકબ ખરેખર બહુ શાણો છે. એણે કહ્યુંઃ 'મારા બાપુજી કહેતા'તા કે, પ્રેમ એ બહુ બૂરી ચીજ છે.'

આજે જ્યારે અમે જમવા બેઠા ત્યારે બાપુજીને સ્લેઝાક સારુ નિશાળમાં જે ફંડ ઉઘરાવાતું હતું તેમાં થોડાક પૈસા આપવા મેં કહ્યું. બાપુજી કહેઃ 'એવા પૈસા કંઈ નાંખી દેવાના નથી.' હું નિરાશ

થયો. મારી બાએ બાપુજીને કહ્યું: 'છોકરા પર આવા કઠોર શું થતા હશો?' પછી, બંનેએ કજીયો કર્યો. જ્યારે અમે બે માદીકરો શેતૂરના ઝાડ હેઠળ એકલાં પડયાં ત્યારે બાએ મને કહ્યું: 'હું તને પૈસા આપીશ. પણ, તારે તારા બાપુજીને આમ પજવવા ના જોઈએ.' મેં કહ્યું: 'બા, હું તો એમને કંઈ પજવતો નથી. એ જ મારી જોડે બેસીને કોઈ દહાડો વાત કરતા નથી.' બા કહે, 'તું જાણે છે ને ભાઈ, કે તારા બાપુજી આપણા માટે કેટલી મજૂરી કરે છે, ને દિવસને અંતે એ થાકી જાય છે. એમને તો આપણે શાણી શાણી વાતો કરી આનંદમાં રાખવા જોઈએ. ડાહ્યા છોકરાઓ બાપુજીને કેવા રાજી રાખે છે? બાપુજી તો આપણા માટે જ ભેગું કરે છે ને? જેને માથે બાપ ન હોય એને બહુ દુઃખ પડે છે, બેટા.' આ વાત પૂરી થતાં મેં બાને પૂછયું: 'હેં બા, ત્યારે તું બાપુજીને જ શું કામ પરણી?'

બા કહે: 'બળ્યા તારા સવાલ! તું તે કંઈ સવાલ પૂછે છે!' આમ કહીને મને એકલો મૂકીને એ ઊઠીને ચાલતી થઈ. બાનો દેહ હૃષ્ટપુષ્ટ છે, ને દેખાવડી છે, પણ મને બાનું મગજ સમજાતું નથી. કદાચ જે હવે બાથી ય વધુ હૃષ્ટપુષ્ટ થઈ છે તેનું મગજ મને કેટલું ય વધારે સમજાય છે. પણ, આમ છતાં બા મને ગમે છે, અને એણે મને સ્લેઝાક સારુ પૈસા પણ આપ્યા. સ્લેઝાક પાછો નિશાળમાં અમારા ભેગો આવી ગયો છે. અને, એણે નાયડાનો દોરો આપ્યો, કારણ કે મેં એના માટે ફંડ ઉઘરાવી દીધું તે એને બહુ ગમ્યું છે. પણ, મને એ બિહામણો દોરો નથી ગમતો. સ્લેઝાક ભારે તોફાની છે. આજે ય એણે જેકબની દાઢીએ જડબા પર ગુમ્મો માર્યો. એ કહે છે કે, અંગ્રેજ લોકો એકમેકને આમ મારવાથી જ મજબૂત થયા છે, ને થાય છે. જેકબને આવી મારામારીની રમત નથી ગમતી. એ કહે છે, મારા બાપુજીને આવું પસંદ નથી.

સ્લેઝાક આજે આનંદમાં છે, કારણ કે એનો બચૂડો ભાઈ

ગઈ કાલે ગુજરી ગયો, ને હવે પાછો એ એની બાનો એકનો એક નબાપો છોકરો બની ગયો છે. એણે અમને એના ભાઈને જોવાનું નિમંત્રણ આપ્યું, કારણ કે હજુ એના ભાઈના દેહને નાહવાના ટબ ઉપર કફનથી વીંટાળેલો છે, ને એની પડખે મિણબત્તીઓ બળે છે. સાંજે અમે બધા—જેકબ, એન્ડ્રીઅસ અને રોકા અને હું—સ્લેઝાકના ભાઈને જોવા ગયા. રોકાને બહાર વરંડામાં ઊભા રહેવું પડયું. સ્લેઝાકનો ભાઈ નાના સફેદ કફનમાં વીંટાળેલો હતો, ને સ્લેઝાકનાં બા જેમને નાનાં છોકરાં ઉછેરવાનાં નથા હોતાં ત્યારે જે અમારાં ધોબણ હોય છે તેમણે જે જે એમનાં સગાવહાલામાંથી એમને જોવા આવ્યાં હતાં તેમને 'રમ' આપ્યો. એ તો 'રમ' અમને ય આપવા માંગતાં હતાં, પણ અમે એની ના પાડી. અમે તો મિણબત્તીઓ સામું મૂગા મૂગા જોઈ રહ્યા. જેકબ ઉદાસ હતો, કારણ કે શુક્રવારની માફક એને આજે ય એની સામે પડેલું મૂડદું જોઈને એનાં ગુજરી ગયેલી બા સાંભરી આવી હતી. એન્ડ્રીઅસ બહુ ફિક્કો પડી ગયો, ને એ કંઈક બબડયો. પણ, મને એની કંઈ સમજ પડી નહિ. પછી, અમે બધાએ વારાફરતી ઉધરસ ખાધી, કારણ કે અમે હવે જવા માગતા હતા. સ્લેઝાકની બાએ અમારા બધાનો આભાર માનતાં કહ્યું: 'તમે મારા સ્લેઝાક સારુ પૈસા એકઠા કર્યા એ માટે તમારો ગુણ માનું છું. તમે મારા સ્લેઝાકની સંભાળ રાખજો. એ તોફાની તો છે, પણ સાથે મૂરખો પણ છે.' પછી, એ રડયાં, ને એમના ગાલ ગુલાબી સફરજન જેવા રતૂમડા થઈ ગયા. જ્યારે એમણે હાથ વડે આંસુ લૂછયાં ત્યારે એમના હાથ મારા જોવામાં આવ્યા. એમના નિત્યના ધોવાના કામથી એમના હાથ લાલચટક થઈ ગયા હતા. અમે ફરીથી ઉધરસ ખાધી, નાક સાફ કર્યાં. પછી અમે બહાર આવ્યા આંગણું સ્વચ્છ નહોતું. ને, રોકા ત્યાં પડેલા કચરામાંથી એક હાડકું શોધી કાઢીને ચાટતો હતો. અમે એ હાડકું એની પાસેથી ઝૂંટવી ફેંકી દીધું. સ્લેઝાક તો કમાડ ઝાલીને, જમીન તરફ જોતો

અન્યમનસ્કની જેમ ઊભો હતો. આ વખતે, એની ટેવ મુજબ, જોકઅને મજબૂત કરવા એણે એને જડબા પર ઠોંસો માર્યો નહિ.

...આજે અમે બહુ ઉશ્કેરાઈ ગયા છીએ, કારણ કે મારી લિયોનીમાશી અમારે ઘેર આવ્યાં છે. એ મારી બાની બેન થાય. વિયેનામાં રહેતા કોઈ ઑસ્ટ્રિયાવાસી જોડે એ પરણ્યાં હતાં. જ્યારે ઑસ્ટ્રિયા પર હકૂમત ચલાવવા અમારા રાજા ફ્રાન્સિસ જોસેફ જાય છે ત્યારે તે પણ આ વિયેનામાં જ રહે છે. લિયોનીમાશીને પરણ્યે ઘણો વખત થયો, હવે તો એમને બાળકો પણ છે, ને એમાંના એક બાળક પેમ્પરલને એમની સાથે લાવ્યાં છે. પેમ્પરલની બોલી વિચિત્ર છે, ને એ ઑસ્ટ્રિયાવાસી છે. વિયેનાના રહેવાસીઓ ઑસ્ટ્રિયાવાસીઓ જ કહેવાય ને? પેપીમાસાને લિયોનીમાશી એટલા માટે પરણેલાં કે એ દેખાવડા હતા, ને વિયેના જે ખરેખર સુંદર શહેર છે તેના વિશે સુંદર ગીતો ગાતા હતા, ને એ બહુ ગમ્મતી હતા. એ સિવાય માશીબાના મનમાં હતું કે, પેપીમાસા હવે લગભગ બેન્કના મેનેજરની પદવીએ પહોંચી ગયા છે. પણ, એમને તો વેપાર અર્થે બહાર રખડવાનું પુષ્કળ હતું. માશીબાને સુવાવડ હોય ત્યારે પણ માસા બહારગામ ને બહારગામ રખડતા ફરતા. એટલે, અમે બધા જઈને શેતૂરના ઝાડ હેઠળ બેઠાં, ને માશીએ એમનું દુઃખ સંભારી રોવા માંડયું. બાપુજી કહે : ‘ત્યારે શું ઝખ મારવા પેપીને પરણી'તી? હવે તું ચાર છોકરાંની મા થઈ. હવે રખડતી ફરે એ શોભતું હશે? તું તારે પેપી પાસે જતી રહે.’ મારી બા કહેઃ ‘મારી બેનને એવું નથી કહેવાનું વળી!’ બાપુજી ઊઠીને ચાલતા થયા, ને અમે બધાં એકલાં પડયાં.

જ્યારે બાએ લિયોનીમાશીને પૂછ્યું કે, હવે તારે શું કરવું છે, ત્યારે લિયોનીમાશી કહે : ‘અત્યારે તો છોકરાઓને ફરવા મોકલો. ને, હાથ ઝાલીને હું પેમ્પરલને ફરવા લઈ ગયો. પેમ્પરલનો હાથ

બહુ સુંવાળો છે. અમે બહાર ફરવા નીકળી પડયા. ફિક્કા ચહેરાવાળો ને લેસના કૉલર પહેરેલો પેમ્પરલ એની બોલીમાં મારી જોડે વાતોએ વળગ્યો. એ એવું વિચિત્ર બોલતો હતો! એની બોલી મને માંડ પૂરી સમજાતી. અમે નદીએ ગયા. હું પેમ્પરલને નદીના બંધ ઉપરથી દોરી ગયો. અહીં પાણી બહુ જોસમાં હોય છે. એ તો ઠીક છે કે, અત્યારે અમારા રાજા ફ્રાન્સિસ જોસેફ ઓસ્ટ્રિયા ઉપર રાજ્ય કરે છે, એટલે ઓસ્ટ્રિયાવાસીઓ અમારા દોસ્તો છે. નહિતર, મને પેમ્પરલને અહીં આ પાણીમાં હડસેલો મૂકવાનું મન થયું. આટલા બધા દુશ્મનોમાંથી એક આપણો દુશ્મન તો ઓછો થાય! ને, વધારામાં લિયોનીમાશીને બિચારાંને ચાર ને બદલે ત્રણ છોકરાં સાચવવાં પડે એટલે એ પણ કંઈક સુખી થાય. પણ, પેમ્પરલ પાણીનું જોસ જોઈ ચમકયો, ને પાછા વળવાનું કહ્યું. અમે ઘર ભણી પાછા વળ્યા. એટલામાં પેપીમાસા આવી પહોંચ્યા હતા. એમના માથે વાળ નથી, પણ એમની દાઢી સુંદર છે. ને, એમની મૂછો જો કે અમારા રાજા ફ્રાન્સિસ જોસેફ જેવી છે, છતાં અમારા રાજાસાહેબ જેવી ગંભીર નથી. કારણકે પેપીમાસા વારેવારે હસ્યા કરે છે. પેપીમાસા છેક વિયેનાથી માશીની પાછળ પાછળ આવ્યા છે, કારણ કે હવે એમની ભૂલ એમને સમજાય છે, ને હવે એ એમની પ્રેમિકા ગુલ્લશ કે બીરના દારૂ કરતાં માશીને વધુ ચાહે છે. એમણે પેમ્પરલને ઘૂંટણ પર બેસાડયો, એને 'બીર' પાયો, ને વિયેનાની ઘોડાઘાડી વિશેનું જે ગીત બધા વિયેનાવાસીઓ ગાય છે, ને જે અમારા રાજા ફ્રાન્સિસ જોસેફને—જ્યારે એ ઓસ્ટ્રિયાવાસીઓ ઉપર રાજ્ય કરે છે ત્યારે—ગમે છે તે ગાયું. બા ઉદાસ થઈ ગયાં. એમણે લિયોનીમાશીને કાલને કાલે વિયેના જવાનું કહ્યું. પછી, બધાં સૂવા ગયાં. પણ, મને ઊંઘ બહુ થોડી આવી, કારણ પેપીમાસાએ વિયેનાની ગાડી વિશેનું ગીત રાત્રે મોડા સુધી ગાયું હતું.

...આજે સ્લેંઝાકે કસાઈના છોકરાને જડબા પર ચોડી દીધી,

એટલે એણે એને 'છીનાળનો છોકરો' કહ્યો, એટલે સ્લેઝાકે એને ફરીથી જડબા પર માર્યો. 'આવું તને ઇસુ ભગવાને શીખવ્યું છે?' વ. કહીને જેકબ એને વારવા ગયો એટલે એને ય એણે જડબા પર લગાવી દીધો. પણ, સ્લેઝાક કહે, 'હું જેકબને જડબા પર મારું છું, તે એને મારવા ખાતર નહિ, પણ એને મજબૂત બનાવવા.' હું ય વચમાં પડયો, કારણ કે સ્લેઝાક છીનાળનો છોકરો હતો એ વાત સાચી, પણ એને આપણાથી એવું કહેવાય? સ્લેઝાકે ફરી મને નાયડાનો દોરો આપવા માંડયો, પણ મને એ બિહામણો દોરો ગમતો નહોતો. પછી, એણે મને ધાર્મિક છબિઓ આપવા માંડી, જે એને અમારા 'ફાધરે' (ધર્મનો વર્ગ લેતા શિક્ષકે) આપી હતી, કારણ કે એણે ધર્મના વિષયમાં સારા ગુણ મેળવ્યા હતા. ફાધર કહે છે: 'સ્લેઝાક તો ટોળામાંથી વિખૂટું પડેલું ઘેટું છે, જે હવે એ પાછું ટોળામાં આવી ગયું છે!' એક ધાર્મિક છબિ તો બહુ સરસ હતી. એ છબિમાંનાં કુમારી મેરી તો બરાબર લોલા જેવાં જ લાગતાં હતાં; માત્ર લોલાને બાળક નથી. પણ, મેં એ ધાર્મિક છબિ લીધી નહિ; કારણ, મારા બાપુજી કહે છે કે, ભગવાન હોય તો એ એક જ છે, જે પાદરીઓને ધિક્કારે છે. સ્લેઝાક મારા બહુ આભાર તળે રહે છે. કારણ, મેં એના સારુ ફંડ એકઠું કર્યું છે તે એને બહુ ગમ્યું છે. એ મને કહેઃ 'જો હું તને એક ખાનગી વાત કહું. હા, તારે એ કોઈને કહેવાની નહિ, ભાઈ. ખા, સોગન.' એણે મને કહ્યું: 'તને ખબર છે? આપણાં ઢોર ચરવાનું ઘાસનું મેદાન છે ને, ત્યાં એક મકાન એકલુંઅટૂલું ઊભું છે. એને હંમેશાં દિવસે લીલા પડદા પાડેલા હોય છે. કારણ કે, એમાં જે સ્ત્રીઓ રહે છે તે હંમેશાં દિવસે ઊંઘે છે, ને માત્ર રાત્રે જાગે છે. એ બધી યે સ્ત્રીઓ ખૂબ સુંદર હોય છે. કારણ કે, એમણે હાથેપગે ને મોંએ પફપાઉડર કરેલા હોય છે, ને માથામાં સુગંધીદાર તેલો નાંખેલાં હોય છે. અને, એમાંની એકને તો હું ઓળખું

છું પણ ખરો. એનું નામ અમન્ટા. એ અમન્ટાને છબિમાંની કુમારી મેરી જ જોઈ લ્યો ને! માત્ર એને છોકરું નથી. આ સ્ત્રીઓને ત્યાં રાત્રિ દરમિયાન ઘણા પુરુષો આવે છે, પણ એ પુરુષોને છોકરાંની ચાહના હોતી નથી.' મેં ધાર્યું કે, સ્લેઝાક ગપ્પાં મારતો હશે, ને મેં એને એમ કહ્યું પણ. પણ, એ કહે: “મારા સોગન. આ બધું સાચું છે. કારણ, મારી બા એ સ્ત્રીઓનાં કપડાં ધોવા જાય છે. રાત્રે જાગનારી ને દિવસે ઊંઘનારી એ સ્ત્રીઓ બહુ રૂપાળી હોય છે, ને એમના ઘેર અરીસાઓ તો પાર વગરના હોય છે. હું યે એકવાર મારી બાની સાથે એને લૂગડાં ધોવામાં મદદ કરાવવા ગયો હતો. એ વેળાએ મારી બાએ કહ્યું, ‘આડુંઅવળું બહુ જોવું નહિ.' પણ, મેં તો બધું યે જોયા જ કર્યું, જોયા જ કર્યું.” હવે મને યાદ આવ્યું કે, મેં ય, હું ફરવા જતો હતો ત્યારે, એ લીલા પડદાવાળું મેદાનમાં એકલુંઅટૂલું ઊભેલું ઘર આઘેથી જોયું તો હતું સ્તો! પણ, મને શી ખબર કે, એમાં રાત્રે જાગવાવાળી ને દિવસે ઊંઘવાવાળી–વાર્તામાં પરીઓ આવે છે તેવી–સ્ત્રીઓ રહેતી હશે! એટલે, મેં બાને કહ્યું કે, આજ તું જ મારી જોડે ફરવા ચાલ. બા ખુશ ખુશ થઈ ગઈ, કારણ કે હું રોજ તો એન્ડ્રીઅસ ને જેકબ સાથે ફરવા જતો, એ એને ગમતું નહિ. મારે તો લીલા પડદાવાળું મકાન જોવું હતું. ને, ઘાસના મેદાનમાં એ ઘર એકલુંઅટૂલું ઊભેલું અમારી નજરે પડયું પણ ખરું. મેં બાને કહ્યું: ‘બા, પેલું સરસ ઘર તો જો!' પણ, એ તો મોં ખરાબ કરીને કહે: ‘એમાં શું ધૂળ જોવું છે? જોજે એ બાજુ જતો.' મેં કહ્યું: ‘એ તો પરીઓની વાતોમાં આવે છે એવો કોઈ નિદ્રાપરીનો મહેલ લાગે છે ને?' બા કહે: ‘એ તો ગંદુ ઘર છે ગંદુ. જો એની નજીક જાય તો મારા સોગન.' બા તો મોટી મોટી છે, ને રૂપાળી છે; પણ કોઈ દહાડો ય મારા સવાલનો જવાબ આપતી નથી! રસોઈયણ કેટિ બિચારી જ્યારે પૂછીએ ત્યારે જવાબ આપે છે. એટલે, હું રસોડામાં

દોડી ગયો, ને ઘાસના મેદાનમાં એકલા ને અટૂલા ઊભેલા પેલા પરી-ઓના ઘરની વાત એને પૂછી. મને એ પરીઓના ઘરનું કંઈક સ્વપ્નું પણ આવ્યું હતું, પણ મને સવાર પડતાં એ યાદ રહ્યું નથી. પેલો દૂધવાળો પેટી પણ રસોડામાં જ હતો! મારા બાપુજી તો એ ઘરમાં ગરે તો એનાં હાડકાં ભાંગવાના હતા ને! અમારી કેટિ હજુ ય પેટી પર પ્રેમ રાખે છે. પેટીએ મને વગાડવાની સિસોટી આપી, પણ એણે એ વગાડીને એંઠી કરી છે, એટલે હું એ ધોઈને વગા-ડીશ. કેટિ હવે બહુ જાડી થતી જાય છે. એ રોતી જાય છે, છતાં કહેતી જાય છે કે, એ પેટીને ચાહે છે. પેટીની વહુને કમુવાવડ થઈ છે, ને એ એમાંથી ઊઠે એવી આશા નથી, એટલે કેટિ પેટીને પરણવાનાં સ્વપ્નાં સેવે છે. અમે બધાં આનંદમાં હતાં. કેટિએ પેટીને સારી વાનગી ખાવા આપી. પણ, હું પેલા પરીઓના ઘર વિશે કેટિને પૂછવા માગતો હતો. પણ, મનમાં થયું, એ રસોઈયણ કેટિ તે પરીઓ વિશે શું જાણતી હશે? એ તો રાંધી જાણે! એણે કદી ય મને પરીઓની વાતો કહી છે! અને, એને એવી વાતો ક્યાંથી આવડે? જાવ, મારે તો એ પરીઓના ઘર વિશે કોઈને ય કશું પૂછવું નથી! કેમકે સૌ દિવસે જાગે છે, ને રાત્રે ઊંઘે છે; એટલે, દિવસે ઊંઘનારી ને રાત્રે જાગનારી સ્ત્રીઓની કોઈને ય શી ગતાગમ?

...હવે બરાબર ઊનાળો આવી લાગ્યો છે. હવે અમે સરવાળા ને બાદબાકી, ગુણાકાર ને ભાગાકાર બધું શીખી ગયા છીએ. અને, અમારા દુશ્મનો ને અમારા ભવ્ય ભૂતકાળ તેમ જ ઓસ્ટ્રિયાવાસીઓ ઉપર અમે કેટલી કેટલી જીતો મેળવી, છતાં એ લોકો કેવી રીતે અમારા સામા થયા છે તે બધા વિશે ઘણુંખરું જાણતા થઈ ગયા છીએ. અમે કવિતાઓ ઘણી શીખ્યા છીએ, ને મને લાગે છે કે, પિટો-ફીએ ભગવાનની સાહેબટોપી વિશેની કવિતા કરતાં ય સારી સારી બહુ કવિતાઓ લખી છે, ને એમાંથી થોડી તો હું ય શીખ્યો છું, ને મને કવિતા ગાવા માટે ઇનામ પણ મળ્યાં છે. ને, હવે બીજે

લટકતા અમારા રાજા પ્રત્યે અમારું રાષ્ટ્રગીત પણ ગાવાની અમે તૈયારીમાં છીએ. નિશાળ હમણાં છૂટશે, ને પછી મારી બા અને હું અમારા દુનિયાના સૌથી સુંદર સરોવર 'લેક બેલેટન' પર ફરવા જઈશું. એ સરોવર પર ફરવા બધા હંગરીવાસીઓ જાય છે. એ સરોવરને એક છેડે યહૂદી હંગરીવાસીઓ રહે છે, ને બીજે છેડે સનાતની( કેથોલિક ) ખ્રિસ્તી હંગરીવાસીઓ રહે છે; ને બીજા બધા એ બેની વચ્ચે વસે છે. પણ, આજે મને ચેન પડતું નથી. કારણ, લોલા પેલા જાડા માણસ જોડે પરણવાની છે, અને હું મોટો થઉં ત્યાં સુધી મારી રાહ જોવાની નથી. હવે તો એ જાડા માણસને, જે મોંથા લોલાએ મને બચી લીધી હતી તેનાથી જ એને બચી લેશે. આ મારાથી સહન થતું નથી. વધારે દુઃખ તો પાછું દાદીમાને સાંભળીને થયું. દાદીમા કહે છે, હવે તો બર્ટીમામા સાવ ગાંડા થઈ ગયા છે, ને કૉલરનાં બટન પણ ખાવા ભેગા કરડી ખાય છે. હવે એમના મગજમાં બહુ પાણી ભરાઈ ગયું છે. એટલે, હું તો રોકાને લઈને બહાર નીકળી પડયો. જેકબને સાથે લીધો. ને બધા એન્ડ્રીઅસ કને ગયા, જો એને અમારી સામે ડાન્યુબમાં ના'વા આવવું હોય તો. એન્ડ્રીઅસ 'વિલ્લા'ના નામે ઓળખાતા મોટા ઘરમાં રહે છે. એન્ડ્રીઅસ એની બા સાથે બગીચામાં બેઠો હતો. એની બાના હાથ નાના બાળક જેવા કૂણા છે, ને મને બહુ ગમે છે. અમે એન્ડ્રીઅસની બાના હાથ ચૂમ્યા. રોકા ફૂલો સાથે ગેલ કરવા લાગ્યો, ને અમે એન્ડ્રીઅસને અમારી સાથે આવવા પૂછ્યું. જે કવિ અમારા કવિ પિટોફીને પણ બહુ ગમતો હતો તે શેલી નામના કવિની કવિતાની એક ચોપડી એન્ડ્રીઅસ વાંચતો હતો. એન્ડ્રીઅસ આજે જ આ ચોપડી લાવ્યો હતો, ને એને કવિતાઓ વાંચવી બહુ ગમતી. એ કહે, 'આ શેલી કવિ ઇંગ્લેન્ડનો મોટો કવિ હતો; ને એ બહુ નાની ઉંમરે ગુજરી ગયો. એનું શરીર પણ સળેકડું હતું. કારણ કે કોઈએ એને મજબૂત કરવા ખાતર જડમાની ઠોકેલી નહિ.' એટલામાં એન્ડ્રીઅસના બાપુજી બગી-

ચામાં આવી લાગ્યા. એ અમને જોઈને હસ્યા. એ બહુ માયાળુ છે, ને બીજાઓ માટે મકાનો બાંધે છે. ને, બીજાઓ માટે મકાનો બાંધે એટલે પોતાનું તો એ સારું મકાન બાંધે જ ને? અમે બધા ડાન્યૂબે—જ્યાં ગંધાતું પાણી હતું પણ ડૂબાય એવું નહોતું ત્યાં–ગયા. ઊંડા પાણીમાં અમે બધા રોકાની ગરદન પકડીને ઊતર્યા. હું બોલ્યો: 'ડાન્યૂબ તો આજ સાંજે બહુ રમણીય લાગે છે!' પાણીએ ભૂરો ને લીલો રંગ ધારણ કર્યો હતો; ને જ્યાં ચામડું નહોતું ગંધાતું ત્યાં બાવળનાં અને બોર-નાં ઝાડની મીઠી સુગંધ કિનારેથી આવતી હતી. એન્ડ્રીઅસ કહે, 'ડાન્યૂબ તો કંઈ બહુ સુંદર નથી, ને તમને ખબર છે, ડાન્યૂબના કાંઠે જે જે લોકો વસે છે તે બધા બહુ દુખિયારા છે.' એન્ડ્રીઅસે મુસાફરી બહુ કરી છે. કારણ કે એના બાપુજી એને સાથે લઈ જાય છે. એણે ઊંચા ઊંચા પર્વતો યે જોયા છે. ને એણે અમને ઈટાલીના સુંદર સરોવરોની વાતો પણ કહી છે. એટલે, 'ડાન્યૂબ કંઈ બહુ સુંદર નથી' એ વિચારે હું ખિન્ન થયો, ને પછી અમે બધા બહાર નીકળી ઘાસ પર સૂકાવા લાગ્યા. એન્ડ્રીઅસ કદેવડો છે. તરત સૂકાવા મારી અડોઅડ આવીને ઊભો રહ્યો. મેં એને છણકો કરી દૂર કાઢ્યો, કેમકે રસોઈયણ કેટિએ મને કહી મૂક્યું છે કે, આપણે છોકરીઓ ઉપર જ પ્રેમ કરવો, ને અડોઅડ તો એમને જ ઊભી રખાય. જેકબ પણ બહુ ઉદાસ હતો, કારણ કે એના બાપુજીનું હૃદય બહુ કઠોર હતું, ને એટલે જ એમની આંખ નીચે કાળા કાળા કુંડાળાના ડાઘા હતા. હું મને બેવફા નીવડેલી લોલાના વિચાર કરવા લાગ્યો. પછી, અમે બધા પેટ પર સૂઈને ઘાસનાં તરણાં ચાવતા ચાવતા વાતોએ વળગ્યા. મેં કહ્યું: 'મોટા થઈશું એટલે આપણને પણ આંખો નીચે કાળાં કાળાં કુંડાળાં થશે, ને આપણાં કાળજાં ય કઠોર થશે; ને કદાચ બર્ટીમામાની પેઠે આપણાં મગજમાં ય પાણી ભરાશે, નહિ? આપણે આવા ને આવા રહીએ તો કેવું સારું!' એન્ડ્રીઅસ પીઠ પર આડો થયો, ને આકાશમાં તરતાં વાદળાં જોવા લાગ્યો. એ કહે, 'દરેક વસ્તુ

જાય છે, ને પાછી ફરતી નથી. પણ, માત્ર આ વાદળાં જ જાય છે, ને ફરી પાછાં આવે છે.' મને આ વાત બહુ ગમી. જો આ વાત લોલાને મેં કહી હોત તો એ મને મોં પર પ્રેમથી ચૂમત. પણ, જવા દો એ વાત. કારણ, હવે તો લોલા પેલા જાડા માણસ જોડે પરણી છે, ને એ કંઈ અમારા જેવો કલ્પનાવાળો થોડો જ છે? અને, જ્યાં પેપીમાસા ને પેમ્પરલ રહે છે, ને અમારા રાજા ફ્રાન્સિસ જોસેફ પેપીમાસાનાં ગીતો આનંદપૂર્વક સાંભળે છે તે પ્રદેશમાંથી આ ડાન્યૂબ નદી વહેતી વહેતી અહીં આવે છે, એ વિચારે હું ચડયો. પછી, તો વિચારોથી હું થાકયો, ને પીઠ પર આળોટતા રોકાની સાથે રમવા લાગ્યો. પછી, મેં આકાશનાં વાદળાં જોઈ રહેતા એન્ડ્રીઅસ સામે જોયું. એ રોજ આમ કરે છે. મેં એન્ડ્રીઅસને પૂછયું: 'અલ્યા, તેં ફરી ભગવાનને આકાશમાં ઊડતા જોયા કે નહિ?' મને એમ હતું કે, કદાચ એન્ડ્રીઅસ ખરું કહેતો હોય.

એન્ડ્રીઅસ કહે: 'મારે તો આ પવનની સાથે ઊડવું છે; ને આખી યે દુનિયાથી મારા હૃદયને ભરી દેવું છે.'

વળી કહે, 'એક દિવસે આપણે મરવું પડશે એ વિચારે મને તિરસ્કાર છૂટે છે. એ તો દેવો ઘણાબધા છે, ને એ બધા ય આપણને ધિક્કારે છે, એટલે આપણે મરવું પડે છે.'

શાણો જેકબ કહે: 'આવું આવું આપણે ન બોલવું જોઈએ. દુનિયામાં એક દેવ છે, ને એ દેવ તો જે એમને ગાળો ભાંડે છે તેમનો જ માત્ર સંહાર કરે છે, બીજાને મારતા નથી. આપણે તો આપણી ટિકિટો એકઠી કરવી, ને એ વડે દુનિયાની ભૂગોળ શીખવી. આપણે એવાતેવા વિચારોની પંચાતમાં શું કરવા પડવું? મારા બાપુજી આવાતેવા વિચારો કરવાની ચોકખી ના પાડે છે.'

પણ, એન્ડ્રીઅસ આ બધું સાંભળતો નહોતો, એ તો ભૂરા આકાશમાં તરતાં વાદળાં જ જોઈ રહ્યો હતો. મેં એને ચૂંટી ખણી; એ જાગ્યો. ને, પછી અમે બધા મૂગા મૂગા ઘર ભણી ચાલવા લાગ્યા.

ફ્રાંસ

# જીવનનું મૂલ્ય

લેખક : **યજેન સ્ક્રાઈબ**

**જોસેફે** ઓરડાનું દ્વાર ખોલી અંદર પ્રવેશ કર્યો. ગાડી તૈયાર છે, તેની તે ખબર આપવા આવ્યો હતો. મારી માતા અને બેનોએ મને હૃદયસરસો ચાંપ્યો. મારી માતા બોલી, 'હજુ સમય છે, તારો વિચાર બદલ. અમારી સાથે રહે, આટલે દૂર જવાની શી જરૂર છે?'

મેં કહ્યું : 'મા, હું એક ઉચ્ચ કુળનો નબીરો કહેવાઉં. મારી ઉમ્મર વીસ વર્ષની થઈ ચૂકી છે. માતૃભૂમિ મને સાદ દઈ રહી છે. મારે નામના મેળવવી છે—પછી તે લશ્કરી ખાતામાં કે પછી મુલ્કી ખાતામાં લોકોના મોંઢે હું મારાં વખાણ સાંભળવા માંગું છું—હું પ્રસિદ્ધિ ચાહું છું.'

'અને, જ્યારે તું દૂર ચાલ્યો જઈશ, બર્નાર્ડ, ત્યારે તારી આ ઘરડી માની શી દશા થશે?'

મેં કહ્યું: 'તમે તમારા પુત્રની સફળતાઓ સાંભળી આનંદ અને ગર્વથી પ્રફુલ્લિત થજો.'

'અને, કોઈ યુદ્ધમાં તું માર્યો ગયો તો?'

'મરી જાઉં તો એમાં શું? જીવન તો એક સ્વપ્ન સિવાય બીજું છે પણ શું? વીસ વર્ષની ઉમ્મરનો એક ઉચ્ચ કુળનો યુવક

કેવળ યશનું જ સ્વપ્ન જુએ છે. કંઈ શંકા ન રાખો મા; મને શેની આંચ આવવાની નથી. જોજોને થોડાક વર્ષોમાં જ હું કર્નલ કે જનરલ બની પાછો ચાલ્યો આવીશ—રાજદરબારમાં ઊંચો હોદ્દો પણ મળશે.'

માતા બોલી, 'એમ, હોદ્દો ક્યારે મળશે?'

મેં કહ્યું: 'જરા ધીરજ રાખો. વખત આવે બધું જોશો. લોકો મને કેટલું માન આપશે, અને મનોમન ઈર્ષ્યા પણ કરશે! બધા મને નમીને આવકાર આપશે! ત્યારે મારી બેનોને ઉચ્ચ કુળોમાં હું પરણાવીશ, અને હું હેનરિયેટ સાથે પરણીશ.. અને પછી આપણે બધાં સુખચેનથી આપણી બ્રિટેનીની* જાગીરમાં રહીશું.'

માતા બોલી, 'તો એવું બધું અત્યારે કેમ કરતો નથી, બેટા! તારા પિતા તારા માટે પૂરતી સંપત્તિ મૂકી ગયા છે. આજુ-બાજુ કોઈને આટલી મોટી જાગીર અને આવું સુંદર મકાન છે? તારી પ્રજા કેટલી આજ્ઞાંકિત છે! તું જ્યારે ગામના સડક પર નીકળે છે ત્યારે એકે માણસ એવો નથી જે નમીને તને આવ-કાર ન આપતો હોય. અમને બધાંને છોડીને તું ના જા, બેટા. સગાંવહાલાં સાથે જ રહે. કદાચ પાછા ફર્યા પછી તું મને જોઈ પણ ન શકે. મનુષ્યજીવન બહુ ટૂંકું છે. ખોટા યશની પાછળ દોડી તારો સમય વ્યર્થ ન બગાડ. નાની નાની ચિંતાઓ, દુઃખ અને પરેશાનીથી જીવનને નકામું ન બનાવ. જીવન ઘણું મોટું છે, બેટા; અને, બ્રિટેનીનો સૂર્યપ્રકાશ બહુ ઉજ્જવળ છે.'

આમ કહીને મારી માતા મને બારી પાસે લઈ ગઈ. તેણે બગીચાનાં વૃક્ષો તરફ આંગળી ચીંધી મને બતાવ્યાં. વૃક્ષોની ડાળો ફળફૂલથી લચી પડતી હતી. સમીર ફૂલોની ગંધથી મધુર મધુર મહેકતો હતો.

---

* ફ્રાન્સનું એક પરગણું

નોકરચાકર પાસેના ખંડમાં મારી રાહ જોતા ઊભા હતા. તેઓ ગમગીન અને મૌન હતા. તેમની નીરવતા જ જાણે બોલી ઊઠતી હતી : ' શેઠજી, અમને મૂકીને ન જાવ ! '

મારી બેન હર્ટેસ મને પ્રેમથી ભેટી. નાની બેન કેમલી ઓરડાના એક ખૂણામાં બેઠી બેઠી એક પુસ્તક વાંચતી હતી. તે પણ પાસે આવી પુસ્તક મારા હાથમાં મૂકી બોલી, ' મોટાભાઈ, આ વાંચો. '

પણ, મેં બધાના આગ્રહને અવગણી કહ્યું: ' હું હવે વીસ વર્ષનો થયો. હું એક ઉમરાવનો દીકરો છું. યશ અને નામના મેળવવા મારે જવું જ છે. તમે બધાં મને ન રોકો. '

અને ઝટપટ નીચે ઊતરી હું ગાડીમાં બેસી ગયો. એ જ વખતે દ્વાર પાસે એક યુવતી ડોકાઈ. તે મારી પ્રેમિકા હતી—તેની સાથે મારી સગાઈ થઈ હતી. તે રડી નહીં, તેમ જ કશું બોલી ય નહીં; પણ હું જોઈ શકયો કે, તે કંપતી હતી, અને તેનો ચહેરો પીળો પડી ગયો હતો. પોતાનો સફેદ રૂમાલ હલાવી તેણે મને વિદાય આપી; પણ, બીજી જ પળે બેહોશ થઈ તે ઢળી પડી. ગાડીમાંથી ઊતરી, દોડીને હું તેની પાસે પહોંચી ગયો. મેં તેને ઊંચકી ખોળામાં લઈ તેને છાતીએ લગાડી, અને સદા ય તેના પ્રેમની ઋણી રહેવાની પ્રતિજ્ઞા કરી. જ્યારે તે હોશમાં આવી ત્યારે તેને માતાને સોંપી હું પાછો જઈ ગાડીમાં બેઠો, અને પાછળ નજર નાંખ્યા સિવાય ગાડી દોડાવી મૂકી.

પાછી નજર નાંખતાં તે યુવતીનો વિષાદભર્યો ચહેરો જોઈ મારે કદાચ જવાનો વિચાર પડતો મૂકવો પડત. થોડા સમયમાં જ અમે મુખ્ય સડક ઉપર આવી પહોંચ્યા, અને આગળ વધ્યા.

કેટલા ય વખત સુધી હું મારી માતા, બેન અને મારી પ્રેમિકાનો જ વિચાર કરતો રહ્યો. પણ, જેમજેમ ચિરપરિચિત દશ્યો

દૂર જવાં લાગ્યાં તેમતેમ તે બધી ચિન્તાઓ ભૂલી, યશ અને પ્રસિદ્ધિનાં સ્વપ્નોમાં હું વિહરવા લાગ્યો. કેટલી ય કલ્પનાઓ ઘડી નાંખી ! કેટલી ય કીર્તિ મેળવી ! ભાગ્ય અગણિત ધન અને માન વરસાવવા લાગ્યું. મેં બધું ય મેળવ્યું. હું ઠાકોર બન્યો, એક પ્રાંતનો સૂબો બન્યો. અને, જ્યારે મારી જીવનનાવ કિનારે પહોંચવા આવી ત્યારે હું ફ્રેંચ સામ્રાજ્યનો મુખ્ય સેનાપતિ બન્યો. નોકરના સીધાસાદા 'સાહેબ'ના સંબોધને, મારા તે સુખસ્વપ્નનો ભંગ થયો, અને હું આ ક્ષુલ્લક દુનિયામાં પાછો ફર્યો.

પછી, બીજે દિવસે ય ગાડીમાં બેઠો હું મારા સ્વપ્નોમાં ડૂબી ગયો. કેટલા ય દિવસો આ રીતે સફર કરતો રહ્યો.

છેવટે હું સેદાંમાં આવી પહોંચ્યો. હું સિ...ના ઠાકોરને મળવાની ઇચ્છાથી અહીં આવ્યો હતો. તેઓ મારા પિતાના મિત્ર હતા. મહિના પછી તેમની સાથે પાટનગરમાં જવાની હું આશા સેવતો હતો, અને ત્યાં રાજદરબારમાં તે મારો પરિચય કરાવી આપશે કે સેનામાં મને એકાદ નાની નોકરી પણ અપાવી દેશે.

સંધ્યાસમયે હું સેદાં પહોંચ્યો. ઠાકોર શહેરથી થોડેક દૂર પોતાના ભવનમાં રહેતા હતા, તેથી તે વખતે તેમની પાસે જઈ શકાય તેમ નહોતું. બીજા દિવસે તેમને મળવાનો નિશ્ચય કરી હું શહેરની એક સર્વશ્રેષ્ઠ હોટેલમાં જઈ ઊતર્યો.

ભોજન વગેરે પતાવી મેં ઠાકોરના બંગલાનો માર્ગ પૂછ્યો. મારી નજીક જ એક યુવાન સૈનિક બેઠો હતો. તેણે કહ્યું, 'ઠાકોરનો બંગલો તો તમને કોઈ પણ દેખાડશે. બધા તે બંગલાને ઓળખે છે. તે બંગલામાં જ અમારા પ્રસિદ્ધ વીર, વડા સેનાપતિ ફ્લેયર મૃત્યુ પામ્યા હતા.'

બે સૈનિકો ભેગા થાય ત્યારે યુદ્ધની જ વાતો થાય. અમે પણ સેનાપતિ ફ્લેયરની વાતો કરવા લાગ્યા. યુદ્ધપ્રસંગે

તેમની અપૂર્વ બહાદુરી, તેમની વિનયશીલતા વગેરે ઉપર વાતો થવા લાગી. રાજા ચોદમા લૂઈએ તેમને સર્વોચ્ચ પદ આપવા વિચાર્યું ત્યારે તેમણે તેનો અસ્વીકાર કર્યો હતો. તેમનું નસીબ અજબ હતું. તે એક સાધારણ સૈનિક હતા. ખૂબ ગરીબ કુટુંબના હતા, તેમના પિતા એક છાપખાનામાં નોકરી કરતા હતા, પણ કાર્યકુશળતાથી તેઓ ફ્રાંસના સેનાપતિના પદ સુધી પહોંચ્યા હતા. તેમના જેટલી સફળતા કોઈનેય નહોતી મળી, અને તેથી મૂર્ખાઓ કહેતા કે, તેમની ઉન્નતિ એક અલૌકિક શક્તિની મદદથી થઈ હતી. તેમના વિષે કેટલી ય દંતકથાઓ ચાલતી હતી. એમ કહેવાતું કે. નાનપણથી જ તેઓ જાદુમંતર શીખતા હતા, અને સેતાન સાથે તેમણે મૈત્રી બાંધી હતી. અમારી હોટેલના માલિક એક મૂર્ખ ગામડિયો હતો. તેણે કહ્યું કે, હાકોરના મકાનમાં જ્યાં સેનાપતિ મૃત્યુ પામ્યા હતા ત્યાં એક કાળા રંગનો મનુષ્ય દેખાતો હતો. તેને કોઈ ઓળખતું નહોતું. હાકોરના નોકરોએ તેને મુખ્ય સેનાપતિના ખંડમાં દાખલ થઈ તેમનો આત્મા લઈ અદ્રશ્ય થઈ જતો જોયો હતો. અત્યારે ય પણ સેનાપતિની મૃત્યુતિથિના દિવસે ભવનમાં તે કાળા રંગનો મનુષ્ય દેખાય છે. તે હાથમાં સળગતી મશાલ લઈ ફરે છે. તે મશાલ જ વડા સેનાપતિનો આત્મા છે. સેનાપતિનો કિસ્સો અમને સારો લાગ્યો. એક શીશો કિંમતી શરાબ મંગાવ્યો, ને અમે લોકોએ ફ્રેમેયરના તે શ્યામરંગી મિત્રને ધરાવીને પીધો. તેમની યાદમાં યુદ્ધમાં વિજય અને ઉચ્ચ પદ મેળવી અપાવવા તેની મદદની અમે પ્રાર્થના પણ કરી.

બીજા દિવસે સવારમાં હું હાકોરને મળવા ઊપડયો. ત્યાં પહોંચી જોયું તો એમનો બંગલો 'ગોથિક' કલાના પ્રકારનું એક વિશાળ ભવન હતું, પણ કંઈ ખાસ વિશેષતા નહોતી. બીજી કોઈ વખત હું તેને આટલા ધ્યાનથી ન નિહાળત, પણ ગઈ રાત્રિએ આ ભવન માટે સાંભળેલી દંતકથાથી હું કુતૂહલથી તે કિલ્લો જોવા લાગ્યો.

એક વૃદ્ધ નોકરે દ્વાર ખોલ્યું. મેં કહ્યું, 'હું ઠાકોરને મળવા આવ્યો છું.'

નોકરે કહ્યું કે, તેના માલિક અત્યારે મળી શકશે કે નહીં તે એ કહી શકતો નથી. મેં તેને મારું છાપેલું પરિચયકાર્ડ આપ્યું, અને મને ઠાકોર પાસે લઈ જવા કહ્યું. નોકર ડોસો મને એક વિશાળ, અર્ધ અંધકારમય ઓરડામાં બેસાડી ચાલ્યો ગયો. ઓરડો જૂનાં તૈલચિત્રો અને શિકારના ચિત્રોથી અલંકૃત હતો. હું બહુ વાર સુધી બેસી રહ્યો, પણ નોકરનો કંઈ પત્તો જ ન દેખાયો. ચારે તરફની નિર્જીવ શાન્તિ મને અકળાવવા લાગી. મને ગભરામણ થવા લાગી. જ્યારે બેઠાં બેઠાં મેં ઓરડાનાં તમામ ચિત્રો જોઈ નાંખ્યાં, છતની કડિયો બેત્રણ વાર ગણી કાઢી ત્યારે દ્વાર પાસેથી એક અવાજ સંભળાયો.

જોયું તો દરવાજો પવનથી ખૂલી ગયો હતો. તેની બીજી બાજુનો ખંડ શણગારેલો હતો. તેમાં બે બારીઓ હતી અને કાચ જડેલો એક દરવાજો હતો. તે દ્વારની બહાર એક વિશાળ ફૂલવાડી હતી. ઓરડામાં પ્રવેશી સહેજ આગળ જતાં એક દ્રષ્ય જોઈ હું રોકાઈ ગયો. મારા તરફ પીઠ કરીને એક સજ્જન આરામ-ખુરશીમાં લાંબા થઈ પડયા હતા. તે ઊઠીને ઊભા થયા, અને મારા તરફ જોયા વગર જ દ્વાર તરફ ભાગ્યા. તેમની આંખોમાંથી આંસુનો અસ્ખલિત પ્રવાહ વહેતો હતો; તેમનો ચહેરો ઘેરી નિરાશાથી વિવર્ણ થઈ ગયો હતો. થોડીક ક્ષણો તો તેઓ દ્વાર સામે હાથથી મોં ઢાંકી ઊભા રહ્યા. પછી, ખૂબ લાંબા લાંબા ડગલાં ભરી તે ખંડમાં એક છેડાથી બીજા છેડા સુધી ફરવા લાગ્યા. મને જોઈ એકાએક તેઓ ચમકીને અટકી ગયા. તેમનું સમસ્ત શરીર કંપવા લાગ્યું. હું પણ કહ્યાકારવ્યા વગર ઓરડામાં ચાલ્યા આવ્યાથી ગભરાઈ ગયો હતો. પાછા ચાલ્યા જવાના વિચારે મેં તેમની ક્ષમા માંગી.

ત્યારે તેમણે મારી નજીક આવી, મારો હાથ પકડી ભારે સ્વરે પૂછ્યું, ' તમે કોણ છો ? કેમ આવ્યા હતા ? '

હું બહુ બી ગયો હતો, છતાં પણ મેં મારો પરિચય આપી કહ્યું : ' હું હમણાં જ બ્રિટેનીથી અહીં આવ્યો છું. '

' હા, હા, મને ખબર છે, ' કહીને મને તેઓ ભેટયા, અને મને સોફા પર પોતાની નજીક બેસાડી, મારા પિતા, મારા પરિવાર વગેરેના સમાચાર તેઓ પૃછવા લાગ્યા. તેઓ બધાને સારી રીતે ઓળખે છે, તે જોઈ મને લાગ્યું કે કદાચ તેઓ જ આ ભવનના માલિક હશે.

મેં પૂછ્યું, ' શું આપ જ શ્રીયુત......છો ? '

તેમણે મારા તરફ આશ્ચર્યભરી નજરે જોઈ કહ્યું, ' એક વખતે હતો, પણ આજે તો હું કોઈ નથી. ' મને બહુ ચકિત થતો જોઈ તે બોલ્યા, ' ભાઈ, તમે મને કશું ન પૂછશો. '

મેં લજ્જિત ભાવે કહ્યું, ' અનિચ્છાએ હું આપનું દુઃખ અને હેરાનગતિ જોઈ શકયો છું. મારી મિત્રતા કે સેવા આપના કષ્ટને ઓછું નહીં કરી શકે ? '

તેમણે કહ્યું: ' હા, તમારી વાત સાચી છે, છતાં તમે મારી પરિસ્થિતિમાં કંઈ પરિવર્તન નહીં કરી શકો. પણ, હું મારો અંતિમ સંકલ્પ અને ઇચ્છા તમને કહી શકીશ. આ સિવાય હું તમારા પાસે બીજા કશાની આશા નથી રાખતો. '

તેઓ ઊઠીને દ્વાર બંધ કરી આવ્યા. હું કંપિત દેહે તેમની વાતોની પ્રતીક્ષા કરવા લાગ્યો. તેમના ચહેરા ઉપર એક એવો ભાવ હતો, જે પહેલાં મે કોઈના મોં ઉપર જોયો નહોતો. તેમના લલાટ ઉપર જાણે દુર્ભાગ્યનું ચિહ્ન અંકિત હતું. તેમનો ચહેરો બિલકુલ પીળો હતો, આંખો ઉજ્જવલ અને તીક્ષ્ણ હતી. હોઠોની વચમાં રાક્ષસી સ્મિત ફરકતું હતું.

તેમણે કહેવાનું શરૂ કર્યું : 'હું તમને જે કહીશ તેના ઉપર તમારો વિશ્વાસ નહીં બેસે. તમે માનશો નહિ. હું પોતે પણ તે માની શકતો નથી. મારી જાતને સમજાવવા પ્રયત્ન કરું છું કે, આવું બને જ નહીં. પણ, માન્યા વગર કોઈ છૂટકો જ નથી. આપણી ચારે તરફ એવી કેટલી ય ચીજો છે, જે સમજવાનું સામર્થ્ય આપણામાં નથી. છતાં, આપણે નાછૂટકે તે માનવી પડે છે.'

એક વખત પોતાના માથે હાથ ફેરવી ફરી તેમણે કહેવાનું શરૂ કર્યું: 'હું આ કિલ્લામાં જ જન્મ્યો હતો. મારાથી બે મોટા ભાઈઓ હતા, અને કુટુંબનાં ધન, સંપત્તિ, માન, મરતબો ભોગવવાને તેઓ જ ભાગ્યશાળી હતા. તેમની ખુશામત કરવા સિવાય મને બીજું કશું ય મળે તેમ નહોતું. પણ, મારું ચિત્ત સદા યશ, પ્રસિદ્ધિ અને ધનની ચિન્તાથી ચિન્તિત રહેતું હતું. આશા અને આકાંક્ષાથી મારું હૃદય કંપ્યા કરતું હતું. એ અપમાનિત જીવન મને ખરાબ લાગતું હતું. હું રાત્રિદિવસ એ જ વિચારતો કે, યશ અને પ્રસિદ્ધિ મને જે રીતે મળે તેના માટે ગમે તે કરવા હું તૈયાર હતો, અને તેની ચિન્તામાં મેં મારું સુખ, ચેન વગેરે ગૂમાવ્યું હતું. મારે મન વર્તમાનની કોઈ કિંમત નહોતી, અને ભવિષ્યની ચિંતામાં હું દિવસ વિતાવતો હતો. પણ, ભવિષ્ય અંધકારભર્યું ઘેરું લાગતું હતું, કેમકે મને ત્રીસ વર્ષ થઈ ગયાં હતાં, અને ત્યાં સુધી હું કશું ય કરી શક્યો નહોતો. આ વખતે જ આપણા પાટનગરમાં કેટલા ય પ્રસિદ્ધ સાહિત્યકારોનો ઉદય થયો. તેમની પ્રસિદ્ધિ અમારા ગામમાં પણ ફેલાવા લાગી. હું વિચારવા લાગ્યો કે, જો હું સાહિત્યક્ષેત્રમાં નામાંકિત થાઉં તો મારું જીવન બહુ સુખી થાય. મારા દુઃખોનો સાથી હતો એક ચેગો નામનો હબશી નોકર. મારા જન્મ પહેલાંથી જ તે મારા ઘરમાં નોકરી કરતો હતો. અમારી આજુબાજુમાં તેનાથી કોઈ વધુ વૃદ્ધ નહોતું. ગામના લોકો કહેતા હતા કે, તે સેનાપતિ ક્રૂબેયરને ઓળખતો હતો, અને તેમના મૃત્યુ વખતે તે હાજર હતો.

કેટલાક લોકો તેને શયતાનનો સાગ્રીત ગણતા હતા.

સેનાપતિ ફ્રેબેયરનું નામ સાંભળી હું ચમકી ગયા. તેમણે અટકીને મારી અસ્વસ્થતાનું કારણ પૂછયું.

'ના, હું અસ્વસ્થ નથી,' કહી મેં તેમની વાત ટાળી દીધી. પણ, મનોમન હું સમજી ગયો કે, આ હબશી નોકરની વાત જ પેલા વૃદ્ધ હોટેલમાલિકે કહી હતી.

કિલ્લાના માલિકે ફરી પાછી વાત આગળ ચલાવી, "તેને મેં મારા જીવનની નિષ્ફળતા કહી સંભળાવી. હું ખૂબ રોયો. મેં કહ્યું, 'જો મને કોઈ પ્રથમ કોટિના લેખક તરીકેનું માન અપાવે તો હું મારા જીવનનાં દસ વર્ષ આપી દેવા તૈયાર છું.'

"યોગોએ કહ્યું, 'દસ વર્ષ કંઈ ઓછાં નથી. તમે થોડી કિંમતની વસ્તુનું વધુ મૂલ્ય આપી રહ્યા છો. ખર, હું તમારો પ્રસ્તાવ કબૂલ રાખું છું. તમે તમારી પ્રતિજ્ઞા યાદ રાખજો; અને, હું મારી વાત યાદ રાખીશ.'

"તેને આ રીતે વાત કરતો જોઈ હું વિસ્મય પામ્યો. પહેલાં લાગ્યું કે, વૃદ્ધત્વના કારણે તેની બુદ્ધિ કંઠિત થઈ ગઈ છે. તેની વાત પર ધ્યાન ન આપી હસીને હું ચાલ્યો ગયો. થોડા દિવસો પછી હું રાજધાનીના પ્રવાસે ગયો. ત્યાં પ્રખ્યાત સાહિત્યકારોને મળવાની તક મળી. તેમના ઉદાહરણથી મને ઉત્સાહ અને પ્રેરણા મળી. પછી, મેં કેટલાંય પુસ્તકો પ્રકાશિત કર્યાં, અને તે બધાને બહુ સારો આવકાર મળ્યો. બધા અખબારોમાં મારી પ્રશંસા થવા લાગી. સેંકડો લોકો મને મળવા આવવા લાગ્યા. જે તખલ્લુસથી હું લખતો હતો તે સર્વત્ર પ્રસિદ્ધ થઈ ગયું. તમે પણ મારાં પુસ્તકો અને લેખો વાંચી આકર્ષાયા હશો."

મેં બહુ ચકિત થઈ પૂછયું, 'ત્યારે શું તમે આ કિલ્લાના માલિક નથી!'

તેમણે ગંભીર ભાવે કહ્યું: "ના."

હું વિચારવા લાગ્યો કે શું આ કોઈ પ્રખ્યાત લેખક છે—વોલ્ટર કે મારમોન્ટેલ*?'

અપરિચિત સદ્ગૃહસ્થે એક દીર્ઘ શ્વાસ લઈ ઘૃણા-સૂચક સ્મિત સાથે કહ્યું, 'પણ સાહિત્યિકપ્રસિદ્ધિ મારા ચિત્તને તૃપ્ત ન કરી શકી. હું તેનાથી ય વધુ ઉચ્ચ યશ ઇચ્છતો લાગ્યો. યોગો મારી સાથે જ પેરિસ આવ્યો હતો. તે હંમેશાં મારા પર કડક દેખરેખ રાખતો હતો. મેં તેને એક દિવસ કહ્યું, 'ખરે-ખર આ નામના નથી. યુદ્ધથી જે નામના મળે છે તે અજોડ છે. લેખક કે કવિ થવાથી શો ફાયદો? સેનાપતિ થવાથી જ કંઈક થઈ શકાય. એક પ્રસિદ્ધ સેનાપતિ બનવા હું મારા જીવનનાં બીજાં દસ વર્ષો આપતા તૈયાર છું.'

"યોગોએ કહ્યું, 'સારી વાત છે, હું તૈયાર છું. પણ, યાદ રાખજો.'"

મારા ચહેરા પર કદાચ ઘેરા અવિશ્વાસ અને વિસ્મયના ભાવ પ્રગટ થયા. કેમકે તેમણે અચકાઈને કહ્યું "જુવાન, મેં તમને પહે-લાં જ કહ્યું હતું કે, મારી વાત તમે નહીં માનો. મને પણ તે એક દુ:ખદ સ્વપ્ન જેવું લાગે છે, પણ મેં જે સફળતા અને યશ મેળ-વ્યાં હતાં તે સ્વપ્ન નહોતું. મેં યુદ્ધમાં હજારો સૈનિકોનું નેતૃત્વ ભોગવ્યું છે. કેટલી ય શત્રુસેનાઓના પરાજય કરી તેમના ધ્વજ ધૂળ ચાટતા કર્યા છે. ફ્રાંસ આખાએ મારી વિજયકથાઓ સાંભળી છે."

તેઓ ઓરડામાં એક બાજુથી બીજી બાજુ ટહેલતાં ટહેલતાં તેમની વાત કહેતા જતા હતા. ભય અને વિસ્મયથી હું ખૂબ ગભ-

* ફ્રાન્સના પ્રખ્યાત લેખકો.

રાઈ ગયો હતો. હું વિચારવા લાગ્યો કે, આ કોણ છે? શું તેઓ કોલિની છે કે રીશેલ્યૂ? (ફ્રાંસના સુપ્રસિદ્ધ સેનાપતિઓ)

તેઓ મારી પાસે આવી બોલ્યા, "યોગોએ પોતાનું વચન પાળ્યું. કેટલાક દિવસો બાદ પ્રસિદ્ધિ પણ મને પોલી લાગવા માંડી. હું કોઈ સ્થૂલ વસ્તુ માટે ઉત્સુક થયો. જીવનનાં પાંચછ વર્ષના બદલામાં મેં અતુલ ધનસંપત્તિ માટે પ્રાર્થના કરી. યોગો તે માટે રાજી થયો. જુવાન, તમે આશ્ચર્ય પામશો; પણ એક વખત હું એક બહુ મોટો શ્રીમંત હતો. મારા પાસ શું નહોતું! રાજપ્રસાદ જેવું ભવન હતું. ખૂબ મોટી જમીનદારી હતી. બધું હતું. આજ પણ આ બધું મારું જ છે. જો તમને મારી વાત માટે કે યોગોના અસ્તિત્વ માટે શંકા હોય તો થોડા સમય થોભો. યોગો હમણાં જ આવશે, અને તમે તે બધું નજરોનજર જોશો. જે તમારી કલ્પનામાં ય નહીં હોય; પણ, મારા દુર્ભાગ્યે બધું સત્ય બની ગયું છે."

તેમણે જઈને ઘડિયાળ જોઈ, અને તેમના મોં પર ભયનાં ચિહ્ન સ્પષ્ટ દેખાવા લાગ્યાં. પછી તે કહેવા લાગ્યા, "આજ સવારે જ્યારે હું જાગ્યો ત્યારે મને લાગ્યું કે, હું બહુ અશક્ત થઈ ગયો છું. ઊઠીને બેસવાની શક્તિ પણ મારામાં રહી નથી. ઘંટડી વગાડતાં યોગો આવ્યો. મેં પૂછ્યું, 'મને આમ કેમ લાગે છે?'

"તેણે કહ્યું, 'એ તો સ્વાભાવિક છે. તમારો સમય હવે પૂરો થવા આવ્યો છે.'

"મેં પૂછ્યું, 'એટલે તારા કહેવાનો શો અર્થ છે!'

"'એનો અર્થ નથી સમજતા? પરમાત્માએ તમને સાઠ વર્ષનું આયુષ્ય આપ્યું હતું. આપની ત્રીસ વર્ષની ઉમ્મરથી તમે મારી સાથે જોડાયા હતા.'

"મેં બહુ ગભરાઈને પૂછ્યું, 'શું તું સાચી વાત કહે છે?'

'હા, માલિક. આપે ધન, માન અને પ્રસિદ્ધિ સાથે પાંચ વર્ષ વિતાવ્યાં છે તેનું મૂલ્ય આપે આપનાં પચીસ વર્ષના આયુષ્યથી

ચૂકવ્યું છે. આપના આયુષ્યને મેં ખરીદ્યું છે. તે પચીસ વર્ષ કપાઈ ને મારા જીવનમાં ઉમેરાઈ જશે.'

"મેં કહ્યું, 'એમ! તારી મદદનું આ જ મૂલ્ય છે?"

"યોગોએ જવાબ આપ્યો, 'હા, તમને જ નહીં, પણ બીજા ઘણા લોકોને, ચિર કાળથી હું આ મૂલ્ય પર મદદ કરતો આવ્યો છું. ક્રૅયરનું નામ સાંભળ્યું છે? તેઓ પણ મારા જ આશ્રિત હતા.'

"મેં ચીસ પાડી કહ્યું, 'ચૂપ! ચૂપ! એમ કદી ન બને.'

"યોગો બોલ્યો, 'તમે ચાહે તે સમજો. પણ હવે તમે તૈયાર થઈ જાવ. તમારું આયુષ્ય હવે અર્ધો કલાક જ બાકી રહ્યું છે.'

"'શું મારી મશ્કરી કરે છે!'

"'ના, તમે તમારા હાથે જ હિસાબ કરી લો ને. તમારી ઉમ્મર અત્યારે પાંત્રીસ વર્ષની છે, અને તમે મને પચ્ચીસ વર્ષ વેચી દીધાં છે. બધાં મળીને સાઠ વર્ષ થયાં. આ પ્રસ્તાવ તમે જ રજૂ કર્યો હતો. તમે ઇચ્છયું તે તમને મળી ગયું. હવે જે મારું છે તે હું લઈશ.' એમ કહીને તે જવા લાગ્યો. મને લાગ્યું કે મારી શક્તિઓ ક્ષીણ થઈ રહી છે; થોડા વખતમાં જ મારું જીવન સમાપ્ત થઈ જશે.'

"હું ક્ષીણ અવાજે બોલી ઊઠ્યો. 'યોગો, યોગો, મને થોડા વધુ કલાક જીવવા દે!'

"તેણે કહ્યું, 'ના, ના, તમને સમય આપું તો તેટલું મારું આયુષ્ય ઘટે. જીવનનું મૂલ્ય શું છે, તે તમારા કરતાં હું વધુ સમજું છું. બે કલાકના આયુષ્યના બદલામાં કઈ સંપત્તિ છે?'

"વાત કરવાની શક્તિ પણ જાણે મારામાં રહી નહોતી. આંખોની દૃષ્ટિ પણ ક્ષીણ થતી જતી હતી. નસોમાં રક્તપ્રવાહ પણ જાણે અટકી ગયો હોતો.

"ખૂબ મૂશ્કેલીએ મેં કહ્યું, 'સારું, તું તારી કિંમત પાછી લઈ લે. તેના લીધે જ મારો નાશ થયો. મને ચાર કલાક જીવવા દે. તેના બદલામાં હું મારી તમામ ધનસંપત્તિ તને આપી દઉં છું.'

"યોગો બોલ્યો, 'સારી વાત છે. તમે મારા સાથે સદા ય સારી રીતે વર્ત્યા છો, તેના બદલામાં મારેય કંઈ કે ય કરવું જોઈએ. હું રાજી છું.'

"મારા દેહમાં શક્તિ પાછી આવતી મેં અનુભવી, મેં કહ્યું, 'યોગો! ચાર કલાક બહુ ઓછો સમય છે. બીજા ચાર કલાક મને આપ, હું મારી સાહિત્યિકપ્રસિદ્ધિ અને યશ તેના બદલામાં આપું છું.'

"તેણે અવજ્ઞાના સ્વરે કહ્યું, 'તેના બદલામાં ચાર કલાકનું આયુષ્ય? બહુ વધારે માંગો છો! ખેર, હું રાજી છું. તમારો અન્તિમ આગ્રહ પાછો વાળી શકતો નથી.'

"મેં તેને ઘૂંટણીએ પડી કહ્યું, 'ના યોગો. આ મારો અન્તિમ આગ્રહ નથી; બીજો પણ છે. મને સાંજ સુધીનો સમય આપ. આજનો આખો દિવસ મને આપ, તેના બદલામાં હું મારી યુદ્ધકીર્તિ, પ્રસિદ્ધિ વગેરે આપું છું. તેની સ્મૃતિ પણ મનુષ્યથી વિસરાઈ જાય તેની મને પરવા નથી. યોગો, મારું આટલું માનો જા. હું હવે બીજું કશું ય નહીં માગું.'

"યોગોએ કહ્યું, 'તમે મારી પાસે અન્યાયી જીદ કરી રહ્યા છો. ખેર, હું આજનો દિવસ આપું છું. સૂર્યાસ્તસમયે હું આવીશ.'

"આમ કહી તે ચાલ્યો ગયો. યુવક! આજનો દિવસ જ મારો અન્તિમ દિવસ છે."

તે ફૂલવાડીના દ્વાર પાસે જઈ ઊભા રહ્યા, પછી શ્વાસ પાડી બોલ્યા, 'હાય! આ સુંદર આકાશ, આ તૃણાચ્છાદિત હરિયાળું

મેદાન, આ ફુવારો વગેરે હવે હું વધુ સમય નીરખી નહીં શકું. વસન્તનો સુગન્ધિત સમીર સૂંઘી નહીં શકું. હું કેટલો નિર્બોધ છું. પરમાત્માએ આ બધું મને આપ્યું હતું, પણ તેના મૂલ્ય માટે હું બિલકુલ અંધ જ હતો. હવે હું સમજી શકયો છું, પણ હવે તે સમજવાથી શો લાભ? હું હજુ પચીસ વર્ષ તેનો ઉપભોગ કરી શકત, પણ મારું જીવન સમાપ્ત થઈ ગયું છે. મેં શા માટે મારું અમૂલ્ય જીવન બરબાદ કરી નાંખ્યું! મિથ્યા પ્રસિદ્ધિ અને યશ માટે જ. તે બધું મારા જીવનના એક ટુકડા માટે હું શું નથી આપી શકતો? પણ, મારી પાસે હવે આપવા કશું ય નથી. દુનિયામાં મારા માટે હવે કોઈ આશા નથી રહી.'

સૂર્યનું એક કિરણ આવી તેમના પીળા મોં ઉપર પડયું. તે બોલી ઊઠયા, 'જુઓ, જુઓ, કેટલું સુંદર છે! હાય, મારે આ બધું ય છોડીને જવું પડશે. છતાં, આજે હજુ હું જીવું છું. આજનો આખો દિવસ હું જીવતો રહીશ. આજનો દિવસ કેટલો સુંદર છે! કેટલો ઉજજ્વળ છે! આ જ મારો અન્તિમ દિવસ છે, બીજો નહીં.'

તેઓ તરત જ દાદરેથી નીચે બાગમાં ઊતરી પડયા, અને દોડવા લાગ્યા. અને, થોડી ક્ષણોમાં જ નજરથી દૂર ચાલ્યા ગયા. તેમને પાછા લઈ આવવાની ઇચ્છા મને થઈ. પણ તેટલી શક્તિ મારામાં નહોતી રહી. હું વિસ્મય અને ગભરાટથી એ મોઢા ઉપર જ બેસી રહ્યો.

થોડા વખત પછી ગાંડો થઈ હું ખંડમાં આંટા મારવા લાગ્યો. હું મારી જાતને સમજાવવા પ્રયત્ન કરવા લાગ્યો કે, હું સ્વપ્ન જોતો હતો. એ જ વખતે બાજુ દ્વાર ખૂલ્યું, અને નોકરે આવી ખબર આપી, 'મારા માલિક–ડાકટર સાહેબ–પધારે છે.'

એક ગંભીર ચહેરાવાળા વૃદ્ધે ઓરડામાં પ્રવેશ કર્યો. તેમણે મારી સાથે હાથ મેળવ્યો, અને મને આટલો સમય રાહ જોવડાવવા બદલ ક્ષમા માંગવા લાગ્યા.

તેમણે કહ્યું, 'હું કિલ્લામાં નહોતો. હું મારા બિમાર નાનાભાઈ સી....ના કાઉન્ટને શોધવા બહાર ગયો હતો.'

મેં પૂછ્યું, 'શું તે બહુ માંદા છે?'

ઠાકોરે કહ્યું, 'ના ઈશ્વરકૃપાથી તેને કોઈ શારીરિક રોગ તો નથી, પણ જુવાનીમાં યશ અને પ્રસિદ્ધિનાં સ્વપ્નોથી તે માનસિક રીતે બહુ ઉત્તેજિત રહેતો હતો. હમણાં જ્યારે તે માંદો પડયો ત્યારથી તેનું મગજ ખરાબ થઈ ગયું છે. તેને એમ ઠસી ગયું છે કે, તે કેવળ આજનો દિવસ જ જીવિત રહેશે. આ ગાંડપણ સિવાય બીજું કશું ય નથી.'

હવે મને બધી વાત સમજાઈ ગઈ. ઠાકોર બોલ્યા: 'સારું. હવે તમારા માટે શું કરવું તે વિચારવાનું છે. અને, સાથોસાથ પ્રયત્ન પણ કરવાનો છે. આ મહિનાની આખરે જ રાજધાનીમાં જઈ રાજસભામાં તમારી પિછાન કરાવી આપવી પડશે.'

મેં મારો ચહેરો લાલ કરી કહ્યું, 'આપના અનુગ્રહ માટે ધન્યવાદ! પણ, હું રાજસભામાં જવા નથી માગતો.'

ઠાકોર બોલ્યા, 'શું રાજસભામાં જવા નથી માંગતા? શું તમે નથી જાણતા કે, રાજસભામાં ગયા વગર તમે આગળ નહીં આવી શકો?'

મેં કહ્યું, 'જી હા, તે બધું સમજીને જ કહું છું.'

'પણ, શું તમે નથી જાણતા કે મારી મદદથી તમે બહુ જલદી આગળ આવી શકશો? દસ વર્ષમાં જ તમે પ્રસિદ્ધ થઈ જશો.'

હું બોલી ઊઠયો, 'દસ વર્ષ?'

ઠાકોર ચકિત થઈ બોલ્યા, 'હા, જી! યશ, માન, મરતબો આ બધા માટે દસ વર્ષ શું વધુ છે? ચાલો, ચાલો, મારી સાથે રાજભવનમાં ચાલો.'

મેં કહ્યું, 'ના સાહેબ, મેં મારા ગામ પાછા જવાનો નિશ્ચય કર્યો છે. હું મારા અને મારા કુટુંબ તરફથી આપનો હાર્દિક આભાર માનું છું.'

ડાકોરે કહ્યું, 'કેટલી મૂર્ખામી કરો છો તમે! કેટલી બેવકૂફી!'

મેં યોગો અને તેના માલિકની વાતનું સ્મરણ કરી મનોમન કહ્યું: 'બેવકૂફી નહીં, ડહાપણ છે!'

બીજા જ દિવસે હું મારા ગામ પાછો ફર્યો. મારું ઘર, પરિવાર અને સ્વજનોને જોઈ મને કેટલો આનંદ થયો તે અવર્ણનીય છે. એક અઠવાડિયા પછી મેં હેનરિયેટ સાથે લગ્ન કરી લીધાં.

ધ્રંગ્સે :

# વીંટી

### લેખક : આર્થર કોનન ડોઈલ

મિ. જોન વેનસિટાર્ટ સ્મિથ (એફ. આર. એસ.) એમની ધગશ અને તેજસ્વી બુદ્ધિને લીધે એક ઉચ્ચ શ્રેણીના વૈજ્ઞાનિક બની શક્યા હોત; પરન્તુ, તેમની ઇચ્છા જુદા જુદા વિષયોમાં નામના મેળવવાની હતી. તેથી એ કોઈ ખાસ વિષયમાં સ્થિર થઈને કામ કરી શકતા નહોતા. કેટલાક દિવસો તેમણે પ્રાણીશાસ્ત્ર અને વનસ્પતિવિજ્ઞાનનાં અધ્યયનમાં ગાળ્યા. એ દિવસોમાં જ તેમને નામના પ્રાપ્ત થવા લાગી. પરન્તુ, તેમણે તે છોડી એકાએક રસાયણશાસ્ત્રમાં પોતાનું ધ્યાન પરોવ્યું, અને એ વિષયનો એટલો સુંદર એમણે અભ્યાસ કર્યો કે, એમને રોયલ સોસાયટીનું સભ્યપદ મળ્યું. થોડા દિવસો તે વિષયમાં કામ કર્યા પછી તેમના વિચાર બદલાયા, અને તેમણે મિસરના પ્રાચીન લેખો અને દસ્તાવેજોમાં પોતાનું ધ્યાન પરોવ્યું. ત્યાંના 'એલકેબ'-માંથી મળેલા સાંકેતિક ચિત્રોના સંશોધનમાં તેમણે પોતાનો સમય આપવા માંડયો, અને તેમને તે વિષય એટલો રોચક લાગ્યો કે, મિસરની સભ્યતાના અવશેષો અને સંકેતપત્રો ભેગા કરવાનું કામ એમણે આરંભ્યુ, અને તેના માટે ખૂબ જહેમત ઉઠાવવા લાગ્યા. આ કાર્ય સફળ બનાવવા એમણે કેટલીય વાર પેરિસના 'લુવ્રે મ્યુઝિયમ'માં જવું પડતું. ત્યાં પ્રાચીન મિસરની બધી ઉપલબ્ધ વસ્તુઓનો એક બહુ સારો સંગ્રહ હતો. ત્યાં જ ગયા વર્ષે ઓકટોબરમાં એક વિચિત્ર ઘટના બની એમાં એ ફસાઈ ગયા.

તે દિવસે હવામાન ખરાબ હતું. ચારે બાજુ ધુમ્મસ છવાયેલું હતું, તેથી સ્મિથ મહાશય પેરિસ મોડા પહોંચ્યા. ત્યાંથી તે સીધા હોટેલમાં ચાલ્યા ગયા, કારણ કે તેઓ ખૂબ થાકી ગયા હતા. તેમણે બે કલાક આરામ કર્યો, પણ તેમને ઊંઘ ન આવી. તેથી પહેલાં સંગ્રહસ્થાનમાં જઈ કામ પતાવી સાંજની ગાડીમાં લંડન પાછા જવાનો વિચાર કરી એમણે પોતાનો રેઈનકોટ અને હેટ પહેરી બહાર નીકળી પડયા. વરસાદ વરસતો હતો. ત્યાં પહોંચી એ પ્રાચીન પત્રો પર લખેલ લેખોનું ધ્યાનથી અધ્યયન કરવા લાગ્યા, અને તેમાંથી ખાસ ખાસ ટાંચણો પોતાની નોંધપોથીમાં ઉતારવા લાગ્યા.

સ્મિથ મહાશય દેખાવમાં જરા ય સુંદર નહોતા. તેમનું નાક અને દાઢી બહુ આગળ ધસી આવેલાં લાગતાં હતાં, જેથી તેમની વિદ્વત્તાનો કંઈક પરિચય મળતો હતો. તેમની નજર બિલકુલ ચકલી જેવી હતી, અને વાતચીતમાં પણ એ એવા જ હતા. જો તે પોતાનું રૂપ ઓવરકોટ પહેરીને દર્પણમાં દેખત તો તેમને એ જોઈ આશ્ચર્ય જરૂર થાત. તે લખતા હતા ત્યાં પાછળના એક અવાજે તેમનું ધ્યાન ભંગ કર્યું. કોઈ અંગ્રેજીમાં કહેતું હતું : ‘ કેવો અજબ આદમી છે ! ’

સ્મિથ મહાશયને પોતાની જાત માટે બહુ અભિમાન હતું. તેથી એકાએક આવી વાત સાંભળી તે બહુ ગુસ્સે થયા. એમણે તીવ્ર નજરે પોતાની સામેના કાગળો સામે એક વાર જોયું.

એટલામાં કોઈએ કહ્યું. ‘ હા, દેખવામાં એક અદ્‌ભુત આદમી લાગે છે ! ’

પહેલા માણસે ફરી કહ્યું, ‘ મમીઓની વચમાં રહીને આ માનવી કંઈ તેમના જેવો જ થઈ ગયો લાગે છે ! ’

‘ તેનો ચહેરો તો આબેહૂબ મિસરવાસી જેવો જ લાગે છે ! ’ બીજો બોલ્યો.

સ્મિથ મહાશય એકદમ એ તરફ ફર્યા, અને એ બેશરમ માણસોને ધમકાવવાનું વિચાર્યું. પણ, એમણે જોયું તો બન્ને માણસો તેમના તરફ પીઠ કરીને વાત કરતા હતા, અને મ્યુઝિયમના કોઈ નોકરને જોતા હતા. આ વાતનું તેમને આશ્ચર્ય થયું.

એટલામાં તેમાંના એક કહ્યું કે, ચાલો હવે આપણે ચાલીએ. અને, તે બન્નેએ પોતાની ઘડિયાળમાં જોઈ ચાલવા માંડયું.

સ્મિથ મહાશય વિચારવા લાગ્યા કે, એ લોકોની મિસરવાસી જેવો ચહેરો કહેવાની શું મતલબ હતી? અને, તે થોડાક આગળ વધ્યા, ને નોકરને જોવા લાગ્યા. નોકરને જોઈ તે એકદમ ચમકી ગયા! ખરેખર, આવા ચહેરા માટે જ તેમણે લેખોમાં વાંચ્યું હતું— આ નોકરના જેવા જ ચહેરા પ્રાચીન મિસરવાસીઓના હતા. નોકરનું મોં મમીના જેવું જ હતું! ભ્રમરો પહોળી હતી, ખભા ગોળ હતા, અને તેનો રંગ કંઈક આછો ભૂરો હતો. આ આદમી જરૂર કોઈ મિસરવાસી જ હોવો જોઈએ.

અને, સ્મિથ મહાશય તેને કંઈક પૂછવાના વિચારે તેની તરફ ચાલ્યા. તે ઓછાબોલા હતા, તેથી એક અજાણ્યા સાથે વાતચીત શરૂ કરવામાં તેમને જરા મુશ્કેલી જણાવા લાગી. પેલો માણસ સંગ્રહાલયની છાજલીઓની ધૂળ સાફ કરતો હતો. તેમણે પાસે જઈને જોયું તો તેની ચામડી ચીકણી અને ચમકદાર લાગતી હતી. તેની આંખોમાં એક વિચિત્ર તેજ અને આળસ દેખાતાં હતાં. આવું તેજ કે આવી આળસ બીજા કોઈની આંખમાં તેમણે પહેલાં કદી જોઈ નહોતી.

તેમણે કોઈ રીતે વાત શરૂ કરવા તેને કહ્યું: 'અરે ભાઈ, તમે શું મિસરવાસી છો?' આ સાંભળી પેલો પ્રશ્નકર્તા તરફ ફર્યો, અને એક મિનિટ તેમના મોં સામે આંખો ફાડી તાકી રહ્યો. તેની આંખો કંઈક ભીની અને ચમકદાર લાગતી હતી. ધીમે ધીમે

તે આંખોમાં પરિવર્તન થયું. એક વિશેષ ભાવ તેમાં દેખાયો અને પછી તરત પહેલાંના જેવી થઈ ગઈ.

'ના મહાશય, હું ફ્રાંસનો નિવાસી છું,' એમ કહી એ એનું કામ કરવા લાગ્યો. સ્મિથ મહાશય આશ્ચર્યથી તેને જોઈ રહ્યા, અને પછી ધીમે ધીમે પોતાની ખુરશી પાસે આવી તેમાં બેસી ગયા, અને ફરી પાછા તે કાગળોને જોવા શરૂ કર્યા. પરંતુ, ઘડીએ ઘડીએ તેમનું ધ્યાન પેલા નોકર તરફ જતું હતું. તે વિચારવા લાગ્યા, 'પહેલાં ક્યાંક આવો ચહેરો જરૂર જોયો છે. આંખો બિલકુલ સાપના જેવી જ છે, ચમકે પણ છે. પણ, તેમાં બીજું ય કંઈક ઝળકી રહ્યું છે. દૃઢતા, વિશ્વાસ અને બુદ્ધિનું તેજ તો સાફ દેખાય છે. પણ, તે થાકેલી લાગે છે, બહુ થાકેલી લાગે છે. હોઈ શકે, કદાચ આ મારો ભ્રમ પણ હોય. ના, ના, ચાલ જઈને ફરી એક-વાર જોઉં.' તે ઊઠીને આમતેમ ફરી તેને શોધવા લાગ્યા, પણ તે ક્યાંક ચાલ્યો ગયો હતો.

સ્મિથ મહાશય પાછા ફરી પોતાની જગ્યાએ બેસી પાછા લખવા લાગ્યા. થોડી વાર તો તેઓ ઝડપથી લખતા રહ્યા, પણ ફરી તેમની લખવાની ઝડપ ધીમી પડી ગઈ, અને તેમનું માથું ધીમે ધીમે મેજ ઉપર ઢળી પડ્યું. તે બહુ થાકી ગયા હતા, તેથી ઊંઘના ઝોકાની સાથે જ તેઓ ઊંઘી ગયા. મ્યુઝિયમના બંધ થવાનો ઘંટ વાગ્યો, તે પણ તેમને ન સંભળાયો. આમતેમ ફરનારાઓના જોડાના અવાજથી પણ તે ન જાગ્યા. તે એક મોટા દરવા-જાની આડશમાં બેઠા હતા, તેથી ચોકીદાર પણ તેમને ન જોઈ શક્યો, અને તેણે મ્યુઝિયમ બંધ કરી દીધું. પછી, ધીમે ધીમે અંધારું વધવા લાગ્યું, અને રાત પડી ગઈ! એકાએક સ્મિથ મહા-શય એક દીર્ઘ શ્વાસ લઈ જાગી ગયા. તેમણે પોતાની ઘડિયાળ કાઢી સમય જોયો—રાતનો એક વાગ્યો હતો! તેમના મોંમાંથી એક

આછો ઉદ્‌ગાર નીકળી પડયો, પણ તે ગભરાય તેવા આદમી નહોતા. તેમણે એક જ નજરે પોતાની ચારે તરફ દૂર સુધી ગોઠવાયેલી મમીની પેટીઓ તરફ જોયું, અને આળસ મરડી. ચારે બાજુ નિઃસ્તબ્ધતા છવાયેલી હતીઃ ક્યાંયથી કશો ય અવાજ આવતો નહોતો. તેમની ચારે બાજુ મિસરની વસ્તુઓ ગોઠવાયેલી હતી. એક ચીજ એવી નહોતી, જે આધુનિક સભ્યતાની યાદ આપે. ચંદ્રનો આછો આછો પ્રકાશ ઓરડાની કાચની બારીઓમાંથી આવતો હતો. સ્મિથ મહાશય કંઈક વિચારતાં ઉપરની છત સામે જોવા લાગ્યા. એટલામાં તેમણે સામે થોડેક દૂર એક આછો પીળો પ્રકાશ જોયો. સ્મિથ મહાશય એકદમ ચમકીને બેસી ગયા. પ્રકાશ ધીમે ધીમે તેમના તરફ આવતો હતો. જેના હાથમાં પ્રકાશ હતો તે બહુ ધીમે ધીમે ફરતો હતો, જેથી કશો ય અવાજ ન થાય. ‘કદાચ ચોર ન હોય?’ વિચારી સ્મિથ મહાશય તેને બરાબર જોવા એક ખૂણા તરફ સરકી ગયા. કોઈ આદમી બત્તી લઈને આવતો હતો. અચાનક સ્મિથ મહાશય ચમકી ગયા. લેમ્પના હલકા પ્રકાશમાં તેમણે તેનો ચહેરો જોયો, એ જ આંખો, એ જ ચીકણી, ચમકદાર ચામડીઃ હા, એ જ નોકર હતો. સ્મિથ મહાશયે વિચાર્યું કે, તે પોતે પોતાની જગ્યાએથી બહાર આવી તેને જણાવે કે, ભૂલથી તે અહીં ઊંઘી ગયા હતા. અને, જો બને તો કોઈ દરવાજાથી તેમને બહાર કાઢે. પણ, એ નોકર એટલો ધીમો ધીમો અને ડરતો ડરતો ચાલતો હતો કે તે હવે શું કરે છે તે જોવાની તેમને ઇચ્છા થઈ આવી.

આ વિચારથી તેઓ પોતાની જગ્યાએ જ ઊભા રહ્યા. એ આદમીએ રબ્બરના બૂટ પહેર્યા હતા, અને એ ચારે બાજુ જોતો જોતો ખૂબ સાવધાનીથી આગળ વધતો હતો. એ સ્મિથ મહાશયની પાછળ એક ખૂણામાં સરકી ગયો. તેમણે તેના શ્વાસોચ્છ્‌વાસનો અવાજ સાફ સાંભળ્યો. તેમને જોયા વગર જ તે આગળ નીકળી ગયો, અને

પછી સહેજ આગળ જઈ એક મોટા મમીની પેટી પાસે રોકાઈ તેને જોવા લાગ્યો. તેણે ખિસ્સામાંથી ચાવી કાઢી તેને ખોલી, અને ખૂબ કાળજીથી તેમાંના શબને બહાર કાઢ્યું. શબ કપડાંથી ચારે બાજુએથી લપેટેલું હતું. તેણે ધીરેથી શબને ઉઠાવી એક સારી જગ્યાએ મૂક્યું, અને તેની પાસે જ પોતાનો લેમ્પ મૂક્યો. પછી, ધીમે ધીમે તેના પર લપેટેલા કપડાં તે ઉખાળવા લાગ્યો. શબમાંથી એક વિચિત્ર પ્રકારની સુગંધ આવતી હતી, જેનાથી ઓરડો મહેકી ઊઠ્યો.

સ્મિથ મહાશય ખૂબ ધ્યાનથી આ બધું નીરખી રહ્યા હતા. ઉત્સુકતાથી તે કંપી રહ્યા હતા! મમી જોઈને જ તેમને લાગ્યું કે, પહેલાં કદી ય તે ખોલાયું નથી. એટલામાં મમીનું માથું ખુલ્લું થયું. તે જોઈ તે આશ્ચર્ય પામ્યા. મૃત રમણીનું મુખ ખૂબ સુંદર હતું. મોંની દરેક વસ્તુ--આંખ, કાન, નાક અને મોં આકર્ષક લાગતું હતું. પરંતુ, માથા ઉપરનું એક કાળું ધાબું તેની સુંદરતાને બગાડતું હતું. સ્મિથ આંખો ફાડીને આ બધુ જોઈ રહ્યા.

પરંતુ, આ બધાનો પ્રભાવ તે વિચિત્ર નોકર પર ખૂબ પડ્યો. તે કંઈક બોલતો બોલતો હાથ લંબાવી તે મમીને ભેટી પડ્યો. તે કંઈક બોલતો હતો. પણ, શું બોલતો હતો તે સમજાતું નહોતું. પણ, પછી કૂદીને તરત તે ઊભો થઈ ગયો, જાણે તેને ઘણું કામ કરવાનું બાકી ન હોય!

ઓરડાની વચમાં એક ગોળ ડબ્બો હતો. તેમાં મિસરની વીંટીઓ, હીરા વગેરેનો સંગ્રહ હતો. તે આ ડબ્બા પાસે આવ્યો, અને પોતાની ચાવીથી તેણે તે ડબ્બો પણ ખોલી નાંખ્યો. પછી, તેણે ખિસ્સામાંથી માટીનું એક વાસણ કાઢ્યું, અને પોતાના હાથમાં થોડીક વીંટીઓ લઈને તેને કોઈ પ્રવાહી છાંટી (જે માટીના વાસણમાં હતું) ઝીણવટથી જોવા લાગ્યો. તેમાં તેને કંઈ

સફળતા ન મળી. તેણે બધી વીંટીઓ પાછી મૂકી દીધી. ને પછી એક એક લઈ તેની પરીક્ષા કરવા લાગ્યો. પછી, તેણે એક મોટી વીંટી ઉઠાવી, અને પોતાની પાસેનું પ્રવાહી તેણે બહુ ઉત્સુકતાથી તેના પર છાંટયું. થોડી વાર પછી તેનું પરિણામ જોઈ તે ખુશ થતો દેખાયો, અને તે વીંટીને હાથમાં ઉછાળવા લાગ્યો. પણ, એકાએક તેના હાથમાંના વાસણમાંથી પ્રવાહી ઢોળાઈ ગયું, અને સ્મિથ મહાશયના પગ સુધી તે રેલાયું.

તે આદમી પોતાની પાસેના એક લાલ રૂમાલથી તેને લૂછવા લાગ્યો, અને લૂછતો લૂછતો તે સ્મિથ મહાશયના પગ સુધી આવી પહોંચ્યો. ત્યારે એકાએક તે અટકીને ઊભો થઈ ગયો.

'મને માફ કરજો,' સ્મિથ મહાશયે તરત જ કહ્યું, 'ભૂલથી હું અહીં જ ઊંઘી ગયો હતો!'

'અને, તમે મને અત્યાર સુધી જોઈ રહ્યા હતા કેમ?' તેણે કઠોરતાથી પૂછ્યું.

સ્મિથ મહાશય ખૂબ હિંમતબાજ હતા, 'હા, હું તમારા કાર્યને જોઈ રહ્યો હતો એ વાત સાચી છે, અને તે જોઈ હું આશ્ચર્ય પામ્યો છું!'

તરત જ તે આદમીએ પોતાના અંદરના ખિસ્સામાંથી એક લાંબી છરી કાઢી. 'તમે ખરેખર બચી ગયા. જો મેં તમને થોડી વાર પહેલાં જોયા હોત તો હું તમને ખલાસ જ કરી નાંખત. પણ, યાદ રાખો કે જો તમે મને અડવા પ્રયત્ન કરશો તો ત્યાં જ ઠાર થઈ જશો!'

'પણ, મારી ઇચ્છા તમારા કામમાં વિઘ્ન નાંખવાની નથી. અકસ્માત જ હું અહીં ઊંઘી ગયો હતો. તમે મને ગમે તે રીતે અહીંથી બહાર કાઢશો તો મોટી મહેરબાની થશે.' આ બધું

સ્મિથ મહાશયે નમ્રતાથી કહ્યું. પેલો આદમી હજુ ય એની છરીને નીરખી રહ્યો હતો.

'હા, ઠીક છે,' તેણે કહ્યું, 'તમારું નામ શું છે?'

સ્મિથ મહાશયે પોતાનું નામ કહ્યું.

"વેનસિટાર્ટ સ્મિથ. ઓહ! કદાચ તમે જ 'અલકેમ' પર એક લેખ લખ્યો હતો! તમારી તે વિષયની યોગ્યતા અભિનંદનીય છે." તેણે કહ્યું.

સ્મિથ મહાશય આશ્ચર્યથી જોઈ રહ્યા હતા.

'જી. હા. અમારી પ્રાચીન સભ્યતા......'

'અમારી પ્રાચીન સભ્યતા!' સ્મિથ મહાશય સાંભળતા જ હતા ત્યાં તેઓ ચમકી ઊઠ્યા. 'અરે, આ મમીને તો જુઓ!' પેલો વિચિત્ર પુરુષ પાછો વળી એ તરફ જોવા લાગ્યો. મૃત સ્ત્રીનું સુંદર મુખ હવાની અસર થતાં જ બદલાઈ ગયું હતું. તેટલા થોડા વખતમાં જ તેની કાયાપલટ થઈ ગઈ હતી. સુંદર મુખને બદલે ત્યાં કેવળ કરચલીઓ જ દેખાતી હતી. પેલા આદમીએ દુઃખ અને શોકથી પોતાની છાતી કૂટી. પણ, તરત જ તેણે પોતાની જાતને સંભાળી લીધી.

'કશું ય નથી.' તેણે કહ્યું, 'હવે કશું ય નથી. મારું આજનું કાર્ય પૂર્ણ થયું છે, અને મારો ભયાનક શ્રાપ પણ આજ દૂર થયો છે. આ નિર્જીવ શરીરનું હવે મારે કશું ય કામ નથી. હવે હું પોતે જ ત્યાં જઈશ, જ્યાં તેનો આત્મા મારી રાહ જોઈ રહ્યો છે. સમય થોડો જ છે. ખેર, મારે તમને કશુંક બતાવવું છે; અહીં આવો!' એમ કહી લેમ્પ હાથમાં લીધો, અને સ્મિથ મહાશયને સાથે લઈ કેટલા ય ઓરડા પસાર કરી તે એક નાના દ્વાર પાસે આવી ઊભો રહ્યો. દ્વાર ખોલી તે નીચે પગથિયાં ઊતરવા લાગ્યો. નીચે પહોંચી સ્મિથ મહાશયે જોયું તો એક બીજું દ્વાર હતું, જેમાંથી આછો પ્રકાશ

બહાર આવતો હતો. તે થોડી વાર અટકીને ઊભા રહ્યા. એટલામાં તેણે તેમને બોલાવ્યા, 'અહીં આવો !'

બારીકાઈથી નીરખતા તે એ ખંડમાં દાખલ થયા. ખંડ બહુ નાનો હતો, પણ પ્રાચીનતાનો પૂરો ખ્યાલ આવતો હતો. લૅમ્પ, ભીંત પરનાં ચિત્રો, ખાવાપીવાનાં વાસણો વગેરે બહુ પ્રાચીન લાગતાં હતાં. વાસણોની બનાવટ પણ વિચિત્ર હતી. પેલા આદમીએ સ્મિથ મહાશયને એક ખુરશી પર બેસવા ઇશારો કર્યો, અને પોતે પાટને છેડે બેઠો.

'મારે કંઈક કહેવું છે,' તેણે કહેવા માંડ્યું. 'હું બધાને સાવધાન કરવા તમને મારી વાત જણાવવા ઇચ્છું છું. પછી તેનો તમારે જે અર્થ કરવો હોય તે કરજો. હું મૃત્યુના કિનારે બેઠો છું, જૂઠું નહીં બોલું.'

"તમે મારા માટે જે ધાર્યું હતું. તે ખરું હતું. હું મિસર-નો જ રહેવાસી છું. મારો જન્મ એક ઊંચા વંશમાં થયો હતો. આજથી ત્રણ હજાર વર્ષ પહેલાં હું બાદશાહ ટટમોસિસના વખતમાં જન્મ્યો હતો. અરે, મારાથી ડરો છો ? ના, મારી વાત સાંભળી તમને મારી દયા આવશે. મારું નામ ઓસરા છે. મારા પિતા ઓસિરિસના મંદિરના મુખ્ય મહંત હતા. મેં અક્ષરજ્ઞાન ત્યાં જ મેળવ્યું હતું, અને લગભગ સર્વ જ્ઞાન હું બહુ જલદી મેળવી શક્યો હતો. મારી પ્રખર બુદ્ધિમત્તાને લીધે મેં સર્વવિદ્યામાં પ્રાવીણ્ય મેળ-વ્યું હતું. પ્રકૃતિનાં રહસ્યો જાણવાની મને તીવ્ર અભિલાષા હતી, અને જીવન તથા મૃત્યુનો ભેદ જાણવાની મેં ખૂબ જહેમત ઉઠાવી. મેં ઔષધશાસ્ત્રનું ખૂબ ઊંડું અધ્યયન કર્યું. હું એવી કોઈ વસ્તુ શોધી કાઢવા માગતો હતો, જેનાથી શરીર નાશ ન પામે, અને કોઈ જાતની અશક્તિ કે બિમારી પણ ન આવે. છેવટે, હું મારા પ્રયો-ગમાં સફળ થયો. મેં એક એવું રસાયણ શોધી કાઢ્યું, જે ખાવાથી

મનુષ્ય હજ્જારો વર્ષ જીવિત રહી શકે. તેમાં કશુંય અશક્ય નથી. જો કોઈ ફરી પ્રયત્ન કરે તો તે જરૂર શોધી શકાય એમ છે.

" 'યુવાન મનુષ્યને જીવન સુંદર લાગે છે. અને જ્યારે મેં આ ઔષધ શોધી કાઢ્યું ત્યારે મને બહુ આનંદ થયો હતો. મારે હવે કોઈ જાતની બિમારી કે મૃત્યુનો ડર ન હતો. એક દિવસ દવા મેં જાતે જ પી લીધી, અને મને લાગ્યું કે જો હું આ દવા મારા કોઈ બીજા મિત્રને પાઉં તો મને જીવનભર તેનો સત્સંગ મળ્યા કરે. ટોથ નામના શહેરમાં એક નવયુવક પૂજારી હતો. તેનું નામ પાર્મા હતું. તે બહુ વિદ્વાન અને હોશિયાર હતો. મેં તેને આ બધી વાત કહી. અને, તેને ય દવા પીવડાવી.

" 'તે પછી મેં પ્રયોગો કરવા બંધ કર્યા, અને શાંતિમાં જીવન વ્યતીત કરવા લાગ્યો. પરંતુ, પાર્મા તો જેમને તેમ કામ કરતો જ રહ્યો. તે કોઈ નવી શોધ કરવા પ્રયત્ન કરતો હતો, પણ તે શી શોધ કરે છે તે વિષે તેણે મને વાત પણ ન કરી. અને, મારે તેની પડી ય નહોતી. હું ખૂબ ઠાઠમાઠથી શહેરમાં મહાલતો હતો; અને મને વિશ્વાસ હતો કે. મારી ઉમ્મર બહુ મોટી છે, અને એક મહા વિદ્વાનમાં મારી ગણના થાય છે. એક દિવસ પાર્મા અને હું શહેરમાં ફરતા હતા ત્યારે રસ્તામાં અમે પ્રાન્તના સૂબાની દીકરીને જોઈ. તેને જોતાં જ હું તેના પ્રેમમાં પડી ગયો. મને તેના સિવાય જીવન વ્યર્થ લાગવા માંડ્યું. મેં તેને મારી બનાવવાની પ્રતિજ્ઞા લીધી, અને તે વાત પાર્માને પણ કહી. પણ, તે આ વાત સાંભળી ત્યાંથી ચૂપચાપ ક્યાંક ચાલ્યો ગયો.

" 'મારી પ્રેમકહાણી પૂરેપૂરી કહેવાની અહીં કોઈ જરૂર નથી. હા, થોડા દિવસ પછી મારી પ્રેમિકા પણ મને ચાહવા લાગી. તેની પાસેથી જ મને ખબર પડી કે, પાર્માએ પણ પણ તેની પાસે પ્રેમની માગણી કરી હતી, પણ તેણે તેનો અસ્વીકાર કર્યો હતો. હું મારા

વિજય પર મનોમન હસતો હતો. તે વખત શહેરમાં પ્લેગનો રોગ ઉગ્ર બનતો જતો હતો. મેં મારી પ્રેમિકાને મારા ઔષધ વિશે વાત કરી. 'તે દવા હું તમને ય આપીશ, જેથી તમે અને હું બન્ને વર્ષો સુધી સાથે રહી શકીશું.' એમ પણ મેં તેને કહ્યું.

"પરંતુ, એનામાં આત્મવિશ્વાસની ખામી હતી. એ બબડી, 'શું તે શક્ય છે કે, આપણે ઈશ્વરની ઇચ્છા વિરુદ્ધ હજારો વર્ષ જીવિત રહી શકીએ?' પણ, મેં તેને સમજાવી કે, તેના વિચાર બિલકુલ પોકળ છે, અને દવા પી જવા મેં તેને સમજાવી. છતાં, તે જરા અટવાવા લાગી. તેણે કહ્યું: 'મને એક દિવસની મહેતલ આપો. હું તેના પર વિચારી લઉં ' મેં કંઈક નિરાશ થઈ તેને વિચારવા સમય આપ્યો. બીજે દિવસે એક નોકર મારે ત્યાં દોડતો આવ્યો. તેણે ખબર આપ્યા કે, અસ્મા( મારી પ્રેમિકા )ની તબિયત બહુ ખરાબ છે. હું દોડતો ત્યાં પહોંચ્યો. તે એક પલંગમાં સૂતી હતી. તેની આંખોમાં ઉદાસીનતા અને ફિક્કાશ દેખાતાં હતાં. તેના માથા પર એક ગોળ ધાબા જેવું હતું. હું જોતાં જ સમજી ગયો. તે મૃત્યુના દૂતનું–પ્લેગનું–નિશાન હતું.

"'હું તે વખતનું શું વર્ણન કરું! ઓહ, તે ન બચી શકી. અને, હું મહિનાઓ સુધી બિમાર રહ્યો–ખૂબ બિમાર રહ્યો–છતાં, મર્યો નહીં તીવ્રમાં તીવ્ર વિષ પણ મને મારી શકે તેમ નહોતું તે દવાની અસર મારા પર બહુ ઊંડી પડી હતી. એક દિવસ જ્યારે હું આરામ કરતો હતો ત્યારે થાકેલા જેવો લાગતો ટોથનો યુવાન પૂજારી પાર્માં.મારી પાસે આવ્યો. તે મારી તરફ એવી રીતે જોતો હતો, જાણે ખુશીથી પાગલ ન થઈ ગયો હોય!

"'તેં તેને મરવા કેમ દીધી?' તેણે પૂછ્યું, 'પેલી દવા કેમ ન આપી?'

"'હું થોડો મોડો પડયો ત્યારે કશું ય થઈ શકે તેમ નહોતું.

પણ હા, તું ય તેને ચાહતો હતો. તું મારા દુઃખનો સમભાગી છે." મેં કહ્યું, 'હજારો વર્ષ પછી આપણા આત્મા તેને મળી શકશે. આપણે કેટલા મૂર્ખ છીએ કે, મૃત્યુને આટલું ખરાબ ગણીએ છીએ!'

"'હા, હા, કહે જા, તારા માટે તે સાચું છે—પણ મારે શું છે.'

"'શું, તું શું કહે છે!' મેં પૂછયું.

"'તું જાણે છે હું કયાં જાઉં છું!' તેણે પૂછયું.

"'ના.' મેં જવાબ આપ્યો.

"'શહેર બહાર જ્યા તેની કબર છે ત્યા હું તેને મળવા જાઉં છું' તે બોલ્યો.

"'ત્યાં શું કરવા જાય છે!' મેં પૂછયું.

"'મરવા માટે,' તેણે કહ્યું,

"'પરન્તુ, તારા શરીર પર તો દવાની અસર છે!'

"'તેને હું દૂર કરી શકું તેમ છું. મારી પાસે એક એવું વિષ છે, જે તેની અસર નષ્ટ કરી દેશે, અને હું એક કલાકમાં મરી જઈશ!' તેણે હસતાં હસતાં કહ્યું.

"મેં તેના તરફ જોયું. તે સાચું બોલતો હતો તેમાં શંકા ન હોતી. તેની આંખોનું તેજ ઓછું થતું જતું હતું.

"'તું મને પણ તે બતાવ!' મેં ચીસ પાડી પૂછયું.

"'કદી નહીં!' મને જવાબ મળ્યો.

"'તો હું તેને શોધી કાઢીશ.'

"'તું કદી નહીં શોધી શકે! તે ફક્ત ટોથની વીંટીમાં જ છે, તને બીજે કયાં ય તે નહીં જડે!'

"'ટોથની વીંટી! તે ક્યાં છે?'

"'તે તને હું નહીં બતાવું. તું અહીં જ રહે. આ કઠોર દુનિયામાં...હું તો હવે સ્વતંત્ર છું!' આમ કહી તે ભાગી ગયો, અને સવારે મને ખબર મળી કે તે મરી ગયો છે!

"તે દિવસ પછી હું ફરી પાછો પ્રયોગશાળામાં પ્રયોગો કરવા લાગ્યો. મારે એક એવું વિષ બનાવવું હતું, જેનાથી હું મરી શકું. મને તેમાં નિષ્ફળતા જ મળ્યા કરી. ત્યારે છેવટે હું નિરાશ થઈ ટોથની વીંટી શોધવા લાગ્યો. પામીએ મને આ વીંટી માટે જે કહ્યું હતું તે મને યાદ હતું. તેની અંદર એક પોલી જગ્યામાં થોડું વિષ હજુ બાકી હતું. અને, જાણવા મળ્યું કે, તે વીંટી પ્લેટિનમની છે. મેં ટોથના મંદિરમાં જઈ તેને શોધવા પ્રયત્ન કર્યો, પરંતુ ત્યાં ઘણી વીંટીઓ હતી, જેમાંથી તેને શોધવી મુશ્કેલ હતી. મેં તેને એ વીંટીઓમાં શોધી, પણ મને તે ન જડી. દુર્ભાગ્યે તે વખતે જ યુદ્ધ શરૂ થયું, અને અમારા દેશ પર એક જંગલી જાતિએ હુમલો કર્યો. યુદ્ધમાં અમે સખત રીતે હાર્યા, અને તેમાં સૂબો અને એના સાથીઓ માર્યા ગયા. હું કેદ પકડાયો, અને મને ઢોર ચારવાનું કામ સોંપાયું. હું કેટલો ય વખત તે કામ કરતો રહ્યો. અને, એક દિવસ ચોરીછૂપીથી હું ત્યાંથી ભાગી નીકળ્યો, અને મારા દેશમાં પાછો આવ્યો. અહીંની પરિસ્થિતિ બહુ ખરાબ હતી–પેલા જંગલી લોકોનો બાદશાહ રાજ કરતો હતો. ટોથના મંદિરની જગ્યાએ એક ખંડેર જ ઊભું હતું–બધી જગ્યાએ મંદિરો અને મૂર્તિઓની દશા ખરાબ થઈ ગઈ હતી. મારી અસ્માની સમાધિનું ક્યાંય નામોનિશાન નહોતું રહ્યું. વીંટી મેળવવાની મેં આશા છોડી દીધી. ખૂબ ઉદાસીનતામાં હું મારા દિવસો વિતાવવા લાગ્યો. એ સમયની ભયનકતાનો તમને કેવળ એક ધૂંધળો ભાસ જ દેખાશે. તમે બહુ થોડા દિવસો જ આ પૃથ્વી ઉપર રહો છો. ત્યાં તો મૃત્યુ તમારો કોળીઓ કરી જાય છે. પણ, મને તેનો ખ્યાલ છે—શતાબ્દિઓ મારી આંખો આગળથી પસાર થઈ ગઈ, છતાં હજુ હું જીવિત છું. હું હિરોડોટસના સમયે હતો, ઈસુના જન્મ સમયે અને ઇલિયમના પતન વખતે ય હું હાજર હતો! ઓહ! હવે ઘણા કાળ પછી હું સુખે વિશ્રામ કરી શકીશ. મેં ઘણાં દેશો જોયા છે, અને હું કેટ-

લીય ભાષાઓ શીખ્યો છું. ધીરે ધીરે પ્રાચીન સભ્યતાના સ્થાને નવી સભ્યતા પોતાનો પ્રભાવ જમાવતી આવે છે. ખેર, હવે તે વાતો સાથે મારે શી નિસ્બત છે? આજ તે બધું મારા માટે જૂનું થઈ ગયું છે. હું બીજી સ્ત્રીને ચાહી શક્યો નથી. અસ્માને તેની ખબર જ હશે કે, હું સદૈવ તેને જ ચાહતો રહ્યો છું.

"મિસર વિષે જે કંઈ લખાય તે વાંચવાનું મારો નિયમ જેવું જ થઈ ગયું હતું. અને, તે હું વાંચ્યા કરતો હતો. આજથી લગભગ નવ મહિના પહેલાં જ્યારે હું સાન ફ્રાન્સિસ્કોમાં હતો ત્યારે મારા વાંચવામાં આવ્યું કે, મારા પ્રાચીન નગર પાસેથી જ કેટલીક ચીજો ખોદકામ કરી કાઢવામાં આવી છે. હું ઉત્સુકતાથી નાચી ઊઠ્યો. તેમાં એવું લખ્યું હતું કે, ત્યાંથી જૂનાં મમી પણ જડયાં છે, અને એક બંધ પેટી પર એવું લખેલું છે કે, અંદર શહેરના સૂબાની પુત્રીનું શબ રાખેલું છે.' અને ઉપરનું ઢાંકણુ ઉઘાડતાં અંદરથી એક મોટી પ્લેટિનમની વીંટી જડી છે, જે મૃત યુવતીની પડખે રખાયેલી હતી. હવે જાણી શક્યો કે, પાર્માખ કેટલી ચાલાકીથી તેને છૂપાવી હતી.

"તે જ દિવસે હું ત્યાંથી મારા પુરાણા નગર તરફ જવા નીકળ્યો. ત્યાં ચારે બાજૂ હવે હવે રેતીનું મેદાન હતું. અને પ્રાચીન મકાનોના ખંડેરો સિવાય ત્યાં બીજું કશું ય નહોતું. ત્યાં થોડાક માણસો જમીન ખોદતા હતા. તેમને મેં પેલી વીંટી અને મમી વિષે પૂછ્યું. તેમણે મને કહ્યું કે, તે બન્ને વસ્તુઓ કેરોના મ્યુઝિયમમાં મોકલાવાઈ છે. ત્યાંથી હું કેરો ગયો. પરંતુ, ત્યાંથી ખબર મળી કે તે કેરો નહીં, પણ પેરિસના 'લુવ્રે મ્યુઝિયમ'માં મોકલાવાઈ છે. તે પછી હું અહીં આવ્યો, અને આ વસ્તુઓ મેળવવા પ્રયત્ન કરવા લાગ્યો. એક વાર એવું બન્યું કે અહીં એક નોકરની જગ્યા ખાલી પડી. મેં તેના માટે પ્રયત્ન કર્યો, અને મને તે જગ્યા મળી ગઈ. અહીં આવ્યા

પછી તરત જ મને તે ઓરડો દેખરેખ રાખવા સોંપાયો, અને હવે આજે મારી અહીં છેલ્લી રાત છે.

"વેનસિટાર્ટ સ્મિથ! આ મારી કથની છે. એક વિચિત્ર યોગે તમે અહીં હાજર છો, અને તમારા જેવા વિદ્વાન પુરુષને વધુ કંઈ કહેવાની જરૂર નથી. તમે મારી પ્રેમિકાનું મુખ આજ જોયું છે, અને તમે તે પણ જાણ્યું છે કે, હું તેને કેટલો ચાહતો હતો. પેલી પ્લેટિનમની વીંટી પણ આજ મને જડી ગઈ છે, અને તેની અંદર જડેલા કાચમાં થોડું વિષ હજુ બાકી છે, જે મારા માટે પૂરતું છે તેનો મને વિશ્વાસ છે. મેં તમને મારી વાત સંભળાવી છે. તમે ચાહે તે બીજાને કહો કે ન કહો તેથી મને કંઈ નુકશાન નથી. હા, આજ તમે ખરેખર બચી ગયા, કેમકે મારા કામમાં જો જરા ય અડચણ પડત તો તેનો સામનો કરવા ગમે તે ભોગે એ અડચણને દૂર કરવા હું તૈયાર જ હતો. ચાલો, હવે હું તમને દ્વાર બતાવું, જ્યાંથી તમે સીધા રિચૂડી રિવાલી જઈ શકશો. અચ્છા ત્યારે, શિવરાત્રી! (ગૂડ નાઈટ)"

સ્મિથ મહાશયે બહાર નીકળી પાછા વળી જોયું. થોડા સમય તે દ્વાર પાસે ઊભો રહ્યો, અને પછી દ્વાર બંધ થઈ ગયું. બીજે દિવસે લંડનમાં તેમણે નીચે લખેલું વૃત્તાન્ત એક છાપામાં વાંચ્યું:

## "લુવ્રેમાં વિચિત્ર ઘટના

ગઈ કાલે સવારે એક વિચિત્ર ઘટના અહીં બની છે. મ્યુઝિયમનો સાફસૂફ કરનાર એક નોકર એક મમીને લપેટાઈને પડયો હતો. પાસે જતાં ખબર પડી કે તે મરી ગયો છે. વીંટીઓ રાખવાનો એક ડબ્બો પણ ખોલેલો પડયો હતો, અને તેમાંથી એક વીંટી પણ કાઢેલી હતી. ડૉકટરોનો એવો અભિપ્રાય છે કે, તે મમીને ક્યાંક લઈ જતો હશે, પણ હૃદય બંધ પડવાથી તે મરણ પામ્યો છે."

પોલેન્ડ

# માનવતાનો તાર

લેખક : **બોલેસ્લાવ પ્રસ**

રાણીસાહેબાને અનાથાશ્રમની એમની તાજેતરમાં મુલાકાતમાં એક અસાધારણ દૃશ્ય જોવા મળ્યું. અનાથાશ્રમમાં એમણે એક ફાટેલા પુસ્તકને વાંચવા સારુ ઉપરાઉપરી પડાપડી કરતા ચાર છોકરાઓને જોયા.

રાણીસાહેબાને આ દૃશ્યથી અચંબો થયો. એ બોલી ઊઠયાં: 'કેમ, છોકરાઓ! આવું તે થતું હશે! આમ તે લડાતું હશે!... જો આમ કરશો તો તમારામાંથી કોઈને 'જિન્જર બ્રેડ'* નહિ મળે, ને વધારામાં તમારે ખૂણામાં જઈને અંગૂઠા પકડવા પડશે.'

" એણે મારી પાસેથી 'રોબિન્સન ક્રૂઝો' ઝૂંટવી લીધી." એક છોકરાએ પોતાના ગુનાનો બચાવ કરવાની હિંમત કરી.

'ના, એ તો જૂઠું બોલે છે. ખરું પૂછો તો, એણે મારી કનેથી એ ચોપડી ઝૂંટવી લીધી!' બીજો બોલી ઊઠયો.

"તું આવડું બધું જૂઠું શાનું બોલે છે?" ત્રીજા છોકરાએ બીજા છોકરા સામે ઘૂરકિયું કર્યું: "અલ્યા. તેં તો મારી કનેથી 'રોબિન્સન ક્રૂઝો' લીધી'તી!"

જે ધર્મભગિનીના સંચાલનમાં આ અનાથાશ્રમ હતો તેમણે પરિસ્થિતિ સમજાવતાં રાણીસાહેબાને કહ્યું: 'રાણી સાહેબા! આવું આવું

* આદાનો રસ તથા મસાલો નાંખીને બનાવેલી ગળી રોટલી

તો અહીં રોજ બને છે—રોજ કડક ધ્યાન રાખવા છતાં યે. સાચું પૂછું તો છોકરાઓને પુસ્તકો વાંચવા બહુ ગમે છે, ને અહીં અનાથાશ્રમમાં પુસ્તકોની બહુ કમી છે.'

રાણીસાહેબાના હૃદયને કોઈ અપરિચિત લાગણીની લહરીની વીજળી અજવાળી ગઈ. પણ, વિચાર કરતાં એમને થાક લાગતો હતો—કંટાળો આવતો હતો—એટલે એમણે એ લાગણીની લહરીને ભૂલવા પ્રયત્ન કર્યો. થોડા દિવસ પછી જ્યારે એ રાજ્યના વડા સલાહકાર સાહેબને બંગલે અતિથિ તરીકે જઈને રહ્યાં ત્યારે એમનાથી ધાર્મિક ને લોકોપયોગી વાતો સિવાય બીજી કઈ વાતો થઈ શકે? એ વખતે એમને અનાથાશ્રમવાળો પેલો પ્રસંગ ને સંચાલિકાબેને એ વિશે કરેલો ખુલાસો સાંભરી આવ્યો, ને એ વિશે એમણે સવિસ્તર કહ્યું.

આ વાત ધ્યાનપૂર્વક સાંભળતાં વડા સલાહકાર સાહેબે પણ એક પ્રકારની વિચિત્ર લાગણી અનુભવી, અને એ વિચાર કરવાને ટેવાયેલા હોવાથી, 'થોડાંક પુસ્તકો અનાથાશ્રમને મોકલાય તો સારું,' એવો અભિપ્રાય એમણે ઉચ્ચાર્યો. એ બોલ્યા: 'રાણીસાહેબા, હું ભૂલતો ન હોઉં તો મારા જ કબાટોમાં અથવા કાં તો મારી ટ્રન્કોમાં કેટલાંક પુસ્તકો પડયાં છે. એ પડયાં પડયાં રદ્દ જવાનાં છે. મેં એ મારાં બાળકો સારુ વર્ષો પહેલાં ખરીદ્યાં હતાં. હવે એને કોઈ અડતું નથી. પણ, સાળું, એ બધાંને આમથીતેમથી એકઠાં કરતાં આળસ ચડે છે.'

એ જ સાંજે એક સામાજિક કાર્યકરને ત્યાં વડા સલાહકાર સાહેબ ખાસ નિમંત્રણથી ગયા. આ કાર્યકરની આખી જિંદગી નાનાં નાનાં સેવાનાં કાર્યોમાં જેવાં કે, રાજ્યના ધર્માધિકારીએ ખોલેલા મફત વર્ગો ચલાવતા શિક્ષકોને બનતી મદદ કરવી વ. માં વીતી હતી. આ કાર્યકર ખુશ થાય એવી ઇચ્છાથી, રાણીસાહેબાએ અનાથાશ્રમની જે મુલાકાત લીધી હતી તેની, અને અનાથાશ્રમની સંચાલિકાબેન પાસેથી રાણીસાહેબાએ જે સાંભળ્યું હતું તેની વડા સલાહકાર સાહેબે

આ કાર્યકરને વાત કરી. ને, એ પછી પોતાના તરફથી એમણે ઉમેર્યું: 'એ તો ભાઈ ખરું છે. અનાથ બાળકો સારુ પુસ્તકોની સગવડ થવી જ જોઈએ.'

"એમાં શું ? એ તો આમ થઈ રહેશે !" કાર્યકરભાઈ બોલી ઊઠ્યા. "આવતી કાલે હું 'કોરિયર' પત્રની ઑફિસે જવાનો છું. અને, અનાથાશ્રમને પુસ્તકોની જરૂર છે એ બાબતની જાહેરાત એમાં પ્રસિદ્ધ થાય એવો હું પ્રબંધ કરીશ."

વળતે દિવસે કાર્યકરભાઈ 'કોરિયર' પત્રના તંત્રીમંડળના ખંડમાં ખૂબ ઉત્તેજિત થઈને દાખલ થયા, અને કહ્યું: 'આ તો ભાઈ અસહ્ય કહેવાય. રાજ્યના એકના એક અનાથાશ્રમને પુસ્તકોની ખોટ ! લોકો અનાથ બાળકોને પુસ્તકોનું થોડુંક દાન કરે એવું ભગવાનને ખાતર છાપો.'

કાર્યકરભાઈ અણીની પળે આવ્યા હતા, કારણ વર્તમાનપત્રને થોડીક સનસનાટી ઉપજાવે એવી લીટીઓની આવશ્યકતા હતી. રિપોર્ટર તરત કાગળકલમ લઈ બેસી ગયો, ને આ પ્રમાણેના શીર્ષક સાથેનો લેખ એણે તૈયાર કરી નાખ્યો :

'સમાજને આશ્રયે પડેલા બાબા જેટલા છોકરાઓ !

પુસ્તકોની અનિવાર્ય આવશ્યકતા !

બિચારાં પુસ્તક—ભૂખ્યાં બાળકો !'

એ પછી, સંતોષના ઉદ્‌ગાર કાઢતા કાઢતા કાર્યકરભાઈ ઘરે ભોજન માટે ગયા.

થોડાક દિવસ પછી એક રવિવારે હું મારા એક મિત્ર—પદાર્થવિજ્ઞાનના પ્રાધ્યાપક—સાથે એકાએક 'કોરિયર' વર્તમાનપત્રની ઑફિસે આવી ચડ્યો. ત્યાં તંત્રીમંડળની ઑફિસના દ્વાર આગળ એક મેલાંઘેલાં કપડાં પહેરેલો, ચિમનીના ધુમાડાની મેશથી જેના હાથ કાળા થયા છે તેવો એક માણસ ઊભો હતો. એની પડખે એક નાની

છોકરી ઊભી હતી. છોકરીનો પહેરવેશ પણ લઘરવઘર હતો, ને એના હાથમાં જૂનાં પુસ્તકોનું એક બંડલ હતું.

"કેમ ભાઈ, કોનું કામ હતું?" મેં પૂછ્યું. મેલાઘેલા માણસે એની ટોપી ઊંચી કરી. ને નમ્રતાથી જવાબ આપ્યો: "સાહેબ, હું થોડાંક પુસ્તકો લાવ્યો છું. જેમના વિશે તમે લખ્યું હતું તે બિચારાં 'પુસ્તક-ભૂખ્યાં' બાળકો માટે."

ફિક્કી છોકરીના ગાલ પર શરમના શેરડા પડ્યા; ને એના ગાલ. એની પાંડુવર્ણી ફિક્કાશ બાદ કરતાં જેટલી રતાશ ધારણ કરી શકે તેટલા, રતૂમડા બન્યા.

એ છોકરીના હાથમાંથી મેં પુસ્તકોનું બંડલ લઈ લીધું. ને ત્યાં હાજર રહેલા ઑફિસના એક પટાવાળાને એ સુપ્રત કર્યું.

'ભાઈ, આપનું નામ?'

'સાહેબ, એની શી જરૂર છે!' એ જરા ગૂંચવણમાં મુકાયો હોય એમ બોલ્યો.

'કેમ, એની જરૂર તો ખરી જ ને. અમારે પુસ્તકના દાતાનું નામ તો છાપવું જ જોઈએ ને?'

'અરે, એવી કંઈ જરૂર નથી. સાહેબ. હું તો એક ટોપીઓ બનાવવાના કારખાનામાં કામ કરતો ગરીબ માણસ છું. એવીતેવી કંઈ જરૂર નથી.'

અને, એની નાની પાતળી દીકરી સાથે એ જતો રહ્યો.

મારી સાથે પદાર્થ-વિજ્ઞાનના પ્રાધ્યાપક હતા. એટલે કદાચ મને નવી ઢબે તાર (ટેલિગ્રાફ) પહોંચાડવાની પ્રક્રિયાનું સ્ફુરણ થયું હોય કે પછી ગમે તે હોય, પણ આમાંથી મને એક રૂપક સૂઝ્યું. એ રૂપકમાં તાર મોકલવાનું મથક અનાથશ્રમ હતું, ને તાર ઝીલવાનું મથક (Receiving-Station) ટોપી બનાવવાના કારખાનાનો કામદાર હતો. જ્યારે પહેલા મથકે તાર કર્યો એટલે બીજા મથકે તુર્ત જ એ તાર લઈ લીધો! જ્યારે પહેલાએ માગ્યું ત્યારે બીજાએ તે પૂરું પાડ્યું.

ને, બાકીના અમે બધા તારના દોરડાના વચલા થાંભલા હતા!

## <u>રશિયા</u>

# નોકર

લેખક : **એસ. ટી. સેમિગ્રોનોવ**

**જે**રાશિમ ગામડાનો હતો. એ મોસ્કો શહેરમાં આ શેઠને ત્યાં કે પેલા શેઠને ત્યાં નોકરી કરીને પેટિયું કાઢતો.

હમણાં કેટલાક મહિના જેરાશિમ એના વતનમાં રહી આવ્યો. પણ, અત્યારે એ મોસ્કોમાં એવા વખતે આવ્યો હતો, જ્યારે ફરી નોકરી પર ચડવું કઠણ હતું. નાતાલના તહેવારોની માત્ર એક મહિનાની જ વાર હતી. નાતાલ ઉપર નોકરોને શેઠ તરફથી બોણીની રકમ અને બીજી ભેટસોગાદો મળતી. એટલે. નાતાલના આ અરસામાં નોકરી પરથી કોઈ રજા લઈને ઘેર જતું નહિ. નોકરીમાં બહુ કામ રહેતું હોય તો પણ, અથવા 'આ નોકરી તો હું જ કરી શકું' એવું કોક કોક જણ નોકરીમાં બહુ કામ હોવાથી કહેવા છતાં પણ, કોઈ કહેતાં કોઈ પણ હમણાં નોકરીમાંથી રજા લઈ ઘેર જતું નહોતું. એટલે, ખેડૂતપુત્ર જેરાશિમે ત્રણ અઠવાડિયાથી સારું યે શહેર માથે કર્યું, પણ ક્યાંય નોકરીનો જોગ બેઠો નહિ.

એ એના ગામના માણસો ને ગામના ભાઈબંધો ભેળો રહેતો હતો. હજુ સુધી એને પૈસાની ખાસ તંગી સહન કરવી પડી નહોતી, તો પણ જવાનજોધ માણસ થઈને કામધંધા વગર બેસી રહેતાં એના પગે કીડીઓ ચડતી હતી. એનું મન ઉદાસ રહેતું હતું. એને શરમ આવતી હતી.

બહુ નાની ઉમ્મરે જેરાશિમ મોસ્કોમાં આવ્યો હતો. પહેલાં તો, એ જ્યારે નાનો છોકરો હતો ત્યારે [illegible]

શરાબની શીશીઓ ધોવાનું કામ કરતો, ને એ પછી એણે કોક પૈસાવાળાના ઘરમાં વાસણ માંજવાનું કામ કર્યું. એ પછી બે વરસથી એ એક વેપારીને ત્યાં હતો, અને જો સરકારે લશ્કરી ભરતી સારુ એને એના ગામ ન બોલાવ્યો હોત તો હજુ સુધી આ નોકરીમાં જ એ કાયમ થયો હોત. ખેર, છેવટે એનું લશ્કરમાં નામ દાખલ કરવામાં ન આવ્યું; ગામમાં પણ એને કામ કરવું ન ગોઠ્યું, કેમકે નાનપણથી જ શહેરમાં જીવન ગાળેલું હોવાથી ગામડાનું જીવન એને ફાવતું નહિ. ગામથી નીકળતાં એણે નિશ્ચય કર્યો કે, ભલે મોસ્કોમાં ગમે તેટલી હાડમારી સહન કરવી પડે, એ હું સહન કરીશ, પણ ગામમાં તો હું નહિ જ રહું.

બેકાર સ્થિતિમાં શેરીએ શેરીએ ભટકવું એને બહુ વસમું લાગતું હતું. કોઈ પણ જાતનું કામ મેળવવા એણે આકાશપાતાળ એક કર્યાં. લગભગ બધા જ ઓળખીતાપાળખીતાને નોકરી સારુ ભેગો થઈ આવ્યો. પછી તો લાજશરમ કોરે મૂકીને રસ્તે હીંડતા માણસોને એણે પૂછ્યું, 'ભાઈ, ક્યાંય કામધંધો મળશે?' પણ, બધું જ વ્યર્થ.

અંતે, બીજે નોકરી કરતા પોતાના ગામના લોકોને ત્યાં વારેઘડીએ જતાં એને શરમ આવવા માંડી. કેટલાક જણા તો એના પર એ વારેઘડીએ આવતો હતો એટલે ખીજાવા પણ લાગ્યા હતા. કેટલાક જણને તો જેરાશિમ વારેઘડિયે એમને મળવા આવતો હતો તેથી, એમના શેઠોનું પણ સાંભળવું પડતું. જેરાશિમને આમાંથી કંઈ માર્ગ જડતો નહોતો. એને સૂઝ નહોતી પડતી કે, શું કરવું? કોઈ કોઈ વાર આવી ઉદાસીનતાના માર્યા એ ખાધાપીધા વિના જ એમને એમ વિચારમાં જ દહાડો કાઢી નાંખતો.

[ ૨ ]

એક દિવસ જેરાશિમ શહેર બહારની કોઈ દૂરની સોસાયટીમાં

પાસે ગયો. એ શરોવશેઠ નામના એક વેપારીને ત્યાં કેટલા.ય વખતથી શેઠના ગાડીવાન તરીકે નોકરી કરતા હતા. એમના પર એમના શેઠ બહુ ખુશ હતા. શેઠના એ વિશ્વાસુ નોકર હતા, ને શેઠના ચારે હાથ એમના ઉપર હતા. શેઠની એમના પર આવી કૃપાનું કારણ ખાસ કરીને એમની મીઠી જીભ હતી. પોતાની મીઠી જીભથી બીજા નોકરો પાસેથી પણ એ કામ લેતા, એટલે શેઠની એમના ઉપર ખાસ મહેરબાની રહેતી.

જેરાશિમ આ એગરકાકા કને ગયો; એમને નમસ્કાર કર્યાં. એગરકાકાએ એને ચાહીને બોલાવ્યો. એટલું જ નહિ, એને નાસ્તો આપ્યો, ને ચાપાણી પણ કરાવ્યાં. પછી, જેરાશિમના ખબરઅંતર પૂછતાં એમણે પૂછ્યું: ' કેમ હમણાં શું કરે છે ? '

જેરાશિમે કહ્યું: ' એગરકાકા, શું વાત કરું ? ઘેરથી આવ્યા પછી એક પણ દિવસ નોકરી પર ચડયો નથી. '

' તો પછી તારા જૂના શેઠને ત્યાં તું કેમ ન ગયો ? '

' ગયો તો ખરો. '

' એ તને ફરી રાખવા નથી માગતા ? '

' મારી જગ્યાએ હાલ એક બીજો આદમી કામ કરે છે. '

' એવી વાત છે એમ કહેને ત્યારે ? તમારા જુવાનિયાઓમાં કામ કરવાના વેતા જોઈએ ને ? તમારા કામ કરવાના ઢંગ શેઠ જુએ ને ! એટલે પાછા આવો પછી શેઠ તમને શેના રાખે ? શેઠની નોકરી તો એવી ખડે પગે કરવી જોઈએ કે શેઠ ખુશ ખુશ થઈ જાય. ફરી પાછા જઈએ ત્યારે જગ્યા ન હોય તો તમારી જગ્યાએ કામ કરતા માણસને રજા આપીને પણ તમારા માટે જગ્યા કરી દે, એવું આપણું કામ હોવું જોઈએ ! '

' આજકાલ એવા શેઠિયા કેટલા છે ? '

' વડચડ કરવાથી શો ફાયદો ? હું તો, ભાઈ, મારી વાત

કરું. સાંભળ. જો કોઈ કારણથી મારે ઘેર જવું પડયું, ને બહુ દહાડા પછી પાછો આવું તો પણ મારા શરોવશેઠ બહુ ખુશી થઈને મને રાખી જ લે.'

જેરાશિમ આંખો નીચી ઢાળીને બેસી રહ્યો. એગરકાકા પોતાની બડાઈ હાંકે રાખે છે, એ એણે જોયું. 'લાવને મને ય એમને ખુશ કરવા દે' એ વિચારે એ બોલ્યો: 'એગરકાકા, હું બધું ય સમજું છું, પણ તમારા જેવો શેઠ મળવો મુશ્કેલ છે ને? એ તો ઠીક છે, પણ સાથેસાથે જો તમે લાયક ન હોત, આળસુ હોત તો, તો તમારા શેઠ આ બાર વરસ સુધી તમને ન રાખત. તમારા કામની વાત અમારી સાથે શેની જ થાય?'

એગરકાકાના મોં પર સ્મિત ફરક્યું. એમનાં વખાણ થતાં જોઈ એમને ખુશી ઊપજી. એમણે કહ્યું: 'એ તો દીવા જેવી વાત છે, ભાઈ. તું ય જો મારી પેઠે બરાબર મન લગાડીને, દેહ ભાંગી નાખીને, નોકરી કરે તો તારે ય મહિનાના મહિના સુધી આરો રખડવાનો વારો ન આવે.'

જેરાશિમ ચૂપ રહ્યો. એણે કશો ય જવાબ દીધો નહિ.

આ જ વખતે શેઠનું એગરકાકાને તેડું આવ્યું. જતાં જતાં એમણે જેરાશિમને કહ્યું: 'થોડી વાર થોભ. હું આ આવ્યો.'

[૩]

એગરકાકાએ આવીને કહ્યું કે, અડધા કલાકમાં ગાડી જોડીને એમણે તૈયાર થવું પડશે. શેઠને શહેરમાં જવું છે. પછી, એમણે ચૂંગી સળગાવી, ને તમાકુના ઘૂંટ ખેંચતાં ખેંચતાં એમણે જેરાશિમને કહ્યું: 'તું કહેતો હોય તો શેઠને કહીને અહીં તને નોકરી રખાવી દઉં.'

'શું એમને નોકરની જરૂર છે, હેં?'

'જરૂર તો નથી. પણ, એક આદમી છે તે બરાબર કામ નથી કરી શકતો. એ હવે ઘરડો થયો છે. એનાથી કામ થતું નથી, વળી, આ બાજૂ ઝાઝી વસ્તી નથી, એટલે પોલિસવાળા પણ આ બાજૂ આવીને નામ લખી જતા નથી. નહિતર, તો બુઢ્ઢો બરાબર જગ્યા સાફ રાખતો નથી, એટલે એક દહાડો યે શેનો ટકે? શેઠનો દંડ થાય એટલે શેઠ એને રાખે ખરા? સફાઈના કામને એ પહોંચી શકતો નથી.'

'તો એગરકાકા, શેઠને કહીને મને રખાવી દો. હું તમારો જિંદગીભરનો ઓશિંગણુ રહીશ. કામ વગર એક દિવસ પણ બેસી રહેવું મને જરા યે પાલવતું નથી.'

'સારું ત્યારે. હું શેઠને કહીશ. કાલ ફરી આવજે. અને, લે આ પાવલી. એ વાપરજે.'

'નમસ્કાર, એગરકાકા! ત્યારે તમે મારા માટે મહેનત કરશો ને? આટલી મહેરબાની કરજો, બાઈસા'બ.'

'હા, હા, જરૂર. ગામના છોકરા માટે નહિ કરીએ તો પછી કોના માટે કરીશું?'

જેરાશિમ ચાલ્યો ગયો. એગરકાકા ઘોડા પર સામાન નાખવા લાગ્યા. એ પછી એમણે ગાડીવાનનો પોતાનો પોશાક ચડાવી, ગાડી જોડી. ગાડીને દરવાજા આગળ લઈ ગયા. શરોવશેઠ મકાનની બહાર નીકળીને ગાડીમાં બેસી ગયા, ને એગરકાકા ગાડી હાંકવા લાગ્યા.

શેઠચાકર શહેરમાં કામ પતાવીને ઘેર પાછા આવ્યા. એગર-કાકાએ જોયું કે અત્યારે મારા શેઠ ખુશમિજાજમાં છે, એટલે એમણે જેરાશિમની વાત કાઢવી ઉચિત ધારી. એમણે કહ્યું: 'શેઠ, મારે તમારું એક કામ છે.'

'શું?'

'મારા ગામનો એક જુવાન છોકરો આવ્યો છે. બહુ સરસ છોકરો છે. અત્યારે સાવ બેકાર છે.'

'તો...?'

'તમે એને રાખશો?'

'કયા કામ સારુ રાખું?'

'બહારનાં કામ, ઝાંપાની સંભાળ, ઝાડૂ, વગેરે સારુ તમે રાખો તો?'

'પણ, એવા કામ માટે તો પોલકારપિચ છે.'

'એ શું કરતો'તો એનું કપાળ! એ ડોસો તો હવે કાઢી મૂકયાના દાવનો થયો છે.'

'એ સારું નહિ કહેવાય. મારે ત્યાં કેટલાય વખતથી કામ કરે છે. કંઈ પણ કારણ વગર એને કેવી રીતે છૂટો કરાય?'

'હા, શેઠ એ વાત તો ખરી કે. એણે તમારે ત્યાં બહુ દહાડા વૈતરું કૂટયું; પણ, એ વૈતરું ઓછું એણે મફતમાં કૂટયું છે? બદલામાં એને પગાર મળ્યો છે. એના ઘડપણમાં ખપ લાગે એ સારુ નહિ નહિ તો એણે પચાસસો રૂપિયા બચાવ્યા હશે.'

'બચાવ્યા હશે! કેવી રીતે, કયાંથી? એ એકલો તો છે નહિ. એને એની બૈરીનું પૂરું કરવાનું છે. આટલી રકમ એ કેવી રીતે બચાવી શકે?'

'એની બૈરી પણ કમાય છે.'

'અરે, એ શું કમાતી હશે, ધૂળ! એટલું ખર્ચ તો તાડી પીવામાં થતું હશે.'

'તમે પોલકારપિચ અને એની બૈરી માટે આટલો બધો શાનો જીવ બાળો છો? સાચી વાત તો એ છે કે, હવે એ કામ નથી કરી શકતો. એને રાખવાથી તમને કશો ફાયદો નથી. પૈસા ખોટા ખરચાય છે. એ વખતસર બરફને સાફ કરતો નથી. કંપાઉન્ડ પણ

ગંદુ રાખે છે. એના તે કામ કરવાના કંઈ ઢંગ છે? અને, એ સિવાય, જ્યારે એનો ચોકી કરવાનો વારો આવે છે ત્યારે રાતમાં દશ વાર ગરમ થવા તો એની કોટડીમાં જઈને બેસી રહે છે. એનાથી ટાઢ વેઠાતી નથી. તમે જેજો એના લીધે તમારે કોક વાર પસ્તાવું ના પડે તો! ત્રિમાસિક તપાસ માટે થોડાક દિવસોમાં જ સુધરાઈ તરફથી અમલદાર આવવાના છે. એ વખતે દંડ થશે તો?'

'આમ છતાં એને છૂટો કરવો એ સારું દેખાશે? આજકાલ પંદર વરસથી મારે ત્યાં એ નોકરી કરે છે. ઘડપણમાં એને હું આમ હડસેલી મૂકું તો પાપ લાગશે.'

'પાપ! પાપ શેનું? તમે એને શું નુકસાન પહોંચાડો છો? એ કંઈ ભૂખે મરવાનો નથી. ગરીબો માટેના સદાવ્રતમાં જઈને બેસશે. ઘડપણમાં એ ત્યાં શાંતિમાં દિવસો વીતાવશે.'

શરોવશેઠે વિચારીને કહ્યું :

'ઠીક વાત છે; કાલ તું મારા માણસને મારી પાસે લાવજે.'

'શેઠ, એને તમે રાખી લેજો. એની મને બહુ ફિકર રહે છે. એ બહુ કાજગરો છોકરો છે, ને બહુ દહાડાથી બેકાર છે. એ તમારી નોકરી તન તોડીને કરશે એની હું ખાત્રી આપું છું. શેઠ સાહેબ, જો સરકારે એને ફોજમાં ભરતી કરવા માટે ગામડે ન બોલાવ્યો હોત તો એની જૂની નોકરી ન તૂટત. એણે જ જો એની નોકરી ન છોડી હોત તો એના શેઠ એને નોકરીમાંથી છૂટો કરવા રાજી નહોતા.'

[ ૪ ]

બીજે દિવસે સાંજે જેરાશિમ પાસે આવ્યો ને પૂછ્યું : 'એગરકાકા, મારા માટે કંઈ થયું ખરું?'

'હા, કંઈક થયું છે. પહેલાં ચા પી લે. પછી, આપણે શેઠને મળીએ.'

જેરાશિમને ચા પીવાની જરાય ઇચ્છા નહોતી શેઠ છેવટે શું

કહેશે એ જાણવાની તીવ્ર તાલાવેલી તેને લાગી હતી તો પણ એગર-કાકાનો હાથ એ તરછોડી શક્યો નહિ. એ ચા ગટગટાવી ગયો. પછી, બંને જણા શેઠ કને ગયા.

શરોવશેઠે જેરાશિમને એ પહેલાં ક્યાં કામ કરતો હતો, શું શું કામ કરતો હતો, ને બીજું શું શું કામ આવડે છે વ. વિશે પૂછપરછ કરી. પછી, 'જે કામ મારે ત્યાં નીકળશે તે તારે કરવું પડશે' એવી શરત સાથે એને નોકરી પર રાખ્યો, ને કહ્યું, 'કાલ સવારથી જ કામ પર ચડી જાઓ.'

પોતાના આવા ભાગ્યથી જેરાશિમ ખુશ ખુશ થઈ ગયો. એ આનંદથી ફૂલાતો એગરકાકાની ઓરડીમાં ગયો.

એગરકાકાએ એને કહ્યું : 'જો ભાઈ, તારું કામ સારી રીતે કરજે. તારા લીધે મારે શરમાવું ન પડે, મારે સાંભળવું ન પડે. શેઠિયાઓ કેવા હોય છે એ તો તું જાણે છે. જો જરા પણ ગફલત થઈ ને પકડાઈ ગયા તો બાર વાગ્યા સમજવા. એ પછી તો શેઠ હંમેશાં કસૂરો શોધતા ફરશે, ને પછીથી શાંતિથી નોકરી કરવી અઘરી થઈ પડશે.'

'એગરકાકા, એના માટે તમે કશી ફિકરચિંતા કરશો નહિ.'

'હા, એટલું જ મારે જોઈએ છે.'

જેરાશિમ એગરકાકાને રામ રામ કરી ઝાંપાની બહાર જવા માટે નીકળ્યો. રસ્તામાં જ પોલકારપિચની ઓરડી હતી, ને એની ઓરડીમાં પ્રકાશ બહાર આવીને રસ્તાને અજવાળતો હતો. જેરાશિમને એના આ ભાવિ નિવાસને જરા અંદરથી જોવાનું કુતૂહલ થયું. એ બે ડગલાં આગળ વધીને ઓરડીના જાળિયાની પાસે આવ્યો. પણ, જાળીના કાચ પર બરફ પડયો હતો, એટલે અંદર કશું દેખાતું નહોતું. તો પણ અંદર થતી વાતચીત એના સાંભળવામાં બરાબર આવી.

અવાજ કોઈ સ્ત્રીનો હતો: 'હવે આપણે શું કરીશું?'

પછી પુરુષનો અવાજ આવ્યો—એ પોલકારપિચ હતો : ' મને તો કંઈ સૂઝતું નથી. હવે આપણે ભીખ માંગવી પડશે, બીજું શું ? '

સ્ત્રીએ કહ્યું : ' ખરું, એ સિવાય આ અવસ્થાએ આપણાથી બીજું શું બની શકે એમ છે ? આખરે, આપણે ભીખ માંગવી પડશે ! આપણા ગરીબોનાં તે કંઈ જીવતર છે ! સવારથી માંડીને મોડી રાત સુધી કામ કરીને કૂટાઈ મરીએ તો ય જ્યારે ઘરડાં થઈએ એટલે જાકારો ! '

' આપણું દુઃખ કોણ સાંભળવાનું છે ? શેઠિયાઓને આપણા દુઃખોની શી પડી છે ? શેઠને કહેવું વ્યર્થ છે. શેઠિયાઓ તો એમના ફાયદાની વાત પહેલી જુએ છે, '

" બધા ય શેઠિયાઓ આવા જ નીચ હોય છે. એ તો બીજા-ઓનો જરા ય વિચાર કરતા નથી. માત્ર એમના ફાયદાની વાત પર એમની નજર પહેલી પડે છે. એ લોકોને એટલો વિચાર હોતો નથી કે, આ લોકો આપણું વૈતરું કૂટીકૂટીને ઘરડાં થયાં છે. એમની સેવામાં આપણું હીરનૂર ખર્ચાઈ ગયું છે. એ તો બધા કામના સગા છે. કામમાં જરી યે ગેરણુપ આવે કે ' જાઓ છુટ્ટા ! ' "

' બધો ય વાંક કંઈ શેઠનો નથી. આપણને તો પેલો ગાડી-વાળો છુટ્ટો કરાવે છે. એવો એ એગર એના કોઈ ગામવાળાને આપણી જગ્યાએ રખાવવા માગે છે. '

' હા, એ તો આપણો વેરવી છેસ્તો. એ મીઠું મીઠું બોલીને ગમે તે કામ કરાવી જાણે છે. બદમાશ ! પણ, હા તું ઊભો રહે મીઠાફાંસિયા ! હું પણ તને મજા ચખાડીશ. હું પણ અત્યારે સીધી શેઠ પાસે જઉં છું, ને કહું છું કે, એ કેવી રીતે ઘાસની ને દાણાની ચોરી કરે છે. ને કેવી રીતે શેઠને ઠગે છે. મારી પાસે બધી સાબીતી છે. પછી એને ખબર પડશે કે, બીજાની ચાડીઓ કેમ થાય છે ! '

'અરે, ગાંડી, આવું આપણાથી ન થાય. કોઈના પેટ પર પાટું...એ તો પાપ છે!'

'પાપ છે! મેં જે કહ્યું એમાં બતાવો જરાય ખોટું શું છે? હું તો શેઠને જરૂર કહેવાની. શેઠને કંઈ આંખો નથી? અને, શું કામ ન કહું? અત્યારે આપણે ક્યાં જઈએ? એણે આપણો સર્વનાશ કર્યો છે.'

વૃદ્ધા રોઈ પડી.

જેરાશિમે સઘળું કાનોકાન સાંભળ્યું. આ વાતો એના હૃદયમાં ખંજરની જેમ ભોંકાતી હતી. આ ઘરડાંઓને એ કેટલું દુઃખ પહોંચાડી રહ્યો છે એનું એને ભાન થયું. એનું હૃદય વેદનાથી ભરાઈ ગયું. બહુ વાર સુધી એ ત્યાં ઊભો થઈ રહ્યો. ઉદાસ ચહેરે, ચિંતામાં ડૂબીને એ એગરકાકાની ઓરડીએ પાછો ફર્યો.

'અરે, ભાઈ પાછો કેમ આવ્યો? કંઈ ભૂલી ગયો કે શું?'

'ના, એગરકાકા!' જેરાશિમે ગદ્‌ગદિત સ્વરે કહેવા માંડયું. 'તમે મારા માટે બહુ તકલીફ લીધી. પરંતુ, મારાથી નોકરી નહિ થાય. માફ કરજો.'

'કેમ? પણ થયું શું?'

'કંઈ નહિ! મારે અહીં નોકરી નથી કરવી. બીજે ક્યાંક શોધી લઈશ.'

એગરકાકા બહુ નારાજ થઈ ગયા. ગુસ્સે થઈને કહેવા લાગ્યા: "તું તે બીજાને ઉલ્લુ બનાવવા માગે છે કે શું? બેવકૂફ છું કે શું? પહેલાં આવીને પગમાં પડયો, 'કાકા, મને ક્યાંક નોકરીએ લગાડો. ક્યાંક નોકરીએ લગાડો,' ને, હવે ભાઈને નોકરી નથી કરવી! ડફોળ. બીજાની આબરુ બગાડનો."

શો જવાબ દેવો એની કંઈ સૂઝ જેરાશિમને પડી નહિ. એણે

માથું નીચું ઢાળી દીધું. એગરકાકા એની આગળથી તિરસ્કારપૂર્વક મોં ફેરવી લઈને ઊભા થઈ ગયા.

થોડી વારે જેરાશિમ ચૂપચાપ પોતાની ટોપી લઈને એગરકાકાની ઓરડીમાંથી બહાર નીકળ્યો. એ જલદી જલદી બંગલાના દરવાજા-ની બહાર નીકળી સડક પર આવી ગયો. એણે શહેર તરફ ઉતાવળે પગે ચાલવા માંડયું. હવે એનું મન હલકું પડયું. એને સુખનો અનુભવ થઈ રહ્યો હતો.

સ્પેન

# પ્રથમ પ્રેમ

## લેખિકા :—એમિલિયા પોર્ડોબાજન

મારી વય તે સમયે કેટલી હતી? અગીયાર કે બાર વર્ષની? ના, ના, ઘણું કરીને તેર વર્ષની મારી ઉંમર હતી, કારણ કે તે ઉંમર પહેલા પ્રેમમાં પડવું ઘણું વહેલું ગણાય, પણ એ ચર્ચામાં હું ઊતરવા માગતી નથી, કારણ કે દક્ષિણના દેશોમાં લોકો બહુ નાની વયે પ્રેમમાં પડે છે.

હું ક્યારે પ્રથમ પ્રેમમાં પડયો તે ચોક્કસ કહી શકું તેમ નથી પણ મારો પ્રેમ કેવી રીતે શરૂ થયો તે હું બરાબર કહી શકીશ. મારી ફોઈ જ્યારે જ્યારે બહાર જતાં ત્યારે ત્યારે તેમના ખંડમાં પ્રવેશી તેમનાં કબાટ તથા ટેબલના ખાના ખોલી તેમાં સુંદર રીતે ગોઠવાએલ વસ્તુઓ જોવાનો મને ખાસ શોખ હતો. એ બધા ખાનાઓ મને પ્રદર્શન જેવા લાગતા હતા. એ દરેકમાં અમૂલ્ય અને અપ્રાપ્ય વસ્તુઓ જોવા મળતી તેમાંથી સુમધુર સુવાસ પણ આવતી. સુગંધથી વાતાવરણ મ્હેક્યા રહેતું.

શીવવાનો સામાન, સંત પુરુષોનાં ચિત્રો, ચાર્ટ પેપર્સ સુગંધી પદાર્થો, હાથીદાંત અને ચાંદીની ફ્રેમ વગેરે બધું તેમાં સુવ્યવસ્થિત ગોઠવાયેલું નજરે પડતું. એ બધું હું લેતો. અને ફરી વ્યવસ્થિત રીતે તેની તે જગ્યાએ તે પાછું ગોઠવી મૂકતો. એક દિવસ અચાનક રેશમી કાપડમાં વિંટાળેલી સોનાની એક ફ્રેમ પર મારી નજરે પડી. રેશમી વસ્ત્રથી વીંટાયેલ તે ત્રણેક ઈંચનું ચિત્ર હતું. તેની ફ્રેમ હાથીદાંતમાંથી તૈયાર કરવામાં આવી હતી, અને તેના પર સોનું મઢવામાં આવ્યું હતું.

મને પહેલાં તો આશ્ચર્ય થયું. સૂર્યનો પ્રકાશ તેના પર પડતો હતો, તેથી તેના ઝગમગાટમાં વધારો થયો હતો. તે ખૂબ સુંદર ચિત્ર હતું. સ્વપ્નમાં પણ નહિ જોયેલ તેવું તેનું સૌંદર્ય હતું. ચિત્રની લલના આશરે વીસ વર્ષની જણાતી હતી. સામાન્ય મુગ્ધા નહિ, પણ પૂરેપૂરી યુવાન સૌંદર્યવતી ને સ્ત્રી હતી. તેનું મુખ લંબગોળ હતું. તેના ઓષ્ઠ પરવર જેવા પાતળા અને ગુલાબી હતા, ને અડધા ખુલ્લા હતા, અને હાસ્ય વેરતા હતા. તે સ્ત્રીની આંખો મોહક હતી, ને એ તીરછી નજરે જોતી હતી. સ્ત્રીનું સૌંદર્ય અનુપમ હતું. કામદેવે સર્જેલ સૌંદર્યપ્રતિમા સમી તે દીસતી હતી.

તેના વાળ ભરાવદાર અને સુંદર રીતે ઓળેલા હતા. તેની ગ્રીવા શ્વેત અને પાતળી હતી. તેનો પહેરવેશ જૂનવાણી માનસના લોકોની ટીકાને પાત્ર બને એવો હતો. ઘણાં બારીક વસ્ત્રો તેણે પહેર્યાં હતાં. શરીર ઢાંકવાને બદલે આ વસ્ત્રો શરીરના અંગો ખુલ્લાં કરતાં હતાં. તેના શ્વેત બરફ જેવા સ્તનમંડળ તરી આવતા હતા. તેની વચ્ચે મોતીની માળા પસાર થતી હતી. હાથમાં એક રૂમાલ હતો.

આ ચિત્ર જોતાંની સાથે જ હું પ્રેમવિવશ બની ગયો. મારી આંખો તેના સૌંદર્યનું પાન કરવા લાગી. તે જોવામાં હું એટલો તન્મય થઈ ગયો કે શ્વાસ પણ મુશ્કેલીથી લેવાતો. મારા આનંદની અવધિ ન હતી. આજ સુધી મે અનેક સુંદર ચિત્રો જોયાં હતાં, અનેક પ્રકારની શ્રેષ્ઠ શિલ્પકૃતિઓ પણ જોઈ હતી, પણ આ ચિત્ર તો અદ્ભુત હતું. અસલ જાણે જીવંત સ્ત્રી! ચિત્રના લાલ અને કેસરી રંગ ધબકતું રક્ત પ્રદર્શિત કરતા હતા. તેના સહેજ ખુલ્લા ઓષ્ઠ દાડમની કળી જેવા દાંત ખુલ્લા કરતા હતા. તેનો કેશ-કલાપ લલાટ અને ગ્રીવાનું સૌંદર્ય વધારતો હતો.

મેં કહ્યું તેમ તે ફક્ત ચિત્ર ન હતું, પણ જીવંત સ્ત્રીનું પ્રતિ-બિંબ હતું. કાચની તકતીને લીધે હું તેનાથી અલગ પડતો હતો.

મેં તે હાથમાં લીધું, ને મારા હૃદયના ધબકારા વધી પડયા. છાતી સરસું મેં તે દાબ્યું. મારી નસોમાં જોસથી લોહી ફરવા માંડયું. તે સમયે મેં પગરવ સાંભળ્યો. મારી ફોઈની દમલી ઉધરસનો તથા સહેજ ખોડંગાતા પગનો અવાજ સંભળાયો. તે બહારથી પાછાં આવતાં જણાયાં. મેં ઝડપથી ચિત્ર ખાનામાં મૂકી દીધું. ખાનું બંધ કર્યું. અને મુખ ઉપર નિર્દોષતાનો ભાવ રાખી બારી પાસે ઊભો.

મારી ફોઈ ખંડમાં દાખલ થયાં. તેમને ઉધરસ ચડી હતી. તેઓ એક ખુરસી ઉપર બેસી ગયાં. મને તેમણે હાથના ઈશારાથી પાસે બોલાવ્યો. અવસ્થાને લીધે કરચલીઓ પડી ગયેલ હાથથી પ્રેમપૂર્વક તેમણે મારી પીઠ થાબડી. ઊંડી ગયેલી આંખોથી તેઓ મને નિહાળવા લાગ્યાં. તેમણે મને ચોકલેટ તથા પિપરમીટ આપી. મારું મન બીજે રોકાયેલું હતું તેથી મને તે ગમી નહિ.

મારી ફોઈનો દેખાવ કોઈની આંખને આકર્ષે તેવો ન હતો. વૃદ્ધાવસ્થાને લીધે તેમના દાંત પડી ગયા હતા. તેમની આંખોનું તેજ ચાલ્યું ગયું હતું તેથી તે ઝાંખી લાગતી હતી. તેમના વાળ શ્વેત થઈ ગયા હતા, અને અસ્તવ્યસ્ત રીતે ફરફરતા હતા. તેમની હાજરીમાં મને ખાવું પણ ભાવતું નહિ, તેથી મેં કહ્યું, 'મારે આ ચોકલેટ નથી જોઈતી ફઈબા.'

'તારે નથી જોઈતી? કેટલી નવાઈ! તારા જેવાં બિલ્લી કરતાં ય લોભિયાને તે નથી જોઈતી? નવાઈની વાત!'

'હું નાનું બાળક નથી,' શરીર ટટ્ટાર કરી પગના અંગૂઠા પર ઊભા રહેતા હું બોલ્યો., 'મને મીઠાઈની જરા પણ પરવા નથી.'

મારી ફોઈ કટાક્ષમય રીતે જરા હસ્યાં. મારા વર્તનથી તેમને નવાઈ લાગી. મારા સામે જોઈ તેઓ ખડખડાટ હસી પડયાં. તેમનું કદરૂપું મુખ ખુલ્લું થતાં દાંત વગરનાં પેઢાંઓ કુરૂપતામાં વધારો કરવા લાગ્યાં. તે ખૂબ હસ્યાં. તેમના કપાળ પરની કરચલીઓ વધી પડી.

તેમનું આખું શરીર હાસ્યથી ધ્રૂજવા લાગ્યું. મારા શરીર પર તેમના મુખમાંથી થૂંક પડવા લાગ્યું. હું તેનાથી નાહી રહ્યો. મને મારું અપમાન થતું જણાયું. મને ખૂબ ધિક્કાર આવ્યો. હું ત્યાંથી છટકી જઈ મારી માતાના ખંડમાં ગયો. સ્વચ્છ પાણી અને સુગંધિત સાબુથી હું નાહ્યો, અને ચિત્રની સુંદરી પર વિચાર કરતો ગાવા લાગ્યો.

એ દિવસથી પેલી લલનાએ મારું મન હરી લીધું. તેથી જ્યારે જ્યારે મારાં ફોઈ બહાર જતાં કે તુરતજ હું તેમના ખંડમાં દાખલ થઈ જતો, ખાનું ઉઘાડતો, ચિત્ર કાઢતો, અને તેને નિહાળ્યા કરતો, તેના પર વિચાર કર્યા કરતો. આ મારો નિત્યક્રમ થઈ પડ્યો હતો. તેને જોતાં મને થતું કે, તેની આંખો મારા સામે મંદમંદ હસી રહી છે; તેની છાતી જોસથી ધબકી રહી છે. મને ચુંબન કરવાનું મન થઈ આવતું, પણ રખે તે ચીડાશે તેમ માની હું તેને ફક્ત છાતી સરસી ચાંપતો, અગર મારા કપાળ પર તેને રાખતો. મારા વિચારો ફક્ત તેના પર જ કેંદ્રિત થયા હતા. હું ખૂબ જ નાજુકતાથી તથા સંસ્કારિતાથી તેની સાથે વર્તતો.

જેમ કોઈ પ્રેમી પોતાની પ્રિયતમાને મળવા જાય, અને સુંદર વસ્ત્રો પહેરે, સુગંધિત તેલ નાખી કેશ હોળે તેમ હું જ્યારે મારી ફોઈના ખંડમાં જતો ત્યારે સ્નાન કરી સુગંધિતસુંદર વસ્ત્રો પહેરી જતો. મારી ઉંમરના બીજા છોકરાઓ તેમની પ્રિયતમાના ફોટા, પ્રેમપત્રો અને ફૂલો મને બતાવતા, અને હું પ્રેમમાં પડ્યો છું કે કેમ તે અંગે મને અનેક વખત તેઓ પૂછતા. હું હસતો, અને લજ્જાથી મારું મુખ લાલ બની જતું. એક રવિવારે હું મારી દૂરની પિત્રાઈ બેનોને ત્યાં ગયો. સૌથી મોટી બાગ્યે જ પંદર વર્ષની હશે. તેમને ત્યાં અમે બધાં સાથે રમતાં હતાં ત્યાં એક બારેક વર્ષની છોકરી મારી પાસે આવી. તેણે મારો હાથ દબાવ્યો, અને હાથમાં ગુલાબ મૂક્યું. તે ચાલવા લાગી. હું ચીડાયો. મેં ગુલાબનું ફૂલ ફેંકી દીધું.

તે ખૂબ ચીડાઈ. આખો દિવસ તે મારી જોડે રમી નહિ, એટલું જ નહિ, પણ આજે પણ તે પરણેલી હોવા છતાં તેણે મને તે માટે માફી આપી નથી.

મારી ફોઈ તો ફક્ત બે કે ત્રણ કલાક જ બહાર રહેતાં. આ સમય ચિત્રનિરીક્ષણ માટે મને ઓછો પડવા લાગ્યો. તેથી મેં તે મારા ખિસ્સામાં રાખવાનો નિશ્ચય કર્યો. આખો દિવસ તે ચિત્ર મારા ખિસ્સામાં સંતાડી રાખ્યું. કોઈ ભયંકર ગુન્હો મેં કર્યો હોય તેમ હું લોકોથી છુપાતો ફરવા લાગ્યો. મને લાગે છે કે ચિત્રસુંદરી મારા આ કૃત્યથી હસતી. તેના દેખતાં મારાથી શરીર કેમ ખંજવાળાય? મોજાં કેમ કઢાય? કપડાં કેમ બદલાય? તેથી તેવા સમયે હું ચિત્રને સુંદર સ્થળે મૂક્યા પછી જ તે ક્રિયાઓ કરતો.

ચિત્રની ચોરી કર્યા પછી મારી વિચિત્રતા વધી પડી હતી. રાત્રે ઉશીકા નીચે હું તેને રાખતો. અનેક વખત ઊંઘમાંથી ઝબકી જતો, અને મારા કિંમતી ખજાનાને તપાસી લેતો. રખે કોઈ લઈ ન જાય! છેવટે, મારામાં એટલો બધો અવિશ્વાસ પેદા થયો કે મેં તે ચિત્ર ગાલીચા નીચેથી લઈ લીધું, અને મારી છાતી પર મારા ખમીસ નીચે તેને સંતાડયું. હું સૂઈ ગયો. સવારે ચિત્રની ફ્રેઈમની છાપ મારી છાતી પર આબેહૂબ રીતે પડી.

હૃદય સાથે ચિત્રનો સ્પર્શ થવાથી રાતભર અનેક અદ્‌ભુત સ્વપ્નો મને આવ્યાં., ચિત્રમાંની લલના મૂર્ત સ્વરૂપે મારી પાસે આવી તેના આલીશાન મહેલ પાસે મને લઈ ગઈ. તેની પાસે મને બેસાડયો. તેણે તેનો નાજુક હાથ મારા લલાટ અને કેશ પર ફેરવવો શરૂ કર્યો. તેની પાસે મેં પ્રેમનાં કાવ્યો વાંચ્યાં. બંસરી બજાવી. તે ઘણી આનંદમાં આવી ગઈ. તેણે મારો ખૂબ જ આભાર માન્યો. મારા હૃદયમાં પ્રેમોર્મિઓ વધતી જતી હતી. દિવસે દિવસે અનેક જાતના દિવાસ્વપ્નો મને આવવા લાગ્યાં. રાત-

દિવસ હું મારી પ્રિયતમાના વિચારોથી જ રાચતો. બીજી કોઈ બાબતમાં મને રસ પડતો નહિ. ખાવામાં, પીવામાં મિત્રોને મળવામાં કે બીજા કશામાં મને રસ પડતો નહિ. તેથી મારું શરીર દિવસે દિવસે ગળતું જવા લાગ્યું. મારાં માતપિતા તથા કોઈને મારું ક્ષીણ શરીર જોઈ ચિંતા થવા લાગી. મારા પિતા ડૉકટર હતા. તેમણે કહ્યું,

'વિકાસની આ ભયંકર અને કટોકટોની ઉંમરે દરેક વસ્તુ ભયજનક હોય છે.' મારા પિતાએ મારું શરીર તપાસ્યું. મારી નિસ્તેજ તથા ઊંડી ઊતરેલી આંખો અને તેના ફરતાં થયેલા શ્યામ વર્તુલો તથા મારી ભોજન પ્રત્યેની અરુચિએ તેમને ચિંતાગ્રસ્ત બનાવ્યા. તેઓ મને હર વખત કહેતા, 'તું હંમેશાં રમ્યા કર. ઘરમાં બેસી ન રહે. તારા મિત્રો સાથે ફરવા જા. એકલો એકલો પડ્યો ન રહે.'

હું કહેતો, 'મને ફરવાની કે રમવાની ઇચ્છા જ થતી નથી.' મારા પિતા મને ખુશ કરવા અનેક જાતની વાતો કરતા. મને ચલચિત્રો, નાટક ને નૃત્ય જોવા લઈ જતા. મારો અભ્યાસ તેમણે બંધ કરાવ્યો. તેઓ હંમેશાં મને ભેંશનું તાજું ફીણવાળું દૂધ પાવા લાગ્યા. કેટલીક વખત મારા જ્ઞાનતંતુઓને ઠંડા પાડવા મારા માથા પર ઠંડું પાણી પણ તેઓ રેડતા. તેઓ મારી બગડતી જતી તબીયતની જ હંમેશાં ચિંતા કરતા. સવારમાં જ્યારે હું તેમને 'મંગલ પ્રભાત' (Good Morning) કરવા જતો ત્યારે પણ તેઓ જોયા કરતા, અને મને પાસે બોલાવી મારા શરીર પર હાથ ફેરવતા, મારા કૃશ શરીર સામે તાકી રહેતા. હું પણ નિર્દોષતાનો દેખાવ કરી આંખો ઢાળી દેતો. મારો ગુન્હો કબૂલ કરવા કરતાં મરી જવું સારું તેવો હું નિશ્ચય કરતો.

હું મારા કુટુંબીજનોથી અળગો પડી મારી ચિત્રસુંદરી સાથે એકાંતમાં રહેવાનું હંમેશાં ઇચ્છતો. ચિત્રસુંદરીને ગાઢ સ્પર્શ

કરવા મેં સિફતથી ફ્રેમનો કાચ કાઢી નાખ્યો, અને તેને ખૂબ ગાઢ આલિંગન આપ્યું. હું પ્રેમવિવશ બની ગયો. મારી સાન ગુમાવી બેઠો, અને મૂર્છિત બની હું નીચે પડયો.

જ્યારે મને ભાન આવ્યું ત્યારે મારા પિતા, માતા તથા ફોઈ મારી પાસે ચિંતાતુર મુખે બેઠાં હતાં. ખૂબ જ આતુરતાથી મારા તરફ તેઓ જોઈ રહ્યાં હતાં. મારા પિતા મારી નાડ તપાસતા હતા. તેઓ બોલ્યા : 'નાડ બહુ ધીમી ચાલે છે. હાથમાં પણ આવતી નથી. ધબકારા ઘણા મંદ પડતા જાય છે.' સૌ ચિંતાતુર બન્યા.

મારી ફોઈનું ધ્યાન મારા બાહુપાશમાં જકડાયેલ ચિત્ર પર પડયું. તે ગભરાયાં. મારી પાસેથી તે ચિત્ર તેઓ છોડાવવા લાગ્યાં. તે બોલતાં હતાં, 'ભાઈ, આ સુંદર ચિત્ર તું છોડી દે. આવું અનુપમ સૌંદર્યશીલ ચિત્ર બગડી જશે. મૂકી દે! તારે જ્યારે જ્યારે જોવું હશે ત્યારે તને હું બતાવીશ. તેને બગાડ મા, તેનો નાશ કર નહિ.' ફોઈ આર્જવતાથી બોલ્યાં.

'ભલે રહ્યું તેની પાસે. છોકરો સારો નથી તે તમે જાણતાં નથી.! ચિત્રની શું કિંમત છે?' મારી માતા ક્રોધાવેશમાં આવી બોલ્યાં.

'બીજી કોઈ પણ ચીજ ભલે તેની પાસે રહે. પણ આ ચિત્ર તો અમૂલ્ય છે. આજે આવું ચિત્ર કોણ ચીતરવાનું છે? અને, આજે હું તે દિવસ જેવી થોડી જ થવાની છું? તે તો ભૂતકાળની યાદ છે. હું પણ ભૂતકાળની વસ્તુ છું. ચિત્રની લલના આજે હું રહી નથી.' ફોઈ નિસાસો નાખતાં બોલ્યાં.

મારી આંખો ખૂલી ગઈ. બાહુપાશ ઢીલો પડયો. ચિત્ર મુક્ત થયું. મને આજે બરાબર યાદ નથી કે હું શું બોલ્યો હતો.

'તમે...તમે ચિત્ર-સુંદરી...તમે!' હું બબડયો હતો.

'તને લાગે છે કે આજે હું એટલી સુંદર છું? હાં! ખરે-ખર મારું યૌવન પૂર્ણ રીતે વિકસેલ હતું. મારું સૌંદર્ય અનુપમ હતું તે સમયનું જ આ ચિત્ર છે.'

આ સાંભળી મારું માથું પુનઃ નમી ગયું. ફરી હું બેભાન બન્યો. મારા પિતાએ ઊંચકીને મને પલંગ પર સુવાડયો, અને અક્સીર દવા મારા મોંમાં મૂકી.

હું ઝડપથી સાજો થઈ ગયો, અને ફરી કદી' મારી ફોઈના ખંડમાં પગ મૂકવાની ઇચ્છા મને થઈ નહિ.

સ્વીડન

# પ્રેમ અને રોટી

લેખક : ઑગસ્ટ સ્ટ્રિન્ડબર્ગ

જ્યારે ગુસ્તાફ ફોકે લુઇસ્સિના પિતા પાસે લુઇસના હાથની વિધીપૂર્વકની માગણી કરી ત્યારે તેમણે પહેલો પ્રશ્ન આ પૂછ્યો : 'તમે માસિક કેટલું કમાવ છો?'

'સો ક્રોનર*થી (kroner) વધારે નહિ, પણ લુઇસને—'

'મારે બીજું કાંઈ જાણવું નથી. તમે પૂરતું કમાતા નથી.' ગુસ્તાફના ભાવિ સસરા વચ્ચે જ બોલ્યા.

'હા, પણ હું અને લુઇસ એકબીજાને ખરા પ્રેમથી ચાહીએ છીએ. અમને અન્યોન્યમાં ખૂબ જ વિશ્વાસ છે.'

'સંભવિત છે. તેમ છતાં મારે માટે એ જાણવું જરૂરી છે કે તમારી વાર્ષિક કુલ આવક શું બારસોની છે?'

'અમે લીડીગોમાં પહેલવહેલા પરિચયમાં આવ્યાં.'

'સરકારી નોકરી સિવાય બીજું કાંઈ કમાવ છો? લુઇસના પિતાએ તેમની પ્રશ્નોત્તરી ચાલુ રાખી.

'મને લાગે છે કે અમે પૂરતું મેળવીશું. અમારા એકબીજા માટેના પ્રેમનો પણ તમારે ખ્યાલ કરવો જોઈએ.'

'હાં, હાં, એ ઠીક છે. પણ મને તમારી કમાણીનો ચોક્કસ આંકડો તો આપો.'

'અરે! એમ તો હું નોકરી સાથે ઇતર કામ પણ મેળવી શકું તેમ છું, અને સારું કમાઈ શકીશ' ઉત્સાહી પ્રેમી બોલ્યો.

* સ્વીડનનું ચલણી નાણું

'કેવા પ્રકારનું ઇતર કામ? અને, કે ?'

'ફ્રેંચ ભાષા હું શીખવી શકું, તેનો અનુવાદ પણ કરી શકું, અને પ્રૂફ રીડીંગનું કામ પણ હું કરી શકું.'

'અનુવાદનું કેટલું કામ મળે?' લુઇસના પિતા હાથમાં કાગળ-પેન્સિલ લઈ બોલ્યા.

'એ હું ચોક્કસ ના કહી શકું, પણ હાલમાં હું એક ફ્રેંચ પુસ્તકનો અનુવાદ એક ફરમાના દસ ક્રોનરના દરથી કરું છું.'

'તે પુસ્તકના કુલ કેટલા ફરમા છે?'

'આશરે ચોવીસ.'

'ઠીક ચાલો, તેના તમને અઢીસો ક્રોનર મળશે. બીજી શી કમાણી છે?'

'બીજી કમાણી અચોક્કસ છે?'

'અરે! તમે કેવા છો! તમારી કમાણીનું ઠેકાણું નથી, અને તમે પરણવા તૈયાર થયા છો? મને લાગે છે કે લગ્ન અંગે તમે વિચિત્ર ખ્યાલો સેવતા જણાવ છો. તમને સહેજે ખ્યાલ આવે છે કે તમારે બાળકો થશે, અને તેમનું તમારે ભરણપોષણ કરવું પડશે?'

'પણ, બાળકો જલદીથી શું થોડા જ થવાના છે? આપને તો મારી એક જ વિનંતિ છે કે અમારા એકબીજાના પ્રેમ પ્રત્યે જ આપ આપનું લક્ષ આપો...'

'બાળકો તો તુરત જ થવાનાં, તેમાં શક નથી.' લુઇસના પિતા ગુસ્તાફને અધવચ્ચે વચમાં જ બોલ્યા. 'ઠીક, પણ, તમે એક-બીજા સાથે પરણવાનો નિશ્ચય કરેલો છે તો મારે સંમતિ આપ્યા સિવાય કાંઈ છૂટકો છે? તેમ છતાં તમને સલાહ આપું છું કે આજથી હવે તમારી કમાણી વધારવા બને તેટલી કોશીશ કરવી.'

યુવાન ગુસ્તાફ સંમતિ મળવાથી ખૂબ આનંદમાં આવી ગયો. અને તેણે તે વૃદ્ધના હાથને ચુંબ્યો. લુઇસ પણ આનંદસાગરમાં ડૂબી ગઈ હતી. તે દિવસે જ્યારે તે બન્ને જણાં એક બીજાના હાથમાં હાથ ભેરવી ફરવાં ગયાં ત્યારે તેઓ કેટલાં સુખી હતાં!

સાંજે જ્યારે તે લુઇસિને મળવા ગયો ત્યારે પ્રૂફ રીડીંગના કાગળો પણ સાથે લેતો ગયો હતો. તે જોઈ લુઇસિના પિતા ખુશ થયા. લુઇસ પણ આનંદમાં આવી ગઈ, અને તેણે ગુસ્તાફના કપોલ પર ચુંબન કર્યું. ત્યારપછીના ગુસ્તાફના દિવસો લુઇસિ સાથે સિનેમા, નાટક જોવામાં તથા દરિયાકાંઠે સહેલ કરવામાં ગયા. રેસ્ટોરાં, હોટેલ, નૃત્યગૃહો વગેરેમાં તેઓ અવારનવાર જવાં લાગ્યાં, તેથી ગુસ્તાફને ખૂબ ખર્ચ થઈ ગયું. દિવસના મોટા ભાગનો સમય લુઇસિ સાથે જ ગાળવાથી તેની બીજી આવક પણ અટકી ગઈ.

લગ્નનો દિવસ નજીક આવતો જતો હતો. તે માટે તેઓ ખરીદી કરવાં લાગ્યાં. મકાનની તેઓ તપાસ કરવાં લાગ્યાં. તે માટેનું રાચરચીલું, ફર્નિચર તેઓ વસાવવા લાગ્યા. તેમણે બે સુંદર પલંગ ખરીદ્યા. તેના પર બીછાવવા માટે મખમલની પથારી ખરીદી. સ્પ્રીંગવાળી ખુરશીઓ પણ ખરીદી. ગૃહ શણગારનાર કલાકારને ત્યાં તેઓ ગયાં. ત્યાં પ્રેમનાં દેવદેવતાની મૂર્તિઓ, એક સુંદર લેમ્પ, જમવા માટે સુંદર ટેબલ, કાચનાં વાસણો વગેરે તેમણે ખરીદ્યું. ગુસ્તાફનો બધો સમય બિલ પતાવવામાં, લુઇસિને આપવાની ભેટો ખરીદવામાં, મકાન શોધવામાં અ ચેક લખવામાં જતો. તેને લીધે બીજું કશું ઈતર કામ તે કરી શકતો નહિ. તેથી તેની કમાણી ઘટી ગઈ હતી. પણ, તેને અંતરમાં વિશ્વાસ હતો કે લગ્ન થયા પછી તે ખૂબ કમાશે, અને બધું દેવું ભરપાઈ કરી દેશે.

ગુસ્તાફ અને લુઈસે ખુબ જ કરકસરથી જીવન ગાળવા વિચાર કર્યો હતો. ફક્ત બે ખંડમાં જ તેઓ રહેવા માગતાં હતાં. નાનું મકાન હોય તો ઓછા ફર્નિચરથી પણ સારું દેખાય. તેથી તેમણે પહેલે માળે બે ખંડ અને એક રસોડું છસો ક્રોનરના ભાડાથી રાખ્યું. લુઇસિને પહેલાં તો થયું કે વધુ ખંડ હોય તો સારું, પણ તુરત જ તેણે વિચાર્યું કે એકબીજા માટે સાચો પ્રેમ હોય તે જ બધું છે.

છેવટે મકાન શણગારવામાં આવ્યું. શયનગૃહમાં પાસે પાસે બે પલંગ ગોઠવવામાં આવ્યા. જીવનયાત્રાએ સાથે નીકળેલ બે રથ જેવા તે લાગતા હતા. પલંગ પર મખમલની પથારી, તેના પર શ્વેત ચાદર, અને તેના પર રેશમી ઉશીકા મુકવામાં આવ્યાં હતાં. તેના પર મરોડદાર અક્ષરે બન્નેના સંયુક્ત નામ રેશમી દોરાથી ભરેલાં હતાં. બધું વાતાવરણ આનંદમય દીસતું હતું. દિવાનખાનાને બે વિભાગમાં વહેંચી નાખતો પડદો પણ ખૂબ જ કલાત્મક હતો. એક વિભાગમાં દિવાનખાનું, શયનગૃહ, ભોજનગૃહ અને અભ્યાસગૃહ હતાં, અને બીજી તરફ લુઈસનો સંગીતનો વિભાગ હતો. તેનો બાર સો ક્રોનરનો પિયાનો ત્યાં ગોઠવવામાં આવ્યો હતો. તેની પાસે સુંદર ટેબલ હતું. તેનાથી જરા દૂર ભીંત પાસે 'ટોઈલેટ-ટેબલ' હતું. તેની પાસે ગુસ્તાફના પુસ્તકોનો કાચનો એક કબાટ હતો. તેમાં સુવ્યવસ્થિત રીતે પુસ્તકો ગોઠવવામાં આવ્યાં હતાં.

શનિવારે રાત્રે તેમનાં લગ્ન થયાં. રવિવારે સવારે મોડે સુધી આ સુખી દંપતિ ગાઢ નિદ્રામાં પડયાં હતાં. ગુસ્તાફ પહેલો ઊઠયો. સૂર્ય પ્રકાશતો હતો, તેથી તેણે બારી ન ઉઘાડી. ગુલાબી રંગનો વીજળીનો દીવો તેણે પ્રકટાવ્યો. તેના ગુલાબી કિરણો સંતોષ અને સુખમાં નિદ્રાધીન બનેલ લુઈસ પર પડતાં હતાં. તે મોડે સુધી ઊંઘી. રવિવાર હતો તેથી ઉતાવળ ન હતી. ધીરેધીરે દેવળોના ઘંટ સંભળાવા લાગ્યા, જાણે કે સ્ત્રી અને પુરુષના સર્જનનો આનંદમહોત્સવ તે ઉજવતા હોય.

લુઈસે પડખું ફેરવ્યું. ગુસ્તાફ રસોયાને ચાનાસ્તા માટે કહી આવ્યો. તે તેની સુંદર પત્ની સામે નિહાળી રહ્યો. તેના આનંદની અવધિ ન હતી. તેણે લુઈસના કપોળ પર ચુંબન કર્યું. લુઈસ જાગી. તે પણ ખૂબ આનંદમાં હતી. નોકર ચાનાસ્તો લાવ્યો. કેવાં સુંદર કપરકાબી, પ્લેટો અને ડિશ હતા! અને, તે બધું તેમનું પોતાનું— તેનું અને તેની પત્નીનું જ હતું. લુઈસે તેનાં કપડાં ઠીકઠાક કર્યાં. તે

જરા થાકેલ જણાતી હતી, તેથી તે આરામખુરશીમાં બેઠી. ગુસ્તાફે તેને થોડી બ્રાન્ડી આપી, તેથી લુઇસિ આનંદમાં આવી ગઈ. તેનો થાક ચાલ્યો ગયો. લુઇસિની મા આવું કદી સહન કરત નહિ. પણ, લગ્નજીવનનો એ મોટો ફાયદો છે કે તમને ઠીક પડે તેમ તમે વર્તી શકો છો.

ગુસ્તાફ તેની સૌંદર્યવતી પત્નીની બધી જ સગવડતા કાળજી-પૂર્વક સાચવતો. તેના દરેક કાર્યમાં તેને મજા પડતી. લગ્ન પછી તેનું જીવન ખૂબ જ આનંદમય બન્યું હતું. કૌમાર્યાવસ્થામાં અનેક વખત તે શ્રેષ્ઠ પ્રકારના ભોજનો જમતો, પણ તેને આવો આનંદ મળતો નહિ. તેને પોતાના અપરિણીત જીવન પર તિરસ્કાર આવ્યો. અરે! તેને એમ પણ થઈ આવતું કે જેમ કૂતરા પાસેથી કર લેવામાં આવે છે તેમ અપરિણીતો પર પણ સરકારે કર નાખવો જોઈએ. લુઇસિને તેમ નહોતું લાગતું. તેને તો અપરિણીત પુરુષોની માત્ર દયા આવતી. જો તેઓ ભરણપોષણ કરી શકે તેમ હોય તો તેમણે પરણી લેવું જોઈએ તેમ તે માનતી. જ્યારે ગુસ્તાફ માનતો હતો કે, સુખ પૈસાથી માપી શકાય નહિ. પણ! હાં! હવે તો ખૂબ કામ મળી રહેશે. પૈસા પણ સારી રીતે મળશે. અને, બધું બરાબર ચાલશે. ગુસ્તાફ તેની પત્નીને વારંવાર કહેતો :

'એક જ દિવસમાં સમગ્ર જીવન આવી જતું નથી, આપણે તો જીવન માણવું જોઈએ. અરે! આ જીવન તો કેટલું સૌંદર્ય-ભરપૂર છે!'

સાંજે છ વાગ્યે તેમના મકાન પાસે બે ઘોડાની એક ગાડી આવી ઊભી રહી. ગાડી કલાત્મક હતી. ઘોડાઓ પણ પાણીદાર હતા ગુસ્તાફ તેની પત્ની સાથે તેમાં બેઠો. તેઓ ફરવા ઊપડયાં. લુઇસના આનંદનો પાર ન હતો. બહારની દુનિયાએ નવા સાજ સજ્યા હોય તેમ જણાતું હતું. બધું જ સુંદર જણાતું હતું. રસ્તા પર આવ્યા જતા ગુસ્તાફના સંબંધીઓ તેની ઈર્ષ્યા કરતા, અને

મનમાં બબડતા, 'આણે ઠીક કોઈ ધનાઢ્ય સ્ત્રી શોધી લાગે છે. ઠીક મોજ ઉડાવે છે.' કેવી મજા! સુંવાળા મખમલના પોચા ઉશીકા પર અઢેલવાનું અને તેવી જ સુંદર ગાદી પર બેસવાનું! કેવી મજા! કેવું સુખી લગ્નજીવન!

પ્રથમ માસ અવિરત આનંદમાં પસાર થયો; નૃત્ય, નાટક, ખાણાંઓ અને સિનેમા જોવામાં ગયો. તેમ છતાં જે સમય તેઓ ઘરમાં ગાળતાં તે પરમ આનંદનો હતો.

એએક મહિના પછી લુઈસની તબિયત જરા લથડી. ગુસ્તાફ ડૉક્ટરને બોલાવી લાવ્યો. ડૉક્ટરે લુઈસને તપાસી. ડૉક્ટર જરા હસ્યા. ગુસ્તાફે દર્દ અંગે પૂછ્યું. ડૉક્ટર માત્ર હસ્યા. કશો જ રોગ નથી તેમ તેમણે જણાવ્યું. ગુસ્તાફને શાંતિ ન વળી. બીજા ડૉક્ટરને બોલાવી લાવ્યો. તેણે પણ હસીને તેમ જ કહ્યું. ગુસ્તાફને સંતોષ ન થયો. તેણે વૈદકના પુસ્તકોનો અભ્યાસ શરૂ કર્યો. તેના આશ્ચર્ય વચ્ચે તેને જણાયું કે, હવે તે પિતા થવાનો છે. માતાપિતા બનવાનું કેટલું સુખ? બાળક છોકરો જ હશે તેમ તેણે માની લીધું. ગુસ્તાફ આખા દિવસ આનંદમગ્ન રહેતા. એક દિવસ લુઈસે તેને કહ્યું, 'લગ્ન થયા પછી તમે તમારી આવકમાં કશો જ ઉમેરો કર્યો નથી, એ ઠીક કહેવાય? આપણું તથા આપણા બાળકનું શી રીતે પોષણ થશે!' ગુસ્તાફને પણ થયું કે, તેમનું જીવન બહુ ખર્ચાળ બની ગયું હતું. હવેથી ખૂબ કરકસર કરવાનો તેણે નિશ્ચય કર્યો.

બીજા દિવસે ગુસ્તાફ તેના વકીલમિત્ર પાસે પૈસા ઉછીના લેવા ગયો. તેના મિત્રે તેને કહ્યું, 'લગ્ન કરવા અને કુટુંબ વધારવું તે આજના જમાનામાં પોસાય તેવી બાબત નથી, અને તેથી જ હું પણ લગ્ન કરતો નથી.' ગુસ્તાફને એ સાંભળી ખૂબ શરમ લાગી. તેથી પૈસાની માગણી કર્યા વગર જ ખાલી હાથે તે ઘર તરફ પાછો વળ્યો. ઘેર આવ્યો ત્યારે લુઈસે તેને જણાવ્યું કે, બે લ્હેણદારો ઉઘરાણી કરવા આવ્યા હતા. તેમના હાથમાં સોટી પણ હતી.

ગુસ્તાફ તો પહેલાંની માફક જ બધી ચીજવસ્તુઓ લાવતો. એક દિવસ તેની પત્નીને ફ્રૂટનો કરંડિયો આપતાં તે બોલ્યો, ‘ આ સફરજન બહુ સસ્તાં મળ્યાં. દોઢ ક્રોનરનાં બે ડઝન મળ્યાં. કેટલાં સસ્તાં ! ’

‘ વ્હાલા ગુસ્તાફ, આપણને તે પોસાય ! નકામું ખર્ચ શા માટે કરો છો ? ’

‘ તને કશી વસ્તુની હું ઊણપ આવવા દઈશ નહિ. હવે તો મને ‘ એક્સ્ટ્રા ’ કામ પણ મળી ગયું છે. ’

‘ પણ, આપણા દેવાનું શું ? ”

‘ દેવું ? અરે, મારા મિત્રવર્ગમાં એક મોટી લોન હું ઊભી કરવાનો છું, એટલે એકીસાથે બધું દેવું ભરી દઈશ ! ’

‘ પણ, તે તો નવું દેવું કરવાનું થયું. ઊલમાંથી ચૂલમાં પડવા જેવું !’ લુઈસ નિરાશ વદને બોલી.

‘ કાંઈ વાંધો નહિ. દેવું થોડા સમયમાં ભરપાઈ થઈ જશે. પણ, આવી અણગમતી વાતો કેમ કરે છે ? હાં ! જો નો ખરી આ સફરજન અને દ્રાક્ષ કેટલાં સ્વાદિષ્ટ છે !’

જમ્યા પછી લુઈસ સોફા પર સૂઈ ગઈ. જ્યારે તે જાગી ત્યારે ગુસ્તાફ લખતો હતો. લુઈસે દેવાની વાત ફરી શરૂ કરી, ‘ કણિયાને હજી પૈસા અપાયા નથી. દરજી અને મિસ્ત્રી ધમકી આપે છે. કાપડિયો હંમેશાં ઉઘરાણી કરે છે. ’

‘ બસ, હવે કાંઈ કહેવું છે ? તે બધાને આવતી કાલે પાઈએ પાઈ ચૂકવી દઈશ. બસ, હવે કાંઈ છે ? હવે, એ વાત મૂક પડતી ! તું તારે આનંદના વિચારમાં મગ્ન રહે. તારે કશી જ ચિંતા નથી કરવાની. બોલ, આજે સાંજે ઘોડાગાડીમાં બેસી ફરવા જઈશું કે ટ્રામમાં ? ટ્રામમાં ફાવશે ને ? ’

‘ ફાવશે. ’ લુઈસે ટૂંકો જવાબ આપ્યો.

સાંજે તેઓ દરિયાકિનારે ફર્યાં, અને એક આલેશાન રેસ્ટોરામાં તેઓ જમ્યાં. ગુસ્તાફ ખૂબ આનંદમાં હતો. પણ, લુઈસ બિલ જોઈને ઉદાસીન બની ગઈ. તેટલી રકમમાં તો તે અનેક વસ્તુઓ ઘરે બનાવી શકી હોત.

મહિનાઓ પસાર થતા હતા. હવે પારણું, ગોદડીઓ, બાળકનાં કપડાં વગેરેની જરૂર જણાવા લાગી. ગુસ્તાફ પૈસા ઉછીના લેવાની ચિંતામાં હતો. અનાજ તથા કાપડના વેપારીઓએ હવે કોઈ પણ ચીજ આપવાની ના કહી હતી: તેમને પણ બૈરીછોકરાંનું પોષણ કરવાનું હતું ને? અરે! કેટલો ભૌતિકવાદ! કેવી સ્વાર્થી દુનિયા!

છેવટે, પ્રસૂતિનો દિવસ આવી પહોંચ્યો. તેણે લુઈસ માટે નર્સ રોકી. પુત્રી જન્મી. ગુસ્તાફ આનંદથી બાળકીને હાથમાં લઈ ફરવા લાગ્યો. પણ, લ્હેણદારો તેનો પીછો છોડતા નહોતા. કેટલીક વખત તેને દિવસોના દિવસો સુધી સંતાઈ રહેવું પડતું. તે તેના શ્વસૂરને મળ્યો. તેણે મદદ માટે તેમની પાસે માગણી કરી. શ્વસૂરે ઠંડો આવકાર આપ્યો. તેમણે કહ્યું: 'મેં તો તમને પહેલેથી જ કહ્યું હતું કે, લગ્નની જવાબદારી મોટી છે. તમારી શક્તિ ન હોય તો લગ્ન ન કરો. તેમ છતાં તમે લગ્ન માટે જીદ પકડી લગ્ન કર્યાં. હું તમને એક જ વખત મદદ કરીશ. તમે એકલાં જ માત્ર મારાં સંતાન નથી.'

સુવાવડી સ્ત્રીની બધી સગવડ સાચવવી, તેનો ખોરાક, દવાઓ, કપડાં, બાળકની બધી સગવડ સાચવવાની, અને નર્સનો પગાર આપવાનો હતો. કેટલો ખર્ચો? પૈસા ક્યાંથી લાવવા?

'અન્યોન્યના પ્રેમને પૈસાની મર્યાદા રોકી શકે નહિ.'

'તેનું પરિણામ જોયું ને? ઠીક, પણ હવે જે થયું તે થયું. હું તમને આ વખતે તો મદદ કરીશ, ફરી કદી નહિ કરું. મારી પાસે પણ બહુ પૈસા નથી, અને વળી તમે: મારું એક જ સંતાન નથી.'

સુવાવડી સ્ત્રી તથા બાળકની બધી સગવડ સાચવવી, તેને માટે ખોરાક, દવાઓ, કપડાં, વગેરે લાવવા તથા નર્સનો પગાર આપવાનો. એ કંઈ થોડું ખર્ચ છે?

સારા નસીબે લુઇસ થોડા સમયમાં જ હરતીફરતી થઈ. ફરી તેનું શરીર કુંવારી છોકરી જેવું નાજુક બની ગયું. સહેજ પાતળું થઈ ગયું હતું. લુઇસના પિતાએ જમાઈને કહ્યું, 'હવે એક પણ બાળક થવું ન જોઈએ. નહિતર, તમે તમારો વિનાશ નોતરશો.'

ગુસ્તાફ તેની વહાલી પત્ની અને બાળક સાથે પ્રેમમાં અને દિન-પ્રતિદિન વધતા જતા દેવામાં દિવસો વ્યતીત કરતો હતો. પણ, અંતે પેલા લ્હેણદારો જંપ્યા નહિ. ગુસ્તાફ પર તવાઈ આવી. તેને જેલમાં જવાનો સમય આવી પહોંચ્યો. લુઇસના પિતા તેમની પુત્રી તથા પૌત્રીને ગુસ્તાફ પાસેથી લઈ ચાલતા થયા. લુઇસ તેના પતિથી દૂર જવા ઇચ્છતી ન હતી. ઘરમાં એક દિવસ પણ ચાલે તેટલું અન્ન નહોતું તેમ છતાં પ્રેમાળ પત્ની તેના પતિ સાથે જ રહેવા માગતી હતી. પણ, લુઇસના પિતાએ ક્રૂર રીતે તેને તેના પતિથી વીખૂટી પાડી. લુઇસ ચોધાર આંસુએ રડતી હતી. તેના પિતાએ બાળકીને તેડી, લુઇસને હાથ પકડી મોટરમાં બેસાડી. લુઇસ છટકવા પ્રયાસ કરવા લાગી, પણ તેના પિતા પાસેથી તે છટકી શકી નહિ. મોટર ઝડપથી ઊપડી.

ગુસ્તાફ એકલો પડ્યો. તેની આસપાસ લ્હેણદારોનું ટોળું જામ્યું હતું. અનેક જાતની ગાળો, ધમકી, ડરામણી તેઓ બતાવતા હતા. ગુસ્તાફને તેના ખર્ચાળ જીવન માટે પશ્ચાત્તાપ થતો હતો. તેની આંખો સામે તેની પ્રિય વસ્તુઓ લ્હેણદારો ઉપાડી જતા હતા. અરીસા, ટેબલ, કબાટ, પુસ્તકો, પલંગ, અને બધું જ ઉપાડી ગયા. પણ, જ્યારે ગુસ્તાફે લુઇસને આપેલ લગ્નની પ્રથમ ભેટ—મોતીની માળા તથા મોતીની બંગડીઓ—ફર્નિચરનો વેપારી ઉપાડી જવા લાગ્યો ત્યારે તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. ગુસ્તાફ વેપારીના

પગે પડયો, પણ તેને દયા ન આવી. માળા તથા બંગડીઓ ઉપાડી તે ચાલતો થયો. બધી જ ચીજવસ્તુ ઉપડી ગઈ હતી. માત્ર શોક-સાગરમાં ડૂબેલો ગુસ્તાફ બાકી હતો. તેના દુઃખનો પાર નહોતો. બધી સંપત્તિ લ્હેણદાર છીનવી ગયા હતા. અને, પત્નીને તેનો ક્રૂર શ્વસૂર છીનવી ગયો. હાય! આ જીવન! નિર્ધન પ્રેમીની આ સ્થિતિ !

ગુસ્તાફનું કષ્ટમય જીવન હવે શરૂ થયું. એક દૈનિક વર્તમાન-પત્રમાં તેને પ્રૂફરીડર તરીકે જગ્યા મળી. રાતના ઉજાગરા તેને થવા લાગ્યા. હજી તે દેવાદાર તરીકે જાહેર થયો નહોતો, તેથી તેની સરકારી નોકરી ચાલુ રહી, પણ પગાર વધવાનું હવે બંધ થયું. રવિવારે તેના શ્વસૂરે તેનાં સ્ત્રીબાળકને મળવાની ઉદારતા બતાવી હતી. તે પણ એકાન્ત-માં તો નહિ જ. જ્યારે ગુસ્તાફ તેની પત્ની તથા બાળકને મળી સાંજે વર્તમાનપત્રની ઑફિસે પાછો જતો ત્યારે લુઈસ તેને દ્વાર સુધી વળાવવા જતી. આ પરીસ્થિતિ ગુસ્તાફને ખૂબ જ અપમાનજનક લાગતી હતી. બધું દેવું ચૂકવતાં કદાચ વીસ વર્ષ પણ નીકળી જાય. અને તે પછી—તે પછી પણ શું તે તેનાં સ્ત્રી, બાળકનું ભરણપોષણ કરી શકશે ! ના, હરગીજ નહિ. પણ, તે દરમિયાન તેના સસરા મરણ પામે તો! અરે! તો તો તેની સ્ત્રી અને બાળક ઘરબાર વગરનાં થઈ જાય! તે વિચાર આવતાં ગુસ્તાફે લુઈસથી ક્રૂર અને નિર્દયતાથી પોતાને વિખૂટો પાડનાર શ્વસૂરનો આભાર માન્યો.

અરે! ફક્ત આ મનુષ્યજીવન જ કેટલું ક્રૂર અને કપરૂં છે! ખેતરમાં ફરતાં પશુઓને સહેલાઈથી ખોરાક મળી રહે છે. તેમને કશી જ મહેનત કરવાની હોતી નથી. પણ, હાય! કુદરતનાં બધાં જ સર્જનોમાં ફક્ત મનુષ્યના લલાટે જ પેટ માટે મહેનતમજૂરી કૂટવાની લખાયેલી છે! એ શરમની વાત છે કે, દરેક મનુષ્યના ભરણપોષણ માટે કશીજ જોગવાઈ નથી.

સ્વીટ્ઝરલેન્ડ

# પાડોશી

## લેખક: આટન ગુસ્ટાવ મેટોસ

એ ઘણો થાકી ગયો હતો. બીજા માળના તેના મકાનની બારીમાં વિચાર કરતો એ ઊભો હતો. એનું મન દૂર દૂર પરિભ્રમણ કરતું હતું. દેવાને લીધે એને પોતાનો દેશ છોડવો પડયો હતો. એના કુટુંબે એનો ત્યાગ કર્યો હતો. અમેરિકા જવાનું ભાડુ એની પાસે ન હતું. એથી એ જીનિવા રોકાયો. ત્યાં કેટલાક વિદ્યાર્થીઓ સાથે એ જુગાર રમ્યો. તેમાં એ ખૂબ કમાયો. છેવટે, જ્યારે એક વિદ્યાર્થીએ જુગારમાં બધું જ હારી જવાથી જીનિવાના તળાવમાં પડી આપઘાત કર્યો ત્યારે જ કાલાકે જુગાર રમવો બંધ કર્યો. એની પાસે ઠીક ઠીક દ્રવ્ય એકઠું થયું હતું. ભવિષ્યના સુખસ્વપ્નો એને દેખાવાં લાગ્યાં. એક સુંદર મકાન એ ભાડે રાખશે; તેમાં સુંદર ફર્નિચર એ ગોઠવશે; અને લોકોને તલવારબાજી તથા મુક્કાબાજી તે શીખવશે. આવા વર્ગમાંથી એને સારી આવક થશે.

તલવારબાજીમાં એ એટલો નિષ્ણાત હતો કે, અલ્પ સમયમાં જ સમાજના શ્રેષ્ઠ વર્ગમાં ઊંચું સ્થાન એ મેળવી શકયો. પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ એને પોતાને ત્યાં આમંત્રણ આપી અભિમાન લેતા. દુનિયાના શ્રેષ્ઠ પટ્ટાબાજો અને તલવારબાજોની જ્યારે મેચ થઈ ત્યારે કાલાક તેમાં સર્વશ્રેષ્ઠ ચેમ્પિયનની ખ્યાતિ પામ્યો. એથી એની કીર્તિ ચોમેર ફેલાઈ. એ સમયથી એણે પેરિસ જવાની તૈયારી શરૂ કરી.

શહેરની સૌંદર્યવતી તેમ જ ધનાઢ્ય સ્ત્રીઓ એની પાછળ ઘેલી બની ગઈ હતી. એક રાજકુમાર જેટલું તેઓ એને માન આપતી

એના પરિચયમાં આવનાર દરેક વ્યક્તિ તેની રીતભાતથી જિતાઈ જતી. આવી આકર્ષક રીતભાત, એ ઉમદા અને બહાદુર અમલદાર કુટુંબમાં જન્મેલો હોવાથી, તેને વારસામાં મળી હતી. જો કે તે ઘણા પ્રેમાળ હૃદયનો હતો, તેમ છતાં એક પણ સ્ત્રી તેને ગમતી ન હતી. કારણ કે, હૃદયથી તે ડોન ક્વિકઝોટ જેવો આદર્શવાદી હતો. 'શિવલરી'-ના એના આદર્શો ઘણા ઊંચા હતા. તેથી જ તે આદર્શ સ્ત્રીની કલ્પના-માં દિવસો વ્યતીત કરતો હતો.

બારીમાં એ ઊભો હતો. તેના મકાનની સામેના બગીચામાંથી આલ્હાદક અને સુવાસિત પવન આવતો હતો. પાસેના ઝાડ પર કોયલ ટહૂકી રહી હતી. એ સિગારેટ પી રહ્યો હતો. ધૂમ્રપાનનાં ધૂમ્રવર્તુળો એ નીરખી રહ્યો હતો. એને અનેક સુખસ્વપ્નો આવતાં હતાં. તેવામાં એને એકદમ આંચકો લાગ્યો. એની ખુલ્લી ગરદન પર ટીંપાં પડતાં હોય એમ એને લાગ્યું. તેણે ગરદન લૂછી નાખી. અરે! જૂન મહિનાના આ સ્વચ્છ આકાશમાંથી—નહિ વાદળ ને નહિ વીજળી—ને આ ટીંપાં ક્યાંથી! આકાશ સામું જોવા એણે એનું મુખ ઊંચું કર્યું. એના આશ્ચર્ય વચ્ચે એક યુવતી ઊભી હતી. યુવતીની સુંદર મોટી આંખો કાલાકના ગૂંચવણના ભાવવાળા મુખ તરફ સ્થિર મંડાયેલી હતી. જાણે કે તે કાલાકની ક્ષમા યાચી રહી ન હોય!

'આપ ફૂલઝાડને પાણી પાવ છો, એ સાથે સાથે મારા જેવા થોરને પણ પાણી પાવ છો, નહિ?' કાલાક હસતાં હસતાં પોતાના પરદેશી ઉચ્ચારથી ફ્રેંચ ભાષામાં બોલ્યો. આવી બાળક જેવી કાલી કાલી ભાષા, સામાન્ય રીતે, સ્ત્રીઓને ખૂબ ગમે છે.

'થોર! થોર મને અસર કરી શકે તેમ નથી, કારણ કે, એનાથી હું બહુ દૂર છું.'

'પણ કેટલાક થોર કાંટા વગરના પણ હોય છે.'

'એમ! મને વનસ્પતિશાસ્ત્રનું બહુ અલ્પ જ્ઞાન છે. પણ, તમે કહો છો તે હું માની લઉં છું કે, કાંટા વગરના પણ થોર હોય છે.'

'મહેરબાની કરી તમે હવે ત્યાંથી ચાલ્યા જશો નહિ. આસમાની આકાશમાં સુંદર પુષ્પો વચ્ચે તમને નીરખવા એ જીવનનો એક મહાન લહાવો છે.'

'તમે પરદેશી જણાવ છો; તમારા ઉચ્ચારો અને બોલવાની રીતભાત પરથી હું અનુમાન કરું છું.'

'હાજી, એ મારું દુર્ભાગ્ય છે. હું એક લશ્કરી અમલદાર છું, અને હમણાં તો મુક્કાબાજી અને તલવારબાજીના તાલીમવર્ગો ચલાવું છું, એ તો કદાચ તમને ખબર હશે.'

'હા, વર્તમાનપત્રોમાંથી મેં એ બાબત વાંચી છે. કીર્તિનો કળશ હવે થોડા સમયમાં જ તમારા શિર પર ઢોળાય તેમ લાગે છે.'

'દુઃખદાયી કીર્તિ! હા! કીર્તિ! કેટલી ક્ષણિક! હું તો માનું છું કે માણસે કામ કરવું જોઈએ. તેમ કરતાં કીર્તિ મળે તો ભલે. તેની પાછળ ગાંડા ન બનવું જોઈએ. મારી યોજના ફળીભૂત થાય તે માટે પેરિસ જવા વિચાર છે. ત્યાં તલવારબાજીનો તાલીમવર્ગ કાઢીશ, અને સાથે સાથે ઘોડેસવારી પણ શીખવીશ. મારાં વખાણ નથી કરતો, પણ ઘોડેસવારીનો હું નિષ્ણાત છું. મારા ઘોડા વગર મને અહીં ખૂબ સૂનું લાગે છે. કોઈ પાણીદાર ઘોડાને દેખતાં જ મારા પગ થનગની ઊઠે છે. અમે ઘોડેસવાર જ જાણીએ કે, ઘોડા અને ઘોડેસવાર થોડા સમયમાં કેવા એકરૂપ બની જાય છે!'

'ત્યારે તો તમે દંતકથામાં આવતા મનુષ્યઅશ્વના વંશ જ લાગો છો! તમે તમારી પ્રિયતમા એમેઝોન* શોધી છે કે નહિ?' વેલેન્ટાઈન સસ્મિત બોલી.

કાલાકે વેલેન્ટાઈન સામે જોયું. તેના ગાલ પર શરમના શેરડા પડયા હતા. કાલાકે વેલેન્ટાઈનને પ્રેમાળ જવાબ વાળવા ઊંચે જોયું તો સુવાસિત ફૂલો સિવાય બીજું કોઈ ત્યાં ન હતું.

આ રીતે તેઓ પ્રથમ પરિચયમાં આવ્યાં.

---

* ગ્રીક પુરાણોમાં કામરૂપ દેશની વીર રમણી

સાંજે કાલાકને શહેરમાં જમવા જવાની ઇચ્છા થઈ નહિ. અંધારામાં એ પથારીમાં પડયો. એકાંત એને ખૂબ સાલતું હતું. એને એનું બાળપણ યાદ આવ્યું. એની વહાલી માતા યાદ આવી. એના પિતા એને યાદ આવ્યા. પિતા કર્નલ હતા. તેમનું લાલ મુખ શ્વેત મૂછોથી પ્રભાવશાળી લાગતું હતું. તેમનું શરીર સોટી જેવું અક્કડ હતું, અને તેની પર જાણે વળગણી પર કપડાં મૂકયાં હોય તેમ કપડાં રહેતાં. કાલાક લશ્કરી અધિકારી હતો. તેમ છતાં એના પિતાની હાજરીમાં એ સિગારેટ પી શકતો નહિ. તેને યાદ આવ્યું કે, જ્યારે તેણે તેમની વિદાય લીધી ત્યારે તેમની આંખમાંથી આંસુ વહેતાં હતાં. જાણે અગ્નિથી સંતપ્ત લોહમાંથી રસ ઝરતો ન હોય! તેના પિતા આંસુ ખાળી બોલ્યા :

'બેટા! જ્યાં જાય ત્યાં સત્યનિષ્ઠ રહેજે. તું અમલદાર બને કે એક મજૂર બને તો પણ તારા બાપદાદાની માફક પ્રમાણિક રહેજે. આ રિવોલ્વર આપણા બાપદાદાની છે. તે તને ભેટ આપું છું. કોઈ પણ સમયે તારાથી શરમજનક કાર્ય થઈ જાય તો તેનો ઉપયોગ કરજે. અધોગતિવાળું જીવન જીવવું તેના કરતાં માનસહિત મરવું સારું.' આમ કહી એના પિતાએ એને રિવોલ્વર આપી.

બાલ્યાવસ્થાના સુખદુઃખના વિચારમાં ને વિચારમાં કપડાં બદલ્યા વગર તે ઊંઘી ગયો.

મધરાતનો સમય થયો હતો. દ્વાર પર ટકટક અવાજ થયો. કાલાક અવાજ સાંભળી ઝબકી ગયો. તેને થયું કે બારણું ખખડવાનો માત્ર આભાસ થાય છે. અત્યારે તે કોણ આવે? એ પથારીમાં પડયો, પણ બારણા પર વારંવાર ટકટક અવાજ થવા લાગ્યો. એ ઊભો થયો. એણે બારણું ખોલ્યું. એના આશ્ચર્ય વચ્ચે વેલેન્ટાઈન ત્યાં ઊભી હતી. એ મંદમંદ હસી રહી હતી. ચોમેર શાંતિ હતી. શ્વેત ચાંદની પથરાયેલી હતી. વાતાવરણ ખૂબ જ અલ્હાદક હતું.

'અમે આજે મેળામાં ગયાં હતાં. ત્યાંથી તમારા માટે હું આ

ભેટ લાવી. હું એક ફ્રેંચ સ્ત્રી છું, અને જેમ દરેક ફ્રેંચ સ્ત્રી માને છે તેમ હું પણ માનું છું કે, એકલાપણું તે કમનસીબી છે. તેથી જ મને લાગે છે કે, તમારી અંધારી ઓરડીના એકાંતમાં ખરેખર તમે ખૂબ જ દુઃખી હશો.' વેલેન્ટાઇન બોલી.

'આ જાતની લાગણી માટે આપનો આભાર.' કાલાક ભેટના પડીકાના દોરા છોડતાં બોલ્યો.

'તમે કેટલા માયાળુ છો! કેટલા સુંદર છો! મારા પ્રેમાળ પાડોશી! આ ભેટ આપીને તમે મને ખૂબ જ આનંદ આપેલો છે. મારા શુષ્ક હૃદયમા તમારું પ્રેમાળ અને માયાળુ હૃદય જાણે મિશ્ર થતું લાગે છે.'

'ધીરે બોલો! નહિતર, બીજા પાડોશીઓ સાંભળશે.' વેલે-ન્ટાઇન જરા વ્યગ્રતાથી બોલી.

'જરા પણ ડરશો નહિ. નીચેના ખંડો કાયમ બંધ જ હોય છે. તેમ છતાં નીચે જોઈ લઉં.' કાલાક બોલ્યો. રવેશની જીર્ણ થયેલી બારી પર તે કેડેથી નીચો વળી લટકયો.

'અરે, તમે શું કરો છો! પડી જશો. આ બારી તૂટી પડશે તો તમારાં હાડકાં પણ ભાંગી જશે. મારે ખાતર, ઇશ્વર ખાતર, બારી છોડી દો. તમારા ખંડમાં જાવ.' તે આવેશમાં આવી ચિંતાતુર સ્વરે બોલી. તે રડવા લાગી. આંસુનાં ટીંપાં કાલાક પર પડવા લાગ્યાં. એણે બારી છોડી દીધી, અને એ વેલેન્ટાઇન પાસે આવ્યો.

'અરે! મારાં મધુર પાડોશણ! તમે કેમ ડરો છો? તમારે ખાતર જ હું નીચે નહિ જઉં. બસ, હું તો કસરતબાજ છું. મોતી કાઢનાર મરજીવા જેમ પાણીમાં ડૂબકી મારે છે તેમ હવામાં હું છેક નીચે સુધી ડૂબકી મારી શકું. પણ, તમારે ખાતર એ પ્રયોગ નહિ અજમાવું.'

'આભાર! આપનો આભાર! હવે તમારા ખંડમાં દાખલ

થાવ.' વેલેન્ટાઈનના અવાજમાં હજી ગભરાટ હતો. બારી તૂટવાનો અવાજ આવ્યો. કાલાકે એક કૂદકો માર્યો, અને તેના ખંડના પલંગ-પર જઈ પડયો, 'હા. હા....હા,' તે હસ્યો.

'અત્યાર સુધી તમારા અને મારા વચ્ચે અંધકારનો પડદો હતો. હું જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતો હતો. પણ, હવે જીવન અને સુખસાગર વચ્ચે હું ઝૂલું છું. મારા સુંદર પાડોશણ, દૂધ જેવી આ શ્વેત ચાંદનીમાં તમે કેટલાં સુંદર દેખાવ છો!' વેલેન્ટાઈનના સૌંદર્યનું પાન કરતો કાલાક બોલ્યો. વેલેન્ટાઈન પણ કાલાકને નીરખી રહી હતી. તેઓ પ્રેમગોષ્ઠી કરતાં હતાં. તેમની આંખો અનેક જાતની મૂક વાતો કરતી હતી. આ રીતે ઘણો લાંબો સમય તેઓ વાતો કરતાં ઊભાં. છેવટે, વેલેન્ટાઈન બોલી, 'મને તમે ગમો છો તેનું કારણ એ છે કે, આટલો સમય થયો તો પણ તમે મારા વિષે કાંઈ પણ તપાસ કરી નથી; એટલું જ નહિ, પણ તમે જરા પણ આડંબર અને દંભ કરતા નથી. મારો પ્રેમ આવા માણસ તરફ કુદરતી રીતે જ ઢળે છે. ઠીક, સાહેબજી! વહાલા પડોશી!' વેલેન્ટાઈન જવા લાગી.

'જરા એક મિનિટ તો ઊભાં રહો! હવેથી હું તમને શું કહીને બોલાવું?'

'મારું નામ વેલેન્ટાઈન છે.'

'સુંદર નામ! મને યાદ છે કે, એક રાજકુમારીનું નામ પણ વેલેન્ટાઈન હતું.'

'હા. મિલનની વેલેન્ટાઈન! તમારું નામ શું?'

'પિટર કાલાક. આમડિયું નામ, નહિ?'

'શિવરાત્રિ (ગૂડનાઈટ) વ્હાલા કાલાક. હવે મારે જવું જ જોઈએ, કારણ કે મારા પતિ હમણાં આવી પહોંચશે.'

'કોણ?'

'મારા પતિ.'

'એમ! શિવરાત્રિ (મૂડનાઈટ)!'

પતિ! વેલેન્ટાઈન પરિણીત છે! એને એવો કદી વિચાર પણ આવ્યો ન હતો! એને કપાળે પરસેવો વળ્યો. એ પથારીમાં પડયો, પણ ઊંઘ ન આવી. ઊઠયો. ચાંદનીમાં ચારે બાજૂ એ ફરવા લાગ્યો. પ્રભાત સુધી બગીચામાં ફર્યો. અંતે થાકીને પથારીમાં પડયો. પણ, થોડા સમયમાં જ બારણા પર ટકટક અવાજ થતો સંભળાયો. તેણે બારણું ખોલ્યું. તેની સુંદર અને મધુર પાડોશણ પ્રભાતનાં કિરણોની માફક ત્યાં ખડી હતી. તેનું મુખ ગુલાબ જેવું સુકોમળ અને હાસ્ય વેરતું હતું. તેની આંખો કાચી રહેલી ઊંઘના ભારે જરા ઘેનભરી દેખાતી હતી, તેથી તે વધારે સુંદર લાગતી હતી. તેણે તેના સુંદર પાતળા હોઠ પર આંગળી મૂકી ચૂપકીદી રાખવાની સંજ્ઞા કરી.

'મને આખી રાત જંપ ન વળ્યો. ઊંઘ ન આવી.' થાકેલો અને ચિંતાતુર કાલાક બોલ્યો.

'તમે ડરશો નહિ. હું તમને બરાબર સમજી ગઈ છું. મારું હૃદય તમારી પાછળ ઘેલું બનેલું છે. હું તો ફકત તમને વફાદાર છું, અને વફાદાર રહીશ.'

જ્યારે કાલાકે વેલેન્ટાઈનને પોતાના ભૂજપાશમાં લેવા તેના ભૂખ્યા હાથ પ્રસાર્યા ત્યારે ફકત વેલેન્ટાઈનના શ્વાસથી હાલી રહેલાં કૂંડા માંહેના ગુલાબનાં ફૂલો જ એના પાશમાં આવ્યાં. સૂર્યનાં કિરણો બારીમાંથી આવતાં હતાં. જ્યારે ઉપરના માળે કઠોર અવાજે કોઈ ઠપકો દઈ રહ્યું હતું. ખૂબ જ કઠોરતાથી વેલેન્ટાઈનનો પતિ તેને ધમકાવતો હતો.

એ અઠવાડિયા સુધી હંમેશાં આ પ્રમાણે ચાલ્યા કર્યું. એક દિવસ જ્યારે કાલાક વેલેન્ટાઈનને કાંઈ પણ જણાવ્યા વિના ચાલ્યો ગયો ત્યારે વેલેન્ટાઈનને ખૂબ જ ગુસ્સો ચડયો. ચિંતા અને એના પતિ

તરફથી થતા ત્રાસને લીધે તે ખૂબ માંદી પડી. આમ ઘણા દિવસ ચાલ્યું. કાલાકે દીધેલ દગા માટે તેને ખૂબ રોષ ચડયો. ધીરે ધીરે કાલાક માટેનો તેનો પ્રેમ ઓસરવા લાગ્યો, અને તેનું સ્થાન ધિક્કાર અને તિરસ્કારે લીધું.

× ×

વર્ષા ઋતુની એક સાંજે વેલેન્ટાઈનના પતિએ જરા ગૂંચવાયેલા અવાજે વેલેન્ટાઈનને કહ્યું કે, પોતે એક ખૂબ જ અગત્યના અતિથિની રાહ જોતો હતો. વેલેન્ટાઈનને થયું કે, કોઈ વેપારી હશે અને વેપાર અંગેની કંટાળાભરી વાતો સાંભળવાની તેનો પતિ તેને શિક્ષા કરશે. પણ, થોડા સમયમાં જ કાલાકના પરિચિત પગલાં તેને સંભળાયાં. તે લગભગ બેભાન જેવી થઈ ગઈ, પણ તુરત જ તેણે પોતાની જાત પર કાબૂ મેળવ્યો. એટલામાં નોકરે આવી જણાવ્યું કે, કાલાક આવી પહોંચ્યા છે, અને તે તેમને મળવા માગે છે.

પહેલાં તો વેલેન્ટાઈન કાલાકને ઓળખી શકી નહિ. કાલાકનું શરીર ખૂબ જ ક્ષીણ થઈ ગયું હતું. વેલેન્ટાઈનના પતિ કોલિનને એનું ઠંડું સ્વાગત કર્યું. એનું સદા ય હસતું મુખ આજે ગંભીર હતું. એણે કપાળ [illegible], અને દમના દર્દી જેવી એણે ખાંસી ખાધી. અતિથિએ રિવાજ મુજબ યજમાનપત્નીને નમન કર્યું, [illegible] હાથ [illegible] ઓષ્ઠે ચૂમ્યો. અણગમતી શાંતિ પ્રસરી ગઈ. થોડી વારે કાલાક બોલ્યો, ‘ખરેખર, આજે મને ખૂબ જ આનંદ થયો છે. કોલિનન મહાશય ! તમે મને ખૂબ જ વીરત્વભરેલો આવકાર આપ્યો છે. જો માણસમાં સાચું વીરત્વ હોય તો ઘણા દુઃખમય પ્રસંગો સહેલાઈથી દૂર કરી શકાય.’

‘મેં તમારા વિષે આજે બધી તપાસ કરી છે. તમારું ભવિષ્ય ઊજળું છે. જો કે શરૂઆતમાં તમને ઘણી મુશ્કેલીઓ

નડશે. હું માનું છું કે, તમે આ પ્રદેશમાં પરદેશી હોઈ તમે તમારા ધંધાના ખર્ચ માટે પૈસાની મદદ માટે જ મારી પાસે આવ્યા હશો, અને તમારા જામીન તરીકે તમારી શક્તિ અને પ્રમાણિકતા સિવાય વિશેષ તમારી કને કાંઈ હોય તેમ જણાતું નથી. એક પાડોશી તરીકે તમને મદદ કરવાની મારી ફરજ છે. એ માટે જ મારી પત્નીને એક સાક્ષી તરીકે હાજર રાખવાનું તમે કહેલું હશે. મારી પાસે જો કે બહુ પૈસા નથી તેમ છતાં હું યુવકો અને પાત્ર માણસોને મદદ કરવાની મારી ફરજ સમજું છું.' કોલિનન એકીશ્વાસે બોલ્યો.

'પણ...પણ...આપ મને માફ કરો,' કાલાક વચ્ચે જ બોલ્યો.

'ના, ના, એમ ન હોય. ભલે, લોકો કહે છે તેટલો હું પૈસાદાર નથી તેમ છતાં તમારી મુશ્કેલીમાં તો હું જરૂર તમને મદદ કરીશ. તમારી સંસ્થા સારી પ્રગતિ સાધતી જાય છે.' કોલિનને કહ્યું.

'તમે તદ્દન ભૂલ ખાવ છો, મારા વહાલા પાડોશી. હું મદદ માટે આવ્યો નથી.' કાલાક ઘણી મુશ્કેલીએ બોલ્યો. તેના શરીરમાં ધ્રૂજારી આવી.

ફરી શાંતિ પ્રસરી. દમલેલ શ્વાસ સંભળાવા લાગ્યો. ઘડિયાળનો ટકટક અવાજ હૃદયના ધબકારા સાથે ભળી જતો હતો. વેલેન્ટાઈનની આંખમાં આંસુ વહેતાં હતાં.

'મારા વહાલા પાડોશી, આજની તમારી વાતચીત પરથી મને લાગે છે કે, મેં ધાર્યું હતું તેના કરતાં તમે ઘણા સજ્જન અને ભલા માણસ છો. અને, તેથી મારું કાર્ય હવે વધારે કઠીન બને છે. જો મને આવી ખબર હોત તો આ પગલું લેવાનો મેં વિચાર કર્યો ન હોત.' કબરમાંથી અવાજ આવતો હોય તેમ કાલાકના મુખમાંથી શબ્દો નીકળતા હતા. કોલિનન ભયભીત નજરે ચારે પાસ જોવા લાગ્યો. એને આ માણસ ભયંકર લાગ્યો.

'ઠીક, ક્યા કામ માટે આવ્યા છો તે તો કહો? કામનું નામ તો પાડો?' કોલિનન બોલ્યો. ઘણી મહેનતે તેણે શ્વાસ લીધો. ટેબલ નીચે તેણે પગ લંબાવ્યો, અને તેની પત્નીને હળવેથી ભયસૂચક લાત લગાવી. વેલેન્ટાઈનને તેની કાંઈ અસર થઈ નહિ. તે બાવરી બની ગઈ હતી. તેનું શારીરિક અને માનસિક બળ ચાલ્યું ગયું હતું.

'ના જી. હું પૈસાની મદદ માટે અહીં આવ્યો નથી. પણ હું આવ્યો છું તમારી પત્ની માટે, વેલેન્ટાઈન માટે, તમારી વહાલી પત્ની......' કાલાક શાંતિથી બોલ્યે જતો હતો.

'તમારું મગજ ઠેકાણે તો છે ને?' કોલિનન વચ્ચે બોલતો એકદમ ઊઠ્યો, અને ગોળીબાર કરવા માગતો હોય તેમ બારી પાસે ગયો. કાલાકે એને ખભાથી પકડ્યો, અને બળપૂર્વક એને ખુરશી પર બેસાડ્યો.

'હું પ્રમાણિક માણસ છું. અસત્ય બોલવું મારા માટે અસંભવિત છે. બીજાનો પ્રેમ ખોટી રીતે લૂંટી લેવો કે બીજાની પત્નીને બળાત્કારે ઉપાડી જવી તેના કરતાં મરવું વધારે ઉચિત છે, એમ હું માનું છું. તમારી પત્નીને તમારા માટે પ્રેમ નથી; તે મને ખરા હૃદયથી ચાહે છે. હું પણ તેને ખરા હૃદયથી ચાહું છું. આ હકીકત પ્રમાણિકપણે કહેવા અને તમારી પત્નીને મારી સાથે લઈ જવા માટે જ હું અહીં આવ્યો છું.' કાલાક નીડરતાથી બોલ્યો. તેણે તેના પિતાએ આપેલી રિવૉલ્વર ખિસ્સામાંથી કાઢી, અને ટેબલ પર મૂકી.

'જરા પણ ડરશો નહિ. હું ગુંડો કે ડાકૂ નથી. તમને બીજો કોઈ રસ્તો ન દેખાય તો એક ચોરડાકૂને મારો તેમ આ રિવૉલ્વરથી મને મારજો.' કાલાક મક્કમતાથી બોલ્યો.

ફરી પાછી દુઃખદાયી શાંતિ પ્રસરી રહી; ફરી દમલેલ શ્વાસ ચાલવા લાગ્યો; ફરી ઘડિયાળનો હૃદયના ધબકારા જેવો અવાજ સંભળાવા લાગ્યો.

'અરે! હું આ શું સાંભળી રહ્યો છું? આ બધું સંભવિત છે? વેલેન્ટાઈન, મને કહે! શું આ બની શકે? આવું ન જ બની શકે—ન જ બની શકે! વેલેન્ટાઈન, કહી દે કે આ ખોટું છે. મારી વહાલી વેલેન્ટાઈન, વહાલી...' કોલિનન ગળગળો થઈ બોલ્યો.

'હું જો કે ગરીબ માણસ છું તેમ છતાં હું પ્રમાણિક છું, અને કદી અસત્ય બોલતો નથી. તમારી પત્ની મને ખરા હૃદયથી ચાહે છે. પૂછી જુઓ એને.' કાલાક તેની છાતી અક્કડ રાખી જાણે લશ્કરને હુકમ આપતો હોય તેમ બોલ્યો. વેલેન્ટાઈનની આંસુથી છલકતી આંખો જરા ઊંચી થઈ, જાણે કે તંદ્રામાંથી ધીરે ધીરે જાગ્રત થતી હોય. વેલેન્ટાઈન ઊભી થઈ. કાલાક તરફ તેણે પગલાં માંડયાં. નખથી તે માથા સુધી કાલાકનું તેણે નિરીક્ષણ કર્યું.

'તમે ભલે ઓસ્ટ્રિયન, હંગેરિયન, સ્લોવક કે ગમે તે દેશના વતની હો, પણ તમારે જાણવું જોઈએ કે હું એક ફ્રેંચ સ્ત્રી છું, અને ફ્રાંસમાં એવો રિવાજ નથી કે પ્રેમીઓ પોતાની પ્રિયતમાનું તેમના પતિના દેખતાં અપમાન કરે, તેની બદબોઈ કરે. કોલિનન મહાશય, સાચું પૂછો તો મને આવી જાતના માણસો ગમતા હતા, જો કે હું તેને ચહાતી નહોતી. પણ, હવેથી હું એને પૂરેપૂરી ધિક્કારું છું. તેને તમાચો મારવાનું મને મન થાય છે. ઠીક, મહેરબાન કાલાક, છેલ્લા સલામ! હવે તમે અહીંથી ચાલ્યા જાવ, નહિતર હું મારા ક્રોધને કાબૂમાં રાખી શકીશ નહિ, ચાલ્યા જાવ!' વેલેન્ટાઈન ગુસ્સાથી બોલી ખંડમાંથી ચાલતી થઈ.

'કાલાક મહાશય, તમારે કાંઈ મદદ જોઈએ છે? જરૂર હોય તો મદદ કરવા હું તૈયાર છું.' કોલિનન હૃદયની શાંતિથી બોલ્યો. કાલાકના પગ ધ્રૂજતા હતા. જાણે કોઈએ તેને ચાબૂક માર્યો હોય, તેમ તેનું શરીર થરથરતું હતું. લથડતા પગે ખંડમાંથી તે ચાલતો થયો.

નોકર તેની પાછળ દોડતો ગયો. 'સાહેબ, આ આપની રિવોલ્વર. આપ તે ભૂલી ગયા હતા.'

# ત્યક્ત

લેખક : શૉલમ એશ.

[ છેલ્લા એકાદ સૈકાથી યુરોપના મોટા ભાગના લેખકો યિડીશ ભાષાનો ઉપયોગ કરવા લાગ્યા છે. તેમાંના ઘણાખરા પ્રસિદ્ધ લેખકો હાલમાં અમેરિકામાં વસે છે. વસ્તુતઃ 'યિડીશ' એ જર્મનીમાં વસતા યહુદીઓની માતૃભાષા છે. 'ત્યક્ત' એ ભાષાનાં વાર્તાનો એક નમૂનો છે. ]

જ્યારે બુરાહ જાગ્યો ત્યારે તેણે તેના બાળકને રડતાં સાંભળ્યું. ઊંઘ ભરાયેલી અંધ આંખે તેણે બૂમ પાડી, 'ગોલ્ડા ! તારું ફૂરકુરિયું રડે છે.'

ગોલ્ડા તરફથી કાંઈ જવાબ મળ્યો નહિ. તેણે આજુબાજુ નજર કરી. ગોલ્ડા ઘરમાં ન હતી. તેને નવાઈ લાગી. તેને થયું કે, કદાચ તે સ્નાનગૃહમાં નહાવા ગઈ હશે. તેણે કપડાનો એક કકડો લીધો, અને બાળક પર નાંખ્યો. બાળક તેનાથી રમવા લાગ્યું. બુરાહ ઊભો થયો, અને કપડાં પહેરવા લાગ્યો.

કપડાં પહેરી તે સ્નાનગૃહ તરફ ગયો. ગોલ્ડા ત્યાં પણ ન હતી. તેને ફાળ પડી. બુરાહે તેની પત્નીનું કબાટ ઉઘાડયું. તે ખાલી હતું, —તેનાં વસ્ત્રો, દાગીના, કશું જ ન હતું.

'ગોલ્ડા નાસી ગઈ ! શું ? ખરેખર !' બુરાહ નિરાશ વદને બબડયો. ફરી જે જે સ્થળે તેની પત્નીની ચીજવસ્તુઓ રહેતી હતી તે તે સ્થળે તેણે તપાસ કરી. બધી જ વસ્તુઓ ઊપડી ગઈ હતી. કબાટ, ટ્રંક, બેગ, બધું જ ખાલી હતું. અરે ! બધું જ ગયું ! બધું લઈ તે નાસી ગઈ !

'કોની સાથે ?'

'જોન સાથે? હેન્દી ગુબ સાથે ?'

'ભલે...જેની સાથે નાસી હોય તેની સાથે નાસવા દો. મારે શું ?' તે અલિપ્ત ભાવે બોલ્યો; અને દીવાલ પર થૂંક્યો.

તેણે બાળક સામે જોયું "અરે પણ આ ગલૂડિયાનું શું કરવું? જો મને ફક્ત તેના રહેઠાણની ખબર મળે તો આ છોકરાને તેના દ્વાર પાસે મૂકી આવું. 'લઈ લે, આ તારું છે,' એમ કહી હું ચાલતી જ પકડું."

તેને એક દુષ્ટ વિચાર આવ્યો. તેનું મુખ જરા ફિક્કું પડ્યું. બે દાંત વચ્ચે ઉપરનો હોઠ તેણે જરા દાબ્યો. તેના હાથ ધ્રુજયા. બાળકનું તેણે બારીક અવલોકન કર્યું. કેટલું સુંદર ! અસલ તેના જેવું જ! તે હસતું હતું. હાથ પણ ઉછાળતું હતું.

બાળક તરફ તેણે પીઠ ફેરવી. સાહેબટોપી માથે મૂકી તે ચાલતો થયો. ઘરને તેણે તાળું માર્યું. ધ્યેય વગર તેણે ચાલવા માંડ્યું, પણ તેનું મન અશાંત હતું. બાળકના રુદનનો અવાજ તેના કર્ણ સાથે અથડાતો હતો. જાણે કે તે તેને બોલાવી રહ્યું હતું. બાળક તેના નાજુક હાથપગ ઉછાળતું તેની આંખો સમક્ષ તેને દેખાતું હતું. 'બસ, હવે પાછા વળવું જ જોઈએ. અને, જો ગોલ્ડા મળે તો તેને ગરદનથી પકડું, અને ગળું દાબી તેને મારી જ નાંખું. દુષ્ટા ! બાળક–નિર્દોષ બાળક–ને મૂકી આમ નાસી ગઈ!'

પાછાં વળતાં ભઠિયારાને ત્યાંથી તેણે પાઉંરોટી ખરીદ્યાં. ઘરે આવ્યો ત્યારે બાળક હસતું હતું. અંગૂઠો ચૂસતું હતું.

'અરે ! આ તો રમે છે!' બુરાહ સાશ્ચર્ય બોલ્યો. ફરી ઘર છોડી તે ચાલતો થયો. પણ, તેના પગ શિથિલ બની ગયા હતા. બાળકનું રુદન તેને સંભળાતું હતું. હૃદયમાં તેને દુઃખ થતું હતું. તેની પત્નીને તે ગાળો આપતો હતો. હવામાં મુક્કો ઉગામતો

તે પાછો વળ્યો. ફરી ઘર ઉઘાડી તે બાળક પાસે ગયો. બાળક રડતું હતું: મા...મા....મા...મા...મા. !

"એય તારી 'મા?' તારી વહાલી મા! તે તો તને છોડી નાસી ગઈ? તું શું કરવા રડે છે! તેને તારી પણ દયા ન આવી! રડ મા, એ દુષ્ટા માટે રડ મા!" તેણે બાળકને તેડયું.

'નરકમાં પડે તારી મા. તું હવે ચૂપ થા.' ખુરાહ બાળકને પંપાળવા લાગ્યો. બાળક તેના હોઠ વતી કાંઇક શોધતું હતું. આમથી તેમ તે માથું હલાવતું હતું. જાણે હમણાં કાંઇક બોલશે. ખુરાહે ઘરમાં દૂધની તપાસ કરી, સ્ટવ પર એક તપેલીમાંથી દૂધ મળ્યું. તેમાં ગ્લુકોસ નાખી ચમચી વતી તે પાવા લાગ્યો. બાળક ખૂબ ભૂખ્યું હતું. તે પીવા લાગ્યું. 'પી, પી! બચ્ચા! તારી માએ તારો ત્યાગ કર્યો છે. કૂતરી પણ પોતાનાં ગલૂડિયાંને આમ તજે નહિ. કૂતરી કરતાં પણ તે અધમ નીકળી. રડીશ નહિ! હું તને તજીશ નહિ.'

જ્યારે તે શાંત થયું ત્યારે તેને એક શાલમાં વીંટયું, અને તેને ખભે લઇ તે બજારમાં ગયો. લોકો તેને જોઈ હસતા હતા. રસ્તામાં તેના એક મિત્ર ક્રેડનિકે તેને બોલાવ્યો: 'ખુરાહ, આ કયાંથી ઉપાડી લાવ્યો?'

ક્રેડનિકની પત્ની એકદમ ઊભી થઈ, અને બાળકને ખૂબ વહાલથી તેણે તેડી લીધું. તે બહુ આનંદમાં આવી ગઈ બાળકને તેણે છાતી સરસું ચાંપ્યું.

'આ તમારું બાળક છે, ખુરાહ! તેની આંખો કેટલી સુંદર છે! નાક કેટલું નાજુક છે! કેવું રૂપાળું બાળક! મને આપી દો.' ક્રેડનિકની પત્ની બોલી. બાળકને લઈ તે હર્ષઘેલી બની કૂદવા લાગી. 'આ...હા. .બા...બા કેવો લુચ્ચો!' બાળકને આમથી તેમ ક્રેડનિકની પત્ની કુદાવવા લાગી. બાળક પણ હસતું હતું. ક્રેડનિક ખુરાહ પાસે આવ્યો. તેણે પણ બાળકને બારીકાઈથી જોયું: 'કેવું સુંદર બાળક! તેની મા કયાં છે?'

'જહાનમમાં ! તે તો નાસી ગઈ, નાસો ! ઘરની બધી ચીજવસ્તુ લઈ તે નાસી ગઈ !'

'અને, આ બચ્ચું તારે માટે મૂકતી ગઈ?'

'હા.'

'આ તો ભાઈ, ખરાબ, બહુ ખરાબ. મને લાગે છે કે, હવે તારે ધંધોનોકરી છોડી દેવાં પડશે, અને આની આયા બનવું પડશે તારી પત્નીએ સારી યુક્તિ કરી.' ફ્રેડનિક બોલ્યો.

'તમારે દયા ખાવાની જરૂર નથી. હું નાસીપાસ થાઉં તેવો નથી. ઈશ્વર સૌને મદદ કરે છે.' બાળકને તેના હાથમાં લેતાં બુરાહ બોલ્યો. તે ચાલતો થયો. ગામમાંથી પસાર થયો ત્યારે લોકો તેના તરફ આંગળી ચીંધતા હતા, અને હસતા હતા.

ગામથી દૂર દૂર એક નદી પાસે તે પહોંચ્યો. એક પત્થર પર તે બેઠો. સાવ નિર્જન પ્રદેશ હતો. કોઈની અવરજવર ત્યાં ન હતી. ઝાડ પરથી પાંદડાં ખરતાં હતાં તેનો અવાજ આવતો હતો. તેમ જ નદીના વહેતા નીરનો અવાજ આવતો હતો.

તેણે બાળકને પત્થર પાસે મૂક્યું. તેની સામે તે શાંતિથી એકાનજરે જોઈ રહ્યો. બાળક અંગૂઠો ચૂસતું હતું. તે વિચારમગ્ન દેખાતું હતું. બુરાહને શું કરવું તેની સૂઝ પડતી નહોતી. બાળકને તજી દેવાનો તેને વિચાર આવ્યો. પણ, બાળક માટે તેને દયા ઊપજી. છેવટે, એક લોહી તો ખરું ને? ફરી બાળકને તેણે બાથમાં લીધું; છાતી સરસું ચાંપ્યું. મુખની રેખાએ રેખા અસલ તેના જેવી જ હતી. તેને ખૂબ આનંદ થયો. બાળકને તેણે ચૂમ્યું.

'નાનકડા બુરાહ ! મારા વહાલા બેટા ! તું મોટો થઈશ ને? ખૂબ કમાઈશ, કેમ? ...પછી પરણીશ ખરું ને? તારે બાળકો પણ થશે, અને તેમની મા તેમને તજી નાસી જશે...પણ, તું બાળકોને લઈ આમ રખડીશ?...તું કોણ છે? મારા બચ્ચા...મારા જેવો જ થઈશ? તું અને હું?' બુરાહ હવામાં બોલતો હતો.

બાળકને તેણે નીચે મૂક્યું. બાળક શું કરે છે તે જોવા એક ઝાડ પાછળ તે સંતાયો. બાળક પગ ઉછાળતું હતું. અંગૂઠો ચુસતું હતું. ...'મા...મા...મા' બોલતું હતું. બુરાક ઝાડ પાછળ સંતાયો. વળી દૂર ગયો. બાળકને તે જોઈ શકતો હતો. દૂરને દૂર એક પછી એક ઝાડ પાછળ તે સરકવા લાગ્યો, છેવટે તે ખૂબ દૂર જઈ પહોંચ્યો. બાળક તેને દેખાતું નહોતું, તેમ જ તેનો અવાજ પણ આવતો નહોતો. પાછું જોયા વગર તે દોડવા લાગ્યો. તે દોડતો હતો તો પણ તેના કાનમાં બાળકનું કરુણામય રુદન સંભળાતું હતું. 'મારું વહાલું બાળક' અરે! નદીમાં તે પડ્યું હશે!' તેને એકદમ વિચાર આવ્યો. તેનું માથું ભમતું હતું. તેના હૃદયના ધબકારા વધી પડ્યા. તે અટક્યો. આજુ-બાજુ જોયું. તે પાછો વળ્યો.

વળી ઝડપથી તે દોડવા લાગ્યો. બાળક રડતું રડતું નદિના કિનારા પાસે આવી પહોંચ્યું હતું. તે ખૂબ રડતું હતું. 'નશીબદાર! અરે! જરા વધુ વાર થઈ હોત તો મારું વહાલું બાળક નદિમાં જઈ પડત. ડુબી જાત, નશીબદાર! નશીબદાર!' બાળકને તેણે હાથમાં લીધું. છાતી સરસું તેને ચાંપ્યું. નજીકમાં એક ગામ હતું. બુરાક ત્યાં ગયો. બાળકને કાખમાં લઈ ઘરે ઘરે તુટેલ અવાજે સાદ તે પાડવા લાગ્યો. આ અનાથ અને નમાયા બાળકને કોઈ દૂધ આપો! મા વિનાના છોકરાને કોઈ દૂધ આપો!

# આદર્શ પુસ્તક ભંડારનાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| પરિહાસ | સ્વ. પ્રોફે. નવલરામ જ. ત્રિવેદી | ૨–૮ |
| શેષ વિવેચનો | ,, ,, | ૨–૦ |
| અવશેષ વિવેચનો | ,, ,, | છપાય છે |
| કલાને ચરણે | ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ | ૪–૮ |
| રસદર્શન | ,, ,, | ૨-૧૨ |
| નાનાં હતા ત્યારે | ,, ,, | ૨–૮ |
| મોટા થયા પછી | ,, ,, | છપાય છે |
| મારી સૌંદર્યયાત્રા | ,, ,, | ,, |
| ઘુવડ બોલ્યું | નીરુ દેશાઈ | ૨–૪ |
| અજ્ઞાતા | ચુ. વ. શાહ | ૧–૮ |
| બહિષ્કાર | 'પલાશ' | ૩–૦ |
| વિવાહમંદિર | સ્વ. નારાયણબાબુ | ૩–૦ |
| પ્રવાસી ભા. ૧-૨ | પ્રોફે. ના. સી. ફડકે | ૪–૪ |
| રાજરાણી | સ્વ. 'પ્રેમચંદજી' | ૩–૮ |
| પ્રેમ અને પૂજા ભા. ૧-૨ | 'દર્શક' | ૫–૦ |
| શિક્ષણ-સાધના | આચાર્ય ક્ષિતિમોહન સેન | ૧-૧૨ |
| કન્નડની શ્રેષ્ઠ નવલિકાઓ | 'શિવમ સુંદરમ્' | છપાય છે |
| બંગાળીની ,, ,, | મા. ગો. જોશી | ,, |
| મરાઠીની ,, ,, | ,, ,, ,, | ,, |
| વિદ્રોહી આત્મા | ખલીલ ગિબ્રાન | ,, |
| વૈજ્ઞાનિક નવલિકાઓ | કાલિદાસ જાદવ | ,, |
| શિશુલીલા | કવિવર રવીન્દ્રનાથ ઠાકુર | ,, |

પ્રાપ્તિસ્થાન

## ન વ સ ર્જ ન કા ર્યા લ ય

મોટા આંકડિયા . . . . . . . . . . કાઠિયાવાડ